# ગુજરાતશાળાપત્ર.

# GUJARATSCHOOLPAPER.

FEBRUARY 1881.

| પુસ્તક ૨૦ મું. | ફેબ્રુવારી. | અંક ૨ જો. |
|---|---|---|


એ તારું બહુ મોટું તુજ, નામ તેમ છે કર્મ;—
કર અંતે મન સ્વસ્થની, ખરી એવી ધરી હામ.

અનુક્રમણિકા. પૃષ્ટ.



*CONTENTS.* *PAGES.*




(કેળવણીખાતાના હુકમથી)

અમદાવાદમાં

સામાની હવેલીમાંએ યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજનસી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ { રૂ ૨) વરસનો અગાઉથી. / રૂ ૦)= છૂટક અંક એકના. } ટપાલ ખર્ચ જુદું.

ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૦ મું. ફેબ્રુઆરી સન ૧૮૮૧. અંક ૨ જો.

# કેળવણીખાતાનો રીપોર્ટ સને ૧૮૭૯-૮૦

## ટ્રેનિંગ કાલેજો.

૧. આ વરસ આખરે પૂના ટ્રેનિંગ કાલેજમાં ૧૨૯, ત્યાંની ફીમેલ ટ્રેનિંગ કાલેજમાં ૨૬, અમનગરની પ્રાંતિક વર્નાક્યુલર સ્કૂલમાં ૪૮, અમદાવાદ ટ્રેનિંગ કાલેજમાં ૫૬, ત્યાંની ફીમેલટ્રેનિંગમાં ૩૧, રાજકોટમાં ૬૫, ધારવાડમાં ૧૦૨, ને સિંધ ખાતે ૨૦ સ્કાલરો હતા. આ મેહેતાજી તૈયાર કરનારી શાળાઓની પરીક્ષાનો પરિણામ ગૂજરાત ખાતે કેવો હતો તે નીચેની હકીકત ઉપરથી માલમ પડશે.

૨. અમદાવાદ ટ્રેનિંગ કાલેજના ત્રીજા વર્ષના વર્ગમાં ૧૨ સ્કાલર હતાઃ- ૪ ગૂજરાતના ને ૮ કાઠીવાવાડથી મોકલેલા. એ બારે જણ પાસ થયા અને તેમાં ચાર પહેલા વર્ગમાં આવ્યા. બીજા વર્ષના ૨૭ હતા તેમાંથી ૨૩ પાસ થયા. પહેલા વર્ષના ૨૪ હતા ને તેમાંથી ૧૯ ફતેહ પામ્યા. ઉર્દૂ વર્ગના ત્રણ પાસ થયા તેમાંના એકે તો સેંકડે ૭૭ થી ઉપર દોકડા મેળવ્યા હતા.

૩. રાજકોટ ટ્રેનિંગ કાલેજનો સર્ટિફિકેટ પરીક્ષા વેળા બીજા વર્ષમાં ૨૨ ને પહેલામાં ૨૯ હતા. એ ૨૯ માંથી ૨૬ તથા ૨૨ માંથી ૧૯ પાસ થયા, ને એ ૧૯ માંના ત્રણે સેંકડે ૭૦ ની ઉપર દોકડા મેળવ્યા. આ વરસ પછી અમદાવાદ ટ્રેનિંગ કાલેજના ત્રીજા વર્ષનો અભ્યાસ બદલાઈ જવાનો હતો તેથી કાઠીવાવાડ ખાતેથી એ ત્રણમાંના કોઇને પણ ત્રીજા વર્ષને માટે અમદાવાદ મોકલી શકાયા નહિ. ઇન્સ્પેક્ટર સાહેબ લખેછે કે કાઠીયાવાડમાં મહેતાજીની ઘણી તાણછે અને તેથી રાજકોટ ટ્રેનિંગ કાલેજને વધારવાની આ-

રેખરી અગત્યછે. સેન્ટ્રલ કમિટિને એ બાબત સૂચના કરેલામાં આવી હતી પણ હું દલગીરછું કે તેઓએ આ વખત તે ઉપર કાંઈ લક્ષ આપ્યું નથી.

૪. અમદાવાદની ફીમેલ ટ્રેનિંગ કાલેજના ત્રીજા વર્ષમાં ત્રણ સ્ત્રીઓ હતી અને તે ત્રણે પાસ થઈ. બીજા વર્ષમાં સાત હતી તેમાંથી એ પાસ થઈ. પહેલા વર્ષમાં ચારે સ્ત્રીઓ હતી તે ફતેહ પામી. પ્રેપેરેટરી ક્લાસમાં ૯ માંથી ૬ પાસ થઈ. એ કાલેજના હેડમાસ્તર મીસ્તર રેવાશંકર અંબારામની નોકરીના મિસકાલેટ બહુજ વખાણ કરેછે અને કહેછે કે મારી બે આસિસ્ટંટો મિસીસ સોરાબજીના કામથી પણ હું બરાબર સંતોષ પામીછું.

એડાની કન્યાશાળામાં એક સ્ત્રીને મહેતીજીની, અને બેને નડીઆદ તથા રાવબહાદુર મગનભાઈની કન્યાશાળામાં આસિસ્ટંટની જગા આપીછે. બીજી બે પાસ થઈ હતી અને ભણવામાં હોશિયારછે તો પણ ઉમર બહુ નાની હોવાથી હજી ભણવા ખાતે રાખીછે.

### * ગૂજરાતી નિશાળો છોકરાઓની.

૧. નિશાળો ૬૯ ને છોકરા ૮૭૧૭ નો વધારો આ વરસે આપણા પ્રાંત ખાતે થયોછે તે જોઈને ઘણો સંતોષ ઉપજેછે.

૨. લોકલફંડની નિશાળો સરકારી જિલ્લાઓમાં ગૂજરાત ખાતે કેટલી હતી ને તેમાં કેટલા છોકરા ભણતા હતા તે નીચેના કોષ્ટક ઉપરથી માલમ પડશે.

| જિલ્લો. | નિશાળો. | છોકરા. | નિશાળનો વધારો. |
|---|---|---|---|
| અમદાવાદ | ૧૬૪ | ૧૧૦૨૪ | ૨ |
| એડા. | ૧૯૪ | ૧૩૮૧૩ | ૭ |
| પંચમહાલ | ૩૯ | ૨૬૪૪ | ૦ |
| ભરૂચ. | ૨૧૮ | ૧૧૧૧૨ | ૧૫ |
| સુરત. | ૨૪૭ | ૧૪૦૫૯ | ૨ |
| કુલ. | ૮૬૨ | ૫૨૬૫૨ | ૨૬ |

* એમાં કાઠીઆવાડની હકીકત આપેલી નથી. તે આગળ વિસ્તારથી રાવ સાહેબ ગોપાળજી સુરભાઈના છપાએલા છૂટા રીપોર્ટને આધારે આપવામાં આવશે.

ગુજરાતમાં દરેક જિલ્લામાં કેટલી નિશાળો હતી તથા કેટલા છો-કરાની પરીક્ષા લેવાઈ, અને ધોરણવાર તેમાંથી કેટલા પાસ થયા, વગેરે બાબતો નીચેના કોઠા ઉપરથી માલુમ પડશે.

| જીલ્લાનું નામ. | કેટલી નિશાળો. | કેટલા છોકરા. | કેટલા પાસ થયા. ૧ લા ધોરણમાં. | ૨ જા ધોરણમાં. | ૩ જા ધોરણમાં. | ૪ થા ધોરણમાં. | ૫ મા ધોરણમાં | ૬ઠા ધોરણમાં | કુલ પાસ. | સેંકડે પાસ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સુ.ઉ બા. | ૧૪૨ | ૫૭૦૭ | ૬૮૭ | ૭:૭ | ૫૨૩ | ૩૦૯ | ૧૧૧ | ૫૪ | ૨૭૫૧ | ૪૮ |
| ,, દ. બા. | ૯૭ | ૩૦૨૧ | ૭૩૪ | ૫૭૭ | ૩૫૧ | ૨૪૮ | ૧૩૦ | ૫૧ | ૨૦૯૧ | ૬૮ |
| ભરૂચ | ૨૧૧ | ૪૮૩૨ | ૧૦૧૯ | ૭૪૮ | ૪૫૮ | ૨૮૭ | ૯૦ | ૩૧ | ૨૬૩૩ | ૫૪ |
| અમદાવાદ | ૧૫૩ | ૬૪૪૦ | ૧૨૬૫ | ૮૬૩ | ૫૫૭ | ૨૯૬ | ૧૨૬ | ૭૮ | ૩૧૬૫ | ૪૯ |
| ખેડા | ૧૮૩ | ૭૪૬૬ | ૧૪૭૦ | ૬૪૮ | ૬૧૭ | ૩૫૫ | ૨૧૧ | ૯૮ | ૩૬૯૯ | ૪૯ |
| પંચમહાલ | ૩૮ | ૧૧૯૨ | ૩૦૧ | ૧૧૦ | ૪૬ | ૨૯ | ૧૦ | ૨ | ૪૯૮ | ૪૨ |
| કાંપવડોદરા | ૧ | ૫૪ | ,, | ,, | ૨ | ૧ | ૧ | ૦ | ૪ | ૭ |
| કુલ. | ૮૨૬ | ૨૮૭૪૨ | ૫૭૫૬ | ૪૦૧૩ | ૨૫૫૪ | ૧૫૨૫ | ૬૭૯ | ૩૧૪ | ૧૪૮૪૧ | ૫૨ |

૪. દરેક જિલ્લા સંબંધી ઇન્સ્પેક્ટર સાહેબે જે હકીકત લખીછે તેનો સાર નીચે પ્રમાણેછે.

અમદાવાદ. આ વરસ આખરે એ નિશાળ ને ૧૪૯ નિશાળીઆનો વધારો હતો. કુલ ભણનાર ૯૩૫૫ હતા. આ વરસના ઘણા ભાગમાં હાજરી સારી નહોતી અને તેથી અભ્યાસમાં ગયા વર્ષ કરતાં સુધારો જણાતો નથી. નઠારી હાજરીનાં કારણ બે હતાં. વરસના પહેલા ભાગમાં ઘણીજ મોંઘવારી હતી અને પાછળથી સપ્ટેંબરથી જાનેવારી સુધી મહા ભયંકર જ્વરનો ઉપદ્રવ ચાલ્યો હતો. એ જિલ્લાના દવાખાનાઓમાંજ તાવથી પીડાતા

૧૯૭૪૨ માણસનાં નામ નોંધાયાં હતાં અને મામલતદારોના કહેવાથી માલુમ પડેછે કે તાવના રોગથી ૯૮૨૨ મરણ નીપજ્યાં હતાં. આ જોતાં આ જિલ્લો ગયા વરસ કરતાં પાછળ પડવાને બદલે આગળ વધ્યોછે એ-સંતોષ કારક છે.

ખેડા. નિશાળોની સંખ્યા એનીએજ રહી હતી. વરસ આખરે છોકરાનો વધારો ૧૨૬ છે. આ જિલ્લામાં પણ મોવખારીને તાવની હરકતો ભારે નડી હતી. સાત દવાખાનાઓમાંજ ૧૫૫૨૩ તાવના દરદીઓ આવ્યા હતા, અને ૧૧૩૧૩ સુધી તો જિલ્લા ખાતે મરણ નીપજ્યાં હતાં. આવા સમયપર નિશાળની હાજરી તથા અભ્યાસ બગડે એમાં કાંઇ નવાઇ નથી એમ લખી ઇન્સ્પેક્ટર સાહેબ કહેછે કે તે છતાં પણ મારી જાતની તપાસ પરથી માલમ પડેછે કે મહેતાજીઓએ વધારે કાળજી રાખી હોત તો આટલી ખરાબી થાત નહિ.

પંચમહાલ. નિશાળો હતી તેટલીજ રહીછે. ઇન્ફીરીયર સ્કૂલોમાં ૫૯ છોકરાનો વધારોછે. અહિંયા પણ તાવની અસર નિશાળોને નડી હતી. પરીક્ષાના પરિણામો નબળાં ઉતરવાનું બીજું પણ એક મોટું કારણછે. પંચમહાલમાં મહેતાજીઓ ઘણાજ નબળાછે અને સાહેબ લખેછે કે મારા અનુભવ ઉપરથી હું જાણુંછું કે માજી ડેપ્યુટીની પરીક્ષા ઘણી સહેલી થતી. રાવ સાહેબ માધવદાસ હરિલાલ દેશાઇએ શ્રમ રાખી તાલુકા સ્કૂલોમાં પણ જે શીખવણની ખામીઓ ચાલતી હતી તે ઉઘાડી પાડી પંચમહાલને ઘણો ફાયદો કર્યો છે. નવા ટ્રેન્ડ માણસો આ વરસે આવ્યાછે. આવતે વર્ષે બેશક સારૂ પરિણામ જણાશે.

ભરૂચ. ૬ નિશાળ ને ૧૪૫૬ છોકરાનો વધારોછે. રાવસાહેબ ગણપતરામ શાસ્ત્રીએ મહેતાજીઓને જાગૃત કર્યા, નવા વર્ગ ઉઘાડ્યા, અને નિશાળ તથા મહેતાજીઓના ઘણા ફેરફાર કરી નાખવાથી આ ઉત્તમ ફળ નીપજ્યું હતું. હાજરી વગેરે બીજી બાબતોમાં કાંઇ ઘણું સંતોષકારક જણાતું નથી, અને તેનાં કારણો ઉપર પ્રમાણેજ હતા. એમાં સારી વાત એક એ છે કે પરીક્ષા આપનાર છોકરાઓમાં પાસ થનારની સરાસરી ગયા વરસ કરતાં સારી હતી. આ સુધારો ઇન્ફીરીયર ને બચની નિશાળોને લીધે થયો હતો.

સુરત ઉત્તર ભાગ. એક નિશાળ ને ૨૩૧ છોકરા ઘટ્યાછે. હાજરીને

અભ્યાસમાં ખાધ લાગી અને તેનું એક કારણ એછે કે ગુજરાતમાં તાપી નદી સુધી તાવનું જોર હતુંજ.

સુરત દક્ષિણ ભાગ. આ ભાગના પરિણામ સંતોષકારકછે. એક નિશાળ ને ૧૧ વર્ગો ઉઘાડવામાં આવ્યા હતા. આ વગેરે કારણોથી ૭૩૭ છોકરા વધ્યા. હાજરીમાં પણ ૧૧૫ નો વધારોછે અને ગયા વરસ કરતા ૩૦ વધારે પાસ થયા. ડાકતર બૂલર લખેછે કે એ એક યાદ રાખવા જોગ વાત છે ગયે વરસે પણ જે થોડાએક ભાગખાતે વધારો હતો તેમાં આ ભાગ હતો અને આ ને તે બંને વરસમાં એ ભાગ મિસ્તર વલ્લભરામ વજેરામ મહેતાનાજ હાથ નીચે હતો.

૫. પરચૂરણ નિશાળો. આખા ઇલાકાખાતે ૮૦ રાતની નિશાળો ને ૨૧૭૮ ભણનાર હતા. આપણા પ્રાંતમાં બૂલર સાહેબે એ વરસ રાતની નિશાળો વધારવાને ઘણી મહેનત કરી હતી. ખેડામાં ૭, ભરૂચમાં ૬, ને સુરત ઉત્તર ભાગમાં ૧, વધી ને કુલ રાતની નિશાળો ૨૦ થઇ હતી; અને તેમાં ભણનારની સંખ્યા ૪૦૫ હતી.

ગામઠી નિશાળો કુલ ઇલાકાખાતે ૮૪ને ૩૦૬૪ છોકરા હતા. ગુજરાતમાં ૪ નિશાળ ને ૨૧૦ છોકરા હતા. એ વિષે ડાકતર બૂલર કહેછે કે સુરતની લોકલફંડ કમી થઇ જવાથી એ નિશાળને આશ્રય આપવો બંધ કરવો પડ્યો હતો. વીરમગામની નિશાળમાં કાંઇક છોકરાનો વધારોછે અને ભરૂચની બીજી નિશાળોમાં ૪૦ છોકરાની ખાધ લાગી હતી.

મુસલમાનોને સારૂ ૩૫ નિશાળો હતી તેટલી ને તેટલીજ રહીછે—ભરૂચમાં એક નિશાળ વધી તેમ સુરતમાં બંધ કરવી પડી. કુલ મુસલમાન છોકરાની નિશાળમાં સંખ્યા ૧૩૪૮૧ હતી. ખેડા ને ભરૂચના કલેક્ટરે એવી છૂટ મૂકીછે કે નિશાળોમાં કેટલા માફી રાખવા તે ઉપર કાંઇ પણ ધોરણ ન રાખતાં જેટલા મુસલમાન ગરીબીનું સર્ટિફિકેટ લાવે તેને દાખલજ કરવા.

## કન્યાશાળાઓ.

૧. ગુજરાતમાં ૧૨૦નિશાળો હતી અને તેમાં૬૬૮૫ કન્યાઓ ભણતી હતી બીજા પ્રાંતો કરતાં આપણો પ્રાંત સ્ત્રી કેળવણીની બાબતમાં કેટલો આગળછે તે નીચેના કોઠા ઉપરથી બરાબર સમજાશે.

| પ્રાંતનું નામ. | નિશાળો | છોડીઓ | સેંકડે પાસ. |
|---|---|---|---|
| મધ્ય પ્રાંત | ૧૫ | ૫૦૫૭ | ૪૦ |
| વાયવ્ય પ્રાંત | ૧૭ | ૯૨૩ | ૨૬ |
| ઉત્તર પ્રાંત | ૧૨૦ | ૬૬૮૫ | ૬૨ |
| દક્ષિણ પ્રાંત | ૫૦ | ૨૩૦૯ | ૫૨ |
| સિંધ પ્રાંત | ૨૫ | ૧૬૦૩ | ૭૩ |

મધ્ય પ્રાંતમાં મુંબાઇ શેહેર પણ આવી જાયછે એ સંભારવું જોઇએ, ત્યાં ૫ ગુજરાતી નિશાળોછે ને ૩૫૪ છોડીઓ ભણેછે.

૨. આ વરસે ગુજરાતમાં ૨૧૪૦ છોડીઓ પરીક્ષામાં બેઠી હતી તેમાંથી પહેલા ધોરણમાં કુલ ૭૫૦, બીજામાં ૨૯૭, ત્રીજામાં ૧૬૦, ચોથામાં ૭૩ પાંચમામાં ૧૮, ને છઠામાં ૯ પાસ થએલી જણાયછે.

ગયા વરસની પેઠે જો આપણે ત્રીજા ધોરણ સુધી ભણેલી છોડીને અને ચોથા ધોરણ સુધી ભણેલા છોકરાને કાંઈ ભણેલા ગણીએ, તો તેનાં આંકડા આ વરસ ૧૬૦ ને ૧૫૨૫ માલમ પડેછે, એટલે, આશરે દશ છોકરે એક છોકરી ભણેછે. ગયે વરસે ૧૪-૧૫ ગણો ફેર આવતો હતો એ જોતાં છોડીઓએ છોકરા કરતાં આ વરસ વધારે સારો અભ્યાસ કર્યો જણાયછે. બૂઝર સાહેબ પણ પોતાના રીપોર્ટમાં કન્યાશાળાઓમાં સુધારો જોઈ સાનંદાશ્ચર્ય બતાવેછે, અને ધારેછે કે ટ્રેન્ડ સ્ત્રી શિક્ષકો રાખવાથી આ સંતોષકારક પરિણામ નીપજ્યુંછે, તે વાજબીજછે.

સુરત, ખેડા, ભરૂચ, ને અમદાવાદની નિશાળોમાં ઉંચા ધોરણો શીખવાયછે. મિસકાલેરની દેખરેખ નીચેની રાવબહાદુર મગનભાઈવાળી તથા મોડલ સ્કૂલ તથા સુરતની રાયચંદ દીપચંદ વાળી નિશાળને રીપોર્ટમાં આખા પ્રાંતમાં સર્વોપરી ગણીએ. રાયચંદ કન્યાશાળાને માટે તો સાહેબ લખેછે કે સારામાં સારી

સ્રાલુકા સ્કૂલમાં છોકરાઓ જવાબ આપેછે તેવાજ અહિંયાની છોકરીઓએ વાંચનની સમજુતીમાં જવાબ આપ્યા હતા. (અધુરો)

---

## પ્રભુ સ્તુતિ.

### માલિનિ છંદ.

જય અખિલ નિવાસી, વિશ્વકેરા વિલાસી;
જય જગત પ્રકાશી, જીવમાં ગુપ્ત વાસી.
જન કૃતિ ન તપાસી, નિત્ય ટાળો ઉદાસી;
જિવ તિમિર ઉજાશી, આપજો ભક્તિ આશી.

### ઉપેંદ્રવજ્રા છંદ.

હશે નહીં ઈશ્વર સાહ્ય તારી, જશે વૃથા મ્હેનત[1] તો અમારી;
કૃપા નિધિ ઉત્તમ આપ વાણી, કૃપા કરી પામર મૂઢ જાણી. ૧
કૃપા હશે જો દીન બંધુ તારી, થશેજ સિદ્ધિ મનની અમારી;
કૃપા વિના મેનત જે કરાયે, ગમેજ તેવી સહુ વ્યર્થ જાયે. ૨
રચે કવિતા અભિયાસ[2] લાધે, મથે કવિતા રસતો ન આવે;
હરિ કરાવે રસના[3] રસાળી[4], રસિક આવે રચના રૂપાળી. ૩
અરે અમાપો શુભ ગુણ તારા, વિચિત્ર[5] કર્યો જનથીજ ન્યારાં;
વિલોકતાં[6] રંજિત શાન્તિ વાધે, અથાગ બુદ્ધિ અવલોકિ લાધે. ૪
કળી શક્યા કોઈ ન શક્તિ તારી, અનેક શોધે નવ કાવિકારી;
રહ્યા વિચારે મહા મુન્ય[7] હારી, અગાધ શક્તિ પ્રિય નાથ તારી. ૫
શશિ ગિરી, ભૂ, જળ, વૃક્ષ વાયુ, મહાદિ સર્વે જગ તેં રચાવ્યું;
ધરા પરે જે દિન રાત થાવું, ઋતુ તણા ચક્રનું રોજ જાવું. ૬
સૃજ્યાં સ્વરૂપે ભિન્ન[8] ભિન્ન પ્રાણી, પ્રદિપ્ત[9] જેની અતિ મિષ્ટ વાણી;
સુણી મુખે અમૃત[10] પાન આપે, મરી ઉદાસી મન શાન્તિ વ્યાપે. ૭

---

૧ મ્હેનત. ૨ અભ્યાસ. ૩ રસના—જીભ. ૪ રસાળી—રસવાળી. ૫ વિચિત્ર—તરેહવાર. ૬ વિલોકતાં—જોતાં, તપાસતાં. ૭ મુન્ય—મુની. ૮ પ્રદિપ્ત—ભળકાટદાર, અજવાળુ, સુશોભિત. ૮ ભિન્ન—જાદુ. ૧૦ અમૃત પાન—આ ઠેકાણે મધુરી વાણીનો રસ થયો.

અનંત ઉજવળ સૂ ક્રત્યે જેનાં, પ્રકાશી સર્વે મહિમાથી એનાં;
નમું તને હે, જગના ચિતારા, પ્રતાપિ તારા ઇનસાફિ ધારા.

લી॰ હરજીવન સુંદરજી. સહી.
ધોળકા. ઍં. નં. ૧લા. આ.' મહેતાજી.

---

## निबंध लखनारने सूचना.

### ૧૯. ઇંગ્રિજી રાજના ફાયદા.

૧. દેશમાં શાંતિ સ્થાપન કરીછે.

अ. ઇંગ્રેજોનું રાજ થયું તે વેળા દેશમાં કેવી અવ્યવસ્થા ચાલતી હતી તેનું ટુંકામાં વર્ણન.

ब. હાલ કેવી શાંતિ આખા ભરતખંડમાં ચાલેછે તેનું કાંઇક ટુંકામાં વર્ણન.

क. આવી શાંતિ આ દેશમાં પહેલાં કોઇ વેળા પણ નહોતી.

૨. દેશનો બંદોબસ્તઃ—

अ. ગુનેહગારોને અચૂક શિક્ષા થાયછે, ને સઘળાને નિષ્પક્ષપાતપણે ઇનસાફ મળેછે. તેથી ગુનાઓ બહુજ ઓછા થઇ ગયા છે.

ब. આજથી સો વર્ષ ઉપર માણસોના જાનમાલ કેવી દેહેશતમાં રહેતા હતા અને હાલ કેવા નિરાંતે મર્જીમાં આવે ત્યાં ફરી હરી શકેછે તેનું કાંઇક વિગતવાર વર્ણન.

क. કોઇપણ ખાતામાં અંધેર ચાલી શકતું નથી. મુગલાઇ, ગાયકવાડી વગેરે શમ્હોજ અસલ કેવી સ્થિતિ હતી તે બતાવેછે.

૩. શાંતિ અને સારા બંદોબસ્તથી ઉદ્યમ તથા વેપારનો વધારો.

૪. આ જમાનાના સૌથી સુધરેલા લોકનો આપણે સમાગમ થવાથી વિદ્યાકળાની બાબતમાં ફાયદો, આગગાડી, તાર, નેહેરો, ટપાલખાતું, વાહાણો, આગબોટો, વગેરેનો લાભ તો સઘળાનેજ મળેછે.

૫ [illegible] સરકારની માફક [illegible]

ના બેહદ કાયદા, સુધારાનો ઉદય, અને દેશના જિર્ણોદ્ધારની કાંઈક આશા.

૬. પૂર્વપક્ષ, તેનું સમાધાન, અને છેવટ.

અ. મોટા ઓધાઓ દેશીને મળતા નથી, દોલત પરદેશ જાયછે, હિંદુસ્તાનના લાભ ઉપર બરાબર લક્ષ અપાતું નથી, વગેરે હરેકતો કેટલાક બતાવે છે તે કેટલેક દરજ્જે ખરી છે પણ તેના કાયદેસર ઉપાયો ખંતથી કર્યા હોય તો એ દુઃખ ટળી શકે એમછે.

બ. તેમ ન હોય તોપણ અસાબિના સામા લાભનો વિચાર કરવો જોઇએ. ખોટું દેશાભિમાન દેશ દ્રોહની બરાબર છે. એ રાજ ન હોય તો ગામે ગામ પાછી મારા મારી, ને કાપા કાપી ચાલો, વેપાર રોજગાર બંધ પડી જાય, અને સુધારાનું તો મૂળજ ઉખડી જાય.

ક. માટે આ રાજ સલામત રહે એમ નિત્ય ઇચ્છવું, અને તે આપ્યું છે માટે પરમેશ્વરનો પાડ માનવો. વેપાર કરવાને આવેલા પોતાની મર્ઝી વિરુદ્ધ રાજા થઈ પડ્યા એ થોડો ચમત્કાર છે! એજ પરમેશ્વરનો અગમ ખેલ દર્શાવે છે. એ રાજ ભરતખંડના જિર્ણોદ્ધારને માટેજ ઇશ્વરે મોકલ્યુંછે. માટે તે ઘણા કાળ રહો અને ભરતખંડ પાછો હતો તેવો થાઓ.

## ૧૭. ખાનગી વિદ્યાભ્યાસ.

૧. વ્યાખ્યા અને તે કરવાની જરૂર.

અ. આ સંસારમાં જેટલા જ્ઞાનની જરૂર છે તે બધું નિશાળ કે શાળામાં કદી આપી શકાય નહિ. જ્ઞાન પોતાની મેળે મેળવવાને શક્તિમાન કરવા એજ શાળાની કેળવણીનો હેતુછે.

બ. શાળાની કેળવણીથી કોઈપણ પંડિત થયો નથી. તે બધા ખાનગી અભ્યાસથીજ ખબરદાર થયા હતા.

ક. નિશાળમાં થોડું ભણેલા પણ પાછળથી ખાનગી અભ્યાસ કરવાથી મોટા નામાંકિત થઈ ગયાછે તેના દાખલા.

૨. એ અભ્યાસ કરવાની રીત.

૧. પાંચ મિનિટ પણ નકામી જવા દેવી નહિ. અને નિશાળી

આની પેઠે સામટો વખત કદી મળવાનોજ નથી, તેથી વચ-
ગાળે વચગાળે જે ફુરસદ મળે તેનો ઉપયોગ કરતાં શીખવું
જોઇએ. એટલા થોડા વખતમાં શું થાય એમ કદી એણે
સમજવું નહિ.

૨. પોતાના કામનું તથા વાંચવા લખવાનું તેણે વખત પત્રક કરવું, અને તે પ્રમાણે ચાલવાની મહેનત કરવી. જરૂર પડે તો દરરોજને માટે જાૂદું જાૂદું કરવું.

૩. પોતાને જે વિષયો બહુ ગમતા હોય અથવા પોતાના ધંધામાં આગળ ખપ લાગે એવા હોય તેનો અભ્યાસ કરવો. કયા ગ્રંથો વાંચવા તેને માટે કોઈ ડાહ્યા વિદ્વાનની સલાહ લેવી.

૪. જે વાંચવું તે સમજીને વાંચવું, તેની નોંધ કરતા રહેવું, અને પોતાની જાતે તે વિષે વિચાર કરવો.

૫. પોતા કરતાં વધારે ભણેલાની સોબત રાખવી, અને આળસુ તથા વિલાસી માણસોથી તો દૂરજ રહેવું.

છેવટ.

અ. વિઘ્નો નડશે, ધાર્યા પ્રમાણે હમેશાં નહિ વંચાય, તોપણ કંટાળી જવું નહિ. દરરોજ થોડો થોડો ઉદ્યોગ જારીજ રાખવો.

બ. "કાંકરે કાંકરે પાળ બંધાય" છે એ કદી ભૂલવું નહિ.

## ૧૯ જ્ઞાતિભેદ.

૧. મૂળ જ્ઞાતિઓ કર્મ ઉપરથી બંધાએલી છે, જન્મ ઉપરથી નહિ.

અ. તેના દાખલા તથા પ્રમાણ.

બ. જ્ઞાતિ શબ્દની વ્યુત્પત્તિ.

૨. જાૂદી જાૂદી કેળવણીના, બુદ્ધિના, સ્થિતિના, તથા ધંધાના લોકો પોતાનાજ વર્ગ સાથે ઘણો સંબંધ રાખે એ સ્વાભાવિક છે. તેના દાખલા.

૩. ઉંચ લોક પોતાના આચાર વિચાર સંભાળી રાખવાને માટે નીચ સાથે થોડો વ્યવહાર રાખે એ પણ સ્વાભાવિક છે, પરંતુ હાલ તો આપણામાં જ્ઞાતિભેદ એવી રીતનો ચાલે છે કે ઉંચ નીચ એક બીજાના હમેશના સાથીઓ થાય તો કોઈ પણ હરકત નહિ. કોઈના હાથનું ખાવા પીવાથી વટલાય એ વિચારજ ગાંડો છે—સોબત કરવાથી તો આચાર વિચાર બગડે

ખરા. અસલ હિંદુસ્તાનમાં એવો જાતિભેદ નહોતો.

૪. હાલ આપણામાં જે જાતિભેદ ચાલેછે તે તો અસ્વાભાવિક, ગાંડો અને બહુજ નુકસાન કર્તા છે—એનું ધોરણ કેવળ જન્મ ઉપરજ છે, કર્મ ઉપર નથી.

૫. જન્મ પ્રમાણે જાતિભેદ રાખવાના ગેરફાયદા.

અ. ઉંચ માણસોને ખરેખરા નીચ પણ કહેવાતા ઉંચની સાથે બધો સંબંધ રાખવો પડેછે અને જે ખરેખરા ઉંચ છે પણ કહેવામાં નીચ છે તેનાથી દૂર રહેવું પડેછે. તેથી થતી ખરાબી દાખલા સાથે.

બ. પ્રત્યેક માણસની સ્વાધિનતા ઓછી થાયછે અને ઘટતા સુધારા કોઈથી થઈ શકતા નથી. સ્વાભાવિક જાતિભેદ હોય તો એમ થાય નહિ. પણ હાલ તો સઘળી નાતોમાં ઘણા જણ મૂર્ખ ને નીચ બુદ્ધિના હોયછે તેથી તેઓ સુધારાના કે દેશહિતના સઘળા કાર્યમાં શત્રુની પેઠે નડેછે.

ક. જૂદી જૂદી જાતો હોવાથી લોકમાં પરસ્પર વેર વધેછે, નજર ટુંકી થઈ જાયછે, અને દેશાભિમાનનો લાંબો વિચાર કોઈનામાં આવતોજ નથી.

ડ. માણસો પોતાની બુદ્ધિને અનુસરતો ધંધો કરતાં અાંચકો ખાયછે અને તેથી કોઈનું કામ સારૂં થતું નથી. દાખલા

ઉપસંહાર તથા યોગ્ય બોધ.

## ૧૯. વર્ષાઋતુ.

૧. વરસાદ આવવા માંડ્યા પહેલાનો દેખાવ, ઘામ, પવનનું ફરવું, વાદળાનું આવવું, વગેરે.

૨. ઝાપટું, વીજળી, ગડગડાટ, મેઘધનુષ્ય, અંધકાર, સરવડાં, હેલી.

૩. વરસાદની કુદરત ઉપર અસરઃ—

અ. નદી સરોવરોનાં પૂર.

બ. વનસ્પતિનું પુષ્કળ ઉગવું.

ક. પ્રાણીમાત્રને આનંદ.

## ૨૦ વરસાદ અને તેનાં કારણો.

૧. જૂદા જૂદા દેશમાં કેવી રીતનો વરસાદ થાયછે

અ. વૃષ્ટિપ્રદેશોનું વર્ણન.

બ. વૃષ્ટિ કેટલી, ક્યારે, કેવી રીતે થાયછે વગેરે.

૩. મોસમના વરસાદની વિશેષ હકીકત.

૪. વરસાદના સામાન્ય કારણો સમજાવવાં.

૪. જૂદી જૂદી જાતની વૃષ્ટિ થાયછે તેનાં વિશેષ કારણો: હિંદુસ્તાનમાં નિયમિત વખતે વરસાદ આવેછે એ વાત તો વિસ્તારથી સમજાવવી.

૫. છેવટ.

અ. વરસાદથી થતા ફાયદાઓ.

બ. પરમેશ્વરનું અગાધ ડહાપણ—વાદળાં એ કેવો ઉદકવાહી યંત્રછે!

## ૨૦. વિદ્યા.

૧. વ્યુત્પત્તિ તથા વ્યાખ્યા. મનુષ્યજાતે આજ પર્યંત જે જ્ઞાનનો સંગ્રહ કર્યો છે તેને વિદ્યા કહેછે. આ વાત કાંઇક વિસ્તારથી સમજાવવી. જેમ જેમ જમાના જાયછે તેમ દુનિયાનું ડહાપણ વધતું જાયછે.

૨. વિદ્યાના ફાયદા.

અ. જ્ઞાન એ એક મોટી શક્તિ છે. એ કાંઇક વિસ્તારથી સમજાવવું.

બ. વિદ્યાભ્યાસથી મનની શક્તિઓને કસરત મળેછે અને તેથી આ લોક તથા પરલોક સંબંધીના સઘળાં કામ કરવાને માણસ વધારે શક્તિમાન થાયછે.

ક. વિદ્યાથી ઉંચા પ્રકારનો આનંદ મળેછે. વિનોદને અર્થે વિદ્વાનને તુચ્છ વસ્તુ કે તુચ્છ માણસોની સોબત કરવાની જરૂર પડતી નથી. વિદ્યાનંદ એ સર્વોપરી આનંદ છે, પણ બધા માણસ તેને પાત્ર હોતા નથી.

ડ. વિદ્વાન માણસ જે કામમાં પડે તે સારૂં કરે. ભણવું એ નોકરીને માટે છે એમ સમજવું એ ખોટું છે. તેથી થતા હાલ ગેરફાયદા. ભણીને જ્યારે માણસો જૂદે જૂદે ધંધે લાગશે ત્યારેજ આપણા દેશની આબાદી થશે.

૩. ઉપસંહાર તથા છેવટ.

અ. યથાશક્તિ બધાએ ભણવું જોઇએ.

બ. નિશાળ છોડી કે ભણી રહ્યા એમ સમજવું નહિ. ખાનગી

અભ્યાસ થોડો ઘણો કર્યાજ કરવો.

ક. વિદ્યાથી દરેક માણસની ચડતી થાયછેજ, તોપણ યાદ રાખવું કે પૈસો મેળવવો એજ ભણવાનો હેતુ નથી. એથી સઘળાં સુખ મળેછે. માટે સદાચરણે ચાલી દેશની સેવા બજાવી પોતાનું ભણ્યું સફળ કરવું.

---

* અધિપતિ સાહેબ,

## ચર્ચાપત્ર.

નીચેની બાબતથી હું અજાણ્યું તો મેહેરબાની કરી આપના અમુલ્ય શાળાપત્રમાં ખુલાશો આપશોજી.

દા. ૧ એકાશી (૮૧) ગામનો નવ (૯) જણ વચે સહીયારો વાંટો છે તે એવી રીતે વહેંચવોછે કે દરેક જણને ગામની અને ઉપજના રૂપિયા ની સંખ્યા સરખી આવે હવે એ ગામોની ઉપજ. પેહેલીનો ૧) રૂ. બીજાની ૨) રૂ. એ પ્રમાણે અનુક્રમે એક એક રૂપિયો ચડતીછે તો સઘળાને ક્યાં ક્યાં ગામ આપવાં કે સરખે ઉપજ આવે.

દા. ૨ એક રાજા પાસે કેટલાક માણસો ફરીઆદ કરવા ગયાં તેમાં રાજા પાસે જતાં વચમાં નવ ચોકીઓ આવતી. તેમાં જેટલાં માણસ પહેલી ચોકીએ ગયાં તેનો નવમો ભાગ પહેલી ચોકીવાળાએ બેસાડી બાકીનાને રજા આપી એ પ્રમાણે દરેક ચોકીએ જેટલા માણસ જતાં તેનો નવમો ભાગ બેસાડતાં છેવટ જેટલાં માણસ રાજા પાસે ગયાં તેઓને પહેલો ગયો તેને એક બીજાને બે એ પ્રમાણે અનુક્રમે ચડતી પાઘડીઓ આપી વિદાય કર્યાં. પરંતુ રાજાએ સઘળાને પાઘડી આપી કહ્યું કે તમને જેટલાને પાઘડીઓ મળીછે તે એકઠી કરી તમો જેટલા ઘેરથી નીકળ્યાં હતા તે સઘળા વહેંચી લેજો તે ઉપરથી સઘળા પેહેલી ચોકીએ એકઠા મળી વહેંચી લીધી. તો બધાને એકેક પાઘડી આવી તો તે બધામાણસ ઘેરથી કેટલાં નીકળેલાં તથા

---

* ચર્ચાપત્ર મોકલનારે અક્ષર, જોડણી, તથા વિરામ ચિન્હ, ઉપર બરાબર ધ્યાન આપવું. નહિ તો તે હવેથી દાખલ કરવામાં નહિ આવે.

ન. લ. એડિટર ગૂ૦ શાળાપત્ર.

રાજા પાસે કેટલાં ગમેલાં.

દા. ૩ અ અને બ પાસે કેટલાંક ઉંચી કીમતનાં નંગછે તેમાં બ પાસે જે નંગછે તે દરેક રૂ ૯૧૧૭ાા ની કીમતનાં છે. અને (અ ) પાસેનાં દરેક નંગની તે રૂ૯૯૯૦ાાાાના છે. હવે એ દરેક જણને સરખાં નાણાં (રૂપિયા) ની અગત્યછે. તો તે દરેક જણે પોતપોતાના કેટલાં નંગ વેચે કે સરખો રકમ ઉત્પન્ન થાય.

જેમકે ૫ રૂ. વાળાં ૩ નંગ વેચે અને ૧૫ રૂ. વાળુ ૧ નંગ વેચે તો બંને જણને સરખો રકમ આવે.

દા. ૪ એક બંદરથી કેટલાંક માણસો ૪ વહાણ લઈ વેપારાદીક અર્થે નીકળ્યાં. જતાં જતાં ૧ લુ વહાણ ઘણા માણસને લીધે ડુબવા લાગ્યું. તો તે વહાણના માલીકે બીજા વહાણ વાળાને કહ્યું કે તમારા વહાણમાં જેટલાં માણસછે તેટલાં માણસ મહારા વહાણમાંથી તમારા વહાણમાં લો તો મહારૂં વહાણ ડુબતુ રહે. તે પ્રમાણે બીજા વહાણવાળાએ પહેલા વહાણમાંથી પોતાના વહાણમાં હતાં તેટલાં માણસ લીધાં, ત્યારે તો બીજું વહાણ પણ ડુબવા લાગ્યું. તેણે ત્રીજા વહાણવાળાને કહ્યું કે તમારા વહાણમાં જેટલાં માણસછે તેટલાં મારામાંથી લો, તે પ્રમાણે ત્રીજા વહાણવાળાએ લીધાં તો તેનું વહાણ પણ ડુબવા લાગ્યું. ત્યારે તેણે ચોથા વહાણવાળાને કહ્યું કે હવે તું પણ તારા વહાણમાં જેટલાં માણસ છે તેટલાં મારા વહાણમાંથી લો. એ પ્રમાણે ચોથા વહાણવાળાએ બાકીના ત્રણે વહાણવાળાને કહ્યું કે તમારા દરેક જણના વહાણમાં જેટલાં માણસો હોય તેટલાં તેટલાં તમે ત્રણે મહારા વહાણમાંથી લો તે પ્રમાણે ત્રણે વહાણવાળાએ પોતપોતાનામાં જેટલાં માણસ હતાં તેટલાં તેટલાં લીધાં કે ચારે વહાણમાં સરખાં માણસ થયાં. તો પ્રથમ દરેક વહાણમાં કેટલાં કેટલાં માણસો બેઠાં હશે. અને છેવટ કેટલાં કેટલાં થયાં તેનો રીત સહીત ખુલાશો આપવો.

દા. ૫ ઉપર પ્રમાણે ચાર વહાણ માણસોથી ભરી દરીઆ કીનારે જાય છે એવામાં ૧ લું વહાણ ડુબવાથી બાકીના ત્રણે વહાણવાળાએ પોતપોતાનામાં હતાં તેટલાં તેટલાં લીધાં તો બીજુ વહાણ ડુબવા લાગ્યું. બાકીના ત્રણે વહાણ વાળાએ પોતાના વહાણમાં જેટલાં જેટલાં માણસ હતાં તેટલાં તેટલાં લીધાં તો ત્રીજુ વહાણ ડુબવા લાગ્યું તો બાકીનાં ત્રણે વહાણોવાળાએ

પોતાનામાં હતાં તેટલાં તેટલાં લીધાં. તો ચોથું ડુબવાથી બાકીના ત્રણે વહાણવાળાએ ઉપર પ્રમાણે પોતપોતાના જેટલાં માણસ લેવાથી બધાં વહાણોમાં સરખાં માણસ થયાં તો પ્રથમ દરેક વહાણમાં કેટલાં કેટલાં માણસ હશે.

દા. ૬ એક માણસને ઘેર ન્યાત વરો હોવાથી ૪ માણસ પીરસણ લેવા આવ્યા તેમને પીરસવા માટે એક કથરોટમાં કેટલાક લાડુ આણ્યા. આણીને મૂક્યા કે તરત તે ૪ ગણા લાડુ થયા એટલે પહેલા માણસને ૬૪ લાડુ પીરસ્યા. હવે બાકી રહેલા ૪ ગણા થયા એટલે ૨ જાને પણ ૬૪ પીરસ્યા એટલે બાકીના પણ ૪ ગણા થયા કે ત્રીજાને પણ ૬૪ પીરસ્યા તેમાંથી બાકીના ૪ ગણા થયા તે ૪ થાને પણ ૬૪ પીરસતાં કાંઈ બાકી રહ્યું નહિ તો પ્રથમ કથરોટમાં કેટલા લાડુ કાઢ્યા હશે.

દા. ૭ એક રાયકાને ઘેર એક સાંઢણી વિઆઈ એને એક બતેરો (ગાંઢ) પ્રસવ્યો. બતેરાનો પ્રસવ થતાં સાંઢણીએ નાસવા માંડ્યું. તે દરરોજ ૧૯૯૯ ગાઉ ચાલતી હવે એ સાંઢણીનો પ્રસવેલો બતેરો ૧ પેલે દિવસે એક ગાઉ ચાલ્યો બીજે દિવસે બે ત્રીજે ત્રણ એ પ્રમાણે દરરોજ ૧ ગાઉ વધારે ચાલે છે તો તે બંને ક્યારે એકઠા થશે—અને બંને એકઠાં થઈ વળતાં સાંઢણીનો વેગ હમેશ મુજબ છે. પણ બતેરાનો રોજ બમણો થાય છે એટલે ૧લે. દિ. ૧ ગા. ૨ જે. દિ. ૨ ગા. ૩જે. દિ. ૪ ગા. ૪થે દિ. ૮. ૫ મે. દિ. ૧૬ ગાઉ એ પ્રમાણે ચાલતાં ફેર બંને ક્યારે એકઠાં થશે.

દા. ૮ એક રાજાએ મહીને રૂ૩૦ પ્રમાણે મુસારો કરી એક નોકર રાખ્યો પરંતુ સરત એવી હતી કે તેનો કરાર રાજા પાસે ગમે તે વખતે, ગમે તે ઠેકાણે અને મહીના સુધીના ગમે તેટલા દિવસનો મુસારો માગે. તો રાજાએ તેજ ઠેકાણે તેજ વખતે તુરત આપવો. હવે રાજાને તે માટે પોતાને હાથે રૂ૩૦ ) રૂપિયાની એટલે એક માણસના પગારની રકમની ૫ સોનાની વીંટીઓ કરાવવી છે તો એવી કે તે નોકર જેટલા દિવસનો પગાર માગે તે પેલી વીંટીઓથી ચુકવી શકાય તો કેટલા રૂપિયાની પાંચ વીંટીઓ કરાવવી.

શીવાય એથી ચોપડીના પાઠ ૧૯મામાં જમની વિઘેના માપ બાબત લખ્યું છે કે વિશ વિશવાથી લાંબુ તથા વિશ વિશવાથી પહોળું એટલાને

વિઘું કહે છે. તો ઑરૂક પ્રમાણે વસાંનો વિઘમાં ભાગ વિશવાસી છે. માટે તે પ્રમાણે એક વસો થાય તો તે વીઘું કેમ ગણ્યું હશે.

આપુંલાલ પીતાંબર ત્રવાડી.
કોંપલા તાબે આમોદની સ. નિ. મહેતાજી.

## कॆळवणीखातानी खबरो.

આ. નં ૬૨ થી ૬૩-૮૦ સુધી.

रेवाकांठा पंचमहालमां माहे जुलाइ तथा आगष्ट मासमां

वहेंचाएला इनाम.

સાકટાલ—મેહેરબાન થાણુદાર સાહેબ લલુભાઈ હરિદાસ તથા સાહેર કારકુન મયારામ જુગતરામ અને તલાટી, અફીણખાતાના ખજાનદાર કારકુન વગેર રૂ૧૦-૮-૦ ઈનામ વહેંચ્યું.ઝાલોદ—ફોરેસ્ટ ખાતાના ઈન્સ્પેકટર મેહેરબાન ફતની મીઆએ રૂ૧-૪-૦ ચોપડીઓ વહેંચી. અને કમિટિના મેમ્બરોએ રૂ૧-૧૧-૦ ચોપડીઓ વહેંચી કુલ રૂ૨-૧૫-૦સાકટાળ—આજમ થાણદાર લલુભાઇ હરિદાસ તથા સાહેર કારકુન મયારામ જુગતરામ, અફીણખાતાના ખજાનદાર કારકુન લલુભાઈ નરસીદાસ તથા અત્રેના મોદીએ મળી રૂ૧-૦-૦.

(સહી.) માધવલાલ હરિલાલ.
ડેપ્યુટી એ. ઈન્સ્પેકટર રેવાકાંઠા પંચમહાલ.

ગોહીલવાડ પ્રાંતમાં.

આ. નં. ૫૩૫ થી-૬૩૧ સુધી.

माहे जुन तथा जुलाइ मासमां वहेंचाएलां इनाम.

ભંડારીયા—ગામના સદ્ગ્રહસ્થોએ મળી રૂ૦-૯-૬ ઈનામ વહેંચ્યું સીહોર મુખ્ય—હેરા લલુભાઈ સુંદરજી રૂ૨-૦-૦ મીઠાઈ, તૈયબઅલી દાઉદજી રૂ૧-૮-૦ મીઠાઈ ઉમરાળા—નામદાર શ્રી ભાવનગર દરબારશ્રીના તરફથી રૂ૪-૧૧-૪ છોકરાઓને પાણી પાવાને ભીમદાદ— કંપાઉડર રામચંદ્ર

૨૦-૮-૦ મીઠાઈ—કારકુન નથુ ધાધાડોસાભાઈ રૂ૦-૮-૦ મીઠાઈ શુંદાળા—ગામના સદગ્રહસ્થોએ રૂ૦-૪-૦ મીઠાઈ આંબા—જીવા અરજણ રૂ૦-૪-૦ મીઠાઈ ડુંગર—મહેતાજી મકનજી હરિશંકર રૂ૦-૪-૦સાકર હળીઆદ—વળાના દરબારશ્રીના તરફથી છોકરાને પાણી પાવાને વડોદ—શેઠ. હીમાચંદ રામજી રૂ૦-૨-૦ મીઠાઈ કોળીયા—શ્રી મહાજન તરફથી પ્રાગજી દુલ્લભ રૂ૬-૦-૦ પારેખ ભગવાન ક્રમા રૂ૦-૪-૦ મહેતા. છગનલાલ રૂ૧-૦-૦ ગાંડા માવજીરૂ૦-૮-૦પાઠક ત્રીભોવન પ્રાગજીરૂ૦-૧૦-૦ મહેતા માવજી પાનાચંદ રૂ૦-૮-૦ ઠક્કર પ્રધાન રૂ૦-૬-૦ શા. ભાણા દુલ્લભ રૂ૦-૪-૦ ઠક્ર. હાસમ રૂ૦-૪-૦ મહેતા રામજી નાનજી રૂ૦-૪-૦ કુલ રૂ૧૧-૦-૦ વાગતુ ઘડીઆળ આપ્યું ભાવનગર મુખ્ય કંન્યાશાળા—નગરના માજી કારભારી સાહેબ રા. પોપટ પ્રાણજીવન રૂ૩-૦-૦ મીઠાઈ શ્રાપુર કંન્યાશાળા—શ્રી મહારાજા દરબારે તરફથી રૂ૫-૦-૦ ગામના મહાજન તરફથી રૂ૧-૮-૦ બાવા રણછોડદાસ તર્ફથી રૂ૦-૫-૦ કુલ રૂ૬-૧૩-૦ શુંદડીઓ માંડળ—નથુ મીઆં ઉતાવળા મીઆં ડુંગર પોલીસ ટપાદાર તથા સ્કૂલ કમિટિના મેમ્બરોએ રૂ૮-૧૧-૬ ચોપડીઓ તથા રૂમાલ છોકરાઓને રૂ૫) મહેતાજીને પાઘડીના ભમોદ્રા—આજમ વંડા થાણદારે વીઠલરાવે રૂ૦॥ સાકર શીહોર મુખ્ય—વોરા. તૈઅબઅલી દાઉદજી તથા પરભુદાસ કરશનદાસ મળી રૂ૨) મીઠાઈ દીઓર—ભાઈશંકર વેલજી દરમહિને રૂ૦॥ ઉનાળામાં પાણી પાવાના ઉંચડી—મહેતાજી મુળશંકર જીભાઈ રૂ૦॥ મીઠાઈ ભીમડાદ—શેઠ. દેવચંદ વલભ રૂ૦-૧૨-૯ ચોપડીઓ તથા મીઠાઈ, કારકુન ડોસાભાઈ મુંઝાભાઈ રૂ૦-૭-૬ સ્લેટો ગામના લોકોએ રૂ-૯-૬ ચોપડીઓ તથા સ્લેટો આંબા—બારોટ. વાલજી તથા આલાએ રૂ૦। મીઠાઈ આંસોદર—ખુમાણ લાખાભાઈ રૂ૧) મહેતાજીને પાઘડીનો માંડુકા—પાલીતાણા ખાતાની થાણદાર રા. નરસીદાસ માધવરાવ રૂ૦। મીઠાઈ કોટડાપીઠા ઇંગોરાળાના ઠક્ર ડુંગર રૂ૦॥ સાકર લાઠી—ઠાકોરશ્રી બાપુભા રૂ૩) મીઠાઈ રા. કલ્યાણરાય સીતલાલ રૂ૦-૨-૦ મીઠાઈ.

### મોહે આગષ્ટ.

રાજુલા—મહાજન તરફથી રૂ૮। રૂમાલ અને ચાર મેમ્બરો તરફથી રૂ૧) મહેતાજીને પાઘડીના મોટા આસરાણા—સંઘવી. પરમાનંદ ગીગા રૂ૨)

મીઠાઈ પટેલ પુના હામા ૨૦॥ મીઠાઈ શીહોરથાંચ—ભટ્ટ. ત્રીકમજી માવજી ૨૧-૧-૬ મીઠાઈ ટીંબાણા—પારેખ પીતાંબર કમાભાઈ ૨૦-૫-૯ મીઠાઈ રોહીશાળા—શા. વજેશંકર પ્રભાશંકર કોઠારી જવેર ઠાકરસી, પટેલ હરિરામ તથા રૂડારામ ૨૦॥ મીઠાઈ તથા ૨૨) ચોપડીઓ ધારૂકા—વ્યાસ સુરેશ્વર રઘનાથ ૨૦॥ મીઠાઈ ગઢડા કન્યાશાળા—ઠુંગણા પ્રોલીસ ટપાઘર ૨૧॥ ચોપડીઓ, ગૌરીશંકર જડુરામ, ૨૦-૬-૦ મીઠાઈ પોષ્ટ માસ્તર, રા. ગીરધરલાલ ૨૦-૨-૦ મીઠાઈ કુલ ૨૨ આંબા—પટેલ. ડુંગર જેઠાભાઈ ૨૧) ચોપડીયો ૨૦ મીઠાઇ ૨૨) મહેતાજીને પાઘડીના લાઠી—ઠાકોરશ્રી બાપુભા ૨૪) મીઠાઈ.

(ઇંગ્રેજી સહી.) કનૈયાલાલ ગિરધરલાલ
સ. ડેપ્યુટી. એ. ઈ. પ્રાં. ગોહીલવાડ.

**(હાલાર પ્રાંત).**

माहे अप्रेलेथी माहे जुन सुधीनां इनाम वहेंचाएलां.

ભાયાવદર પાઠશાળાં—સ્કુલ કમિટિના મેમ્બરોએ ૨૩) રૂમાલ જોધપુર—પટેલ આણંદજી મેઘજી પાણીનું પરબ ઉનાળામાં આ. ખંભાળીયાના સુપ્રિટેન્ડેન્ટ સા. મેં. ગોપાળરાવ સખારામે ૨૧-૬-૯ પતાસાં સરાયા—સ્કુલ કમિટિના મેમ્બરોએ (૨૨) મીઠાઈ ભાણવડ—ઠકર કરસનજી વાલજી ૨૦-૬-૦ મેવો વેરાડ—બારીયા ફોજદાર રણછોડદાસ પ્રેમજી ૦-૭-૦ મીઠાઇ વવાણીયા—મુંદરાના રહીશ શા. મોનજી લધાણી ૨૧) ખારેક હોરા. કાળા જેસીંહ ૨૦॥ ખારેક ટંકારા—સ્કુલ કમિટિ તરફથી ૨૫) પતાસાં વહેંચ્યાં માળીયા—મેં. આ. પો. એ. પ્રાંતહાલાર તથા ઠાકોર સાહેબ તરફથી ૨૧૪) સુગડાં તથા સાકર ૨૫) મહેતાજીને ૨૫) આસિસ્ટંટને કુલ ૨૪૪) ઈનામ વહેંચ્યું ખાખરેચી—ઠાકોર સાહેબ તરફથી ૨૫) ચોપડીયો વહેંચી જોડીયા—રાજશ્રી ઉમીયાશંકર આદીતરામ ૨૦॥ મીઠાઈ; સ્કૂલ કમિટિના મેમ્બરોએ તથા સદગ્રહસ્થોએ ૨૦॥ દરાક્ષ ઠકર. રાઘવજી જેઠાલી ઉનાળામાં પાણીની પરબ જોડીયા કન્યાશાળા—વહિવટદાર સાહેબ વીરચંદ જયરાજે ૨૫) પતાસાં, ડા. મોતીચંદ તેજશીએ પુત્રનો જન્મ થવાથી ૨૧) પતાસાં. વહિવટદાર સાહેબ તથા મુનસફ લાલજી પીતાંબર તથા માંડવી વહિવટદાર સાહેબે મળી કુલ ૨૪॥ ચુંદડીયો વહેંચી. સવજી રણછોડ ડાક્ટર સાહેબ તથા મામલતદાર

સાહેબે રૂમાલ નં. ૭ તથા દરાક્ષ વહેંચી. બેલા—સ્કૂલ કમિટિ તરફથી રૂ૧) સાકર. બાલાભા—ઠા. દેવજી ઓધવજી ને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૧ાા ખુજુર મણ ૧, સોની દામજી કહાનજીને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૦ાા~ પતાસાં. મહાલકરી સાહેબ રૂ૦-૯-૦ સેલડી. મણીઆર કાળા ગોરધન રૂ૦ાા પતાસાં. માંકુવર એનશીએ રૂ૧૨-૬-૦ લાપશીનુ જમણ કરી છોકરાને જમાડ્યા. હડીઆણા—સ્કૂલ કમિટિના મેમ્બર તથા પ્રેસીડંટ પાણીનું પરબ. કાલાવડ—કડોરણા વહિવટદાર આ. માનશંકર રૂપજી રૂ૦-૪-૬ પતાસા રણછોડદાસ જેશંકર રૂ૦-૬-૦ પતાસાં. સરધાર—પારેખ તુલશી નાગજી રૂ૦ાા દાળીયા. રાજપીપળાના વહિવટદાર કેશવચંદ મુળજી રૂ૦ાા તડબુચ. રામોદ—તાલુકદાર તરફથી રૂ૧-૬-૦ સાકર તથા ચોપડીયો. નવાનગર કન્યા શાળા—મે. કા. પ્રાં. ના. પો. એ. સા. બા. અને મહારાજા જામ સાહેબ તરફ રૂ૧૦૦) ચોપડીયો. બેડ—પડાણાના અવલ કારકુન ગુલાબચંદ જેઠા રૂ૦ાા સાકર. ઢાંક—વાળા નારાણજી કરણજી માં. જેન્તજી ભગવાનજી, પટેલ હીરજી વીરજી મેમાણ મોતી જુમા રૂ૧) મીઠાઈ.

માહે મે.

ખંભાળીયા—ઠકર દયારામ વીરજી રૂ૦ાા પતાસાં. શવળા—રાજકોટ સ્થાનીક કોર્ટના મેંમ્બર મણીશંકર નરભેરામ તથા નરભેશંકર હરિશંકર રૂ૧) પતાસાં. ભાણવડ—દેવરાજ કલ્યાણજી પોતાનો છોકરાને નિશાળે બેસાડી રૂ૧ાા પતાસાં; ડા. પ્રેમચંદ કમરાણી રૂ૧ાા પતાસાં છોકરાને નિશાળે બેસાડી. જોડીયા—પરેસ દેવજી સંઘાણી પોતાના ચોકરાને નિશાળે બેસાડી રૂ૨) દ્રાક્ષ, નારણજી સંઘાણી છોકરાને નિશાળે બેસાડી રૂ૨) દ્રાક્ષ. માં. હરખચંદ લવજી પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૨) દ્રાક્ષ. આમરણ—વાર્ષિક પરીક્ષા વખત દરબાર શ્રી શામજીભાઈ રૂ૪-૩-૦ મહેતાજીને પાઘડીના રૂ૭) આસીસ્ટંટને રૂ૧૬) છોકરાઓને છીંટના અને મહાજન તરફથી રૂ૨) સાકર. લાલપુર ન્યાયાધીશ કોર્ટના વકલ ઓધવજી રવજી રૂ૧-૨-૦ મીઠાઈ. બેલા—ગામલોકો તરફથી વાર્ષિક પરીક્ષા વખત રૂ૧ાા સાકર. આમરણના કારભારી મોરારજી ધનજી રૂ૧-૨-૦ સાકર વહેંચી. ઠા. દેવકરણ રવજી રૂ૦ાા મીઠાઈ મોરબીના રહીશ શેઠ કાળીદાસ પ્રેમજી રૂ૦ાા સાકર. બાલંભા—મહાલકરી કુશળચંદ કપૂરા રૂ૨ાા પતાસા. ઓવેયા—ખોજા કાલા પ્રેમજી રૂ૦ાા મીઠાઈ

ખોજા પ્રેમા અરજણ રૂ૧ મીઠાઈ, શા. રતનશી ડાહ્યા રૂ૦॥ મીઠાઈ, વીરપુર—ઠાકોર સા. કુવર હમીરસીંહજીને નિશાળે બેસાડી રૂ૨) મેહેતાજીને પાઘડીના રૂ૭) છોકરાઓને મીઠાઈ. ધોરાજી—શેઠ કહાનજી જશરાજે રૂ૩) કેરી. સરધાર—શા. પ્રાગજી મુળજી પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૧) પતાસા.

માહે જુન.

મોવૈયા—શા. રતનશી ડાહ્યા ઉનાળામાં પાણી પાવાનું ખર્ચ રૂ૦॥ સુલતાનપોર -શેઠ જેચંદ દેવચંદ રૂ૦॥ સાકર. દેરડી—સ્કુલ કમિટિ તથા બીજા ગ્રહસ્થોએ રૂ૧) મીઠાઈ. સરધાર—રેવીન્યુ કારકુન ગંગાપર શીવનારાયણ રૂ૨) મીઠાઈ. કોટડાસંગાણી—મે. કારભારી જીવણરામભાઈના દીકરા ઉમીયાશંકરે રૂ૦॥ સાકર. રાજપરા—સ્કુલ કમિટિના પ્રિસિડેન્ટ સા. રૂ૦॥ સાકર. ઢાંક—ગરાશીઆવાળા નારણજી કરણજી રૂ૦। સાકર. ધોરાજી—વકીલ દામોદર દેવચંદ ઉનાળામાં પાણી પાવાનું ખર્ચ રૂ૩) ધોરાજી કન્યાશાળા—વકીલ દામોદર દેવચંદ રૂ૧-૯-૦ પતાસા, રાજેશ્રી દુલેરાય મંગળજી રૂ૦-૫-૦ હીર. વકીલ ઓધવજી રૂ૦-૫-૦ હીર. સરપદડ—થાણદાર સાહેબ તથા કારકુન, અને ગામ લોકોએ રૂ૪) મીઠાઈ. નવાનગર કન્યાશાળા. શેઠાણી પુતળીબાઈ રૂ૩) જાંબુ શેઠ નારણજી ભાઈ રૂ૦-૧૦-૦ પતાસા રકાબરે, અદીબાઈ હીરજી રૂ૧-૧-૦ કેરીઓ. ખેભાળીયા—મોરારજી વાલજી રૂ૧॥ જાંબુ. સલાયા—ઠા. મુળજી આણંદજી તથા માજી પોરટ માસ્તર રૂ૩-૩-૦ ચોપડીવો તથા સાકર. જોડીયા કન્યાશાળા—વહિવટી કારકુન બાજીભાઈ દલપતરામ રૂ૧॥ મધરાસી તથા પતાસા. કાળાવડ—સ્કૂલકમિટિના મેમ્બરે રૂ૦-૧૧-૩ પતાસા. કાળાવડ કન્યાશાળા—માજી ફોજદાર દેવકરણ ઝીણાભાઈ રૂ૧-૨-૦ કમખા તથા પતાસા, શેઠ મોતીલાલ ભાઈચંદ રૂ૦॥ પતાસા.

(ઇંગ્રેજી-સહિ) ગણપતરામ અભુપરામ.

સ. ડે. એ. ઈ. પ્રાં. હાલાર.

---

## सारसंग्रह.

એમ. એસ. બી. નો પરીક્ષામાં આ વરસ ગુજરાતીઓમાંથી માત્ર એકજ જણ પસ થયું છે. એ જુવાન ગહસ્થનું નામ હરિલાલ હર્ષદરાય

ધૃવ છે અને તે અમદાવાદના રહેવાસી છે.

પાટણ તથા વીસનગર તર્ફ રેલવે લઈ જવાનો વિચાર રજપૂતાણા રેલવેવાળાઓ કરે છે એમ જાણવામાં આવ્યું છે.

ટેલીફોન. ઈંગ્લાંડમાં લીવરપુલને માંચેસ્ટર વચ્ચે ટેલીફોનના તારનું દોરડું નાંખી મુકયા છે અને તેવડે ત્રીસ મૈલનું અંતર છતાં માણસો એક બીજા સાથે સારી રીતે વાતચિત કરી શકે છે.

મુંબાઈથી દિલ્હી સુધીનો રેલવે તૈયાર થઈ મુકયો છે અને ૧લી જાનેવારીને દિવસે પશ્ચિમ રેલવેવાળાઓ તર્ફથી તેને ખુલ્લો મુકવામાં આવ્યો હતો. હવે મુંબાઈથી દિલ્હી જતાં ૪૭ કલાક લાગશે.

- ભાવનગર રેલવેની ગોંડલ તર્ફની શાખા. ૧૮મી જાનેવારીને રોજથી લોકોને માટે ખુલી મૂકવામાં આવી છે. એ બ્રાંચની ઉપર ધોળા, ઢસા, લાઠી, ચિતળ, કનકવાઓ, ખાડ ખારીઆ, જેતપુર, ને ધોરાજી એ સ્ટેશનો આવેલાં છે.

ઇંગ્રેજીરાજના સામું ફિતુર. વાસુદેવ બળવંત ફડકેને સજાએ પહોંચવાને પણ વખત નથી થયો એટલામાં રામભટ કરીને એક તેનાથી પણ બેવકુફ માણસ કોલાપુરમાં નીકળી આવ્યો છે. એ ૨૫ વરસનો જુવાન બ્રાહ્મણછે. ૧૮૫૭ના બળવામાં રણ નિકાલ થએલો ચીમાસાહેબ કયારનો કરાંચી ખાતે મરણ પામ્યો છે, તો પણ તે જીવે છે એવી લોકોમાં બુમ ચલાવી તેને પાછો ગાદીએ આણવાને નિમિત્તે બંડ ઉઠાવવા, અને ત્યાં વસનારા સઘળા યૂરોપીઅનોને કતલ કરવા મોટું તર્કટ ગયા ચોમાસામાં એણે રચ્યું હતું. એમાં હજારો માણસ સામિલ હતાં એમ જણાય છે અને ફકત દૈવયોગથીજ તેઓની દુષ્ટ ધારણા નિષ્ફળ થઈ છે. કાંઈક કારણથી પોલીસને શક ગયો અને તપાસ કરતાં રામભટનું સઘળું તર્કટ પકડાઈ ગયું. હાલ કોલાપુરમાં રામભટ વગેરે ૨૭ જણની ઉપર ત્યાંના સેસન જડજને મદદનિશ પોલીટીકલ એજંટ મિ. ડબ્લ્યુ બી. ફ્રેરિસની આગળ કામ ચાલેછે, અને આશા છે કે આવા બેવકુફ ફિતુરીઓ પરતી સજાએ પહોંચશે.

દાકતર હરમેન જે કોબી. સંસ્કૃત પુસ્તકોની શોધનું કામ દાકતર બુલર કરતા હતા તે કામને માટે હવણા એક જર્મન વિદ્વાનની નીમણુંક થઈ સાંભળીએછે. એ ગૃહસ્થ કોલોન શહેરના રહેવાસી છે તથા બર્લિનને બોનની

પાઠશાળાઓમાં સંસ્કૃત વિગેરે ભાષાઓનો અભ્યાસ કર્યોછે. એને જૈનધર્મની ખોળ કરવાનો ઘણો શોખ છે, એ કામને સારૂ પોતે એકવાર હિંદુસ્તાનમાં પોતાને ખરચે આવ્યા હતા, અને દાક્તર બૂલરની જોડે રેજપૂતસ્તાનની મુસાફરી કરી હતી. એ વિદ્વાને જૈન વિષે બે પુસ્તક તો અત્યારેમાં પ્રગટ કીધાં છે. વળી એ ગણિત શાસ્ત્રમાં અને પદાર્થ વિજ્ઞાનમાં પણ બહુ કુશળ કહેવાય છે.

મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં દેશી છોકરી એક આ વર્ષે ગઈ હતી. તે સરજમશેદજી જીજીભાઈવાળી મુંબાઈ મધ્યેની ઇંગ્રેજી સ્કૂલના પ્રિન્સિપાલ મિ. ડોસાભાઈ વાડીઆની ભત્રીજી થાય.

તેમજ બચુબાઈ રૂસ્તમજી માસ્તર એ નામની એક પારસી કન્યા બીજા વર્ગની સર્ટિફિકેટ પરીક્ષામાં આ વરસે મુંબાઈ ખાતે પાસ થઈ છે.

૧૮૮૦નું હિંદુસ્તાન. એ નામનું એક પુસ્તક રચવામાં આ ઈલાકાનો માજી ગવરનર સર રીચર્ડ ટેંપલ ગુંથાયો છે.

ન મનાય એવી શોધ. કહે છે કે યુનાઇટેડ સ્ટેટ્સના રેહેવાસી કોઇ મિ. ડી. રેગઃસે એવી શોધ કરીછે કે તેથી મરજીમાં આવે ત્યારે વર્ષાદને બોલાવી શકાય, અને એ બાબતનો પટો પણ મેળવ્યો છે. હવાના વાદળાવાળા ભાગમાં ડાઇનામિટ નામે દારૂ જેવી ફુટી નીકળનારી વસ્તુના ધડાકા ઉડાવ્યાથી તેમ કરી શકાય છે. એજ બાબતમાં ન્યુયાર્કના મિ. જી. એચ. બેલ નામના ગૃહસ્થે મરજીમાં આવે ત્યારે વર્ષાદ આણવાની અને મરજીમાં આવે ત્યારે બંધ પાડવાની જુક્તિ શોધી કાહાડીછે; એની તજવીજ એવી છે કે ૧૫૦૦ ફૂટ ઊંચા મિનારા બાંધવા અને ત્યાંથી ઊંચી હવામાં ભીનાશવાળી વરાળ ઉરાડવી કે તેના જોરથી વરાળ બંધાઈ જઇને વરસાદ આવે.

યુરોપમાં કાગળ બનાવવાની કળા. પહેલ વહેલી ઈસવીસન ૧૫૮૮માં દાખલ થઈ. એ વખત કાગળો બનતાં તે રંગે ભૂરા થતા. ૧૬૯૦ પછી સફેદ કાગળ થવા લાગ્યા, પણ તે હજી બહુ હલકી જાતના હતા; ૧૭૧૩ મા ટામસ વોટ્કિન્સ નામના કાગદીએ એ હુનરને ચડતી કળાએ પહોંચાડવાને ઘણી મેહેનત કરી અને ત્યાર પછી દિનપરદિન સુધારો થતાં તે કેવી ઉત્કૃષ્ટ સ્થિતિએ હાલ પહોંચ્યો છે તે તો સર્વે જાણે છે.

બાળકોની જીંદગી ઉપર ઋતુની અસર—ડાક્ટર ટ્રેવિસાનો જણાવે છે કે સઘળી મોસમો કરતાં ટાઢીની મોસમમાં જન્મનારાં બાળકો જલદીથી મરણ પામે છે. તે પોતાના અનુભવ ઉપરથી કરેલી ગણત્રીને આધારે કહે છે કે, ટાઢીમાં જન્મેલાં બાળકોમાંથી દરસેંકડે ૮૧ બાળક એક વરસની જીંદગી ભોગવવા અગાઉ મરણ પામે છે. વસંત રતુમાં જન્મેલાંમાંથી દરસેંકડે ૪૧, ચોમાસામાં જન્મેલાંમાંથી ૫૨, અને ગરમીની મોસમમાંથી જન્મેલાંમાંથી માત્ર ૧૭ બાળકો એક વર્ષની જીંદગી ભોગવવા આગમચ મરણ પામે છે. આ વાત આપણા ગરમદેશને કેટલી લાગું પડતી હશે ?

વનસ્પતિનું હોકાયંત્ર.—અમેરિકાના જંગલોમાં એક એવી જાતનો નવાઈ જેવો રોપો ઉગે છે, કે જેનાં પાંતરાં હોકાયંત્રની સોયની માફક ઉત્તર દક્ષિણ દિશાએ દેખાડે છે. પ્રોફેસર મેહાન નામે અમેરિકન વિદ્વાને આ રોપો તપાસી તેની આવી કીમતી ખુબીનું કારણ એવું જણાવ્યું છે કે, એ રોપાના પાંતરામાં રોશણીના કિરણો ખેંચવાની એક ચોકસ રીત છે, અને તેથી તે પોતાની વળણ ઉત્તર અને દક્ષિણ દિશા તરફ રાખે છે.

વિલાયતી કાગળ. ગયે વર્ષે વિલાયતથી છાપવાના ૧૨ લાખને ૭૦ હજારની તથા બીજા પરચૂરણ ૧૪ લાખના કાગળો હિંદુસ્તાનમાં આવ્યા હતા કાગળ બનાવવાની ચીજો આપણા દેશમાં સારી રીતે થાય છે, તે છતાં હુનરી આવડતની ખામીને લીધે આ રીતે દરવર્ષે ત્રીસ લાખની ખોધ આપણે ખમવી પડેછે.

મની આર્ડરનો નફો. ખર્ચો ખરચ બાદ કરતાં આ એક વરસમાં ટપાલ ખાતાને એ તરફથી બે લાખ રૂપિયાનો નફો થયો છે.

એક નવી જાતના-ઘાસનું અજમાવું—ફ્રાનસના વિદ્વાનોએ એક નવી જાતની ઘાસ બનાવવાની શોધ કરી છે. ચૂનાના કચરા અને વાઇન દારૂના રેગડામાંથી તેઓએ ઘાસ બનાવીને તેની અજમાયસ ત્યાંના એક જાણીતા હોટેલમાં કરી જોઇ હતી. એ ઘાસનું તેલ ઘણું સારૂં માલમ પડ્યું છે. કહેછે કે તેની રોશની આંખને ઠંડક આપનારી તથા તેજ પણ સારૂં છે. આ પરથી ફ્રાંસ અને સ્પેનમાં ચૂનનાં ઝાડો વધારવામાં આવ્યાં છે.

---

## પુસ્તકોની પહોંચ.

અલંકાર ચંદ્રિકા. એ નામનો ઉત્તમ ગ્રંથ તેના બનાવનાર રિ. સવિતાનારાયણ ગણપતિનારાયણની તર્ફથી આવ્યો તે ઉપકાર સાથે કબુલ કરીએ છીએ, સંસ્કૃત તથા ભાષાના ગ્રંથોને આધારે એ પુસ્તક ઘણી સંભાળ તથા સમજની સાથે રચ્યું છે. એમાં ૧૧૦ અલંકારનાં લક્ષણ ઘણા ઉદાહરણ સાથે સમજાવ્યાં છે. આ પુસ્તક લખીને કવિ સવિતાનારાયણે આપણી ભાષાના નાના ખજાનામાં અગતનો વધારો કર્યો છે. એ ભાઇ ગૂજરાતી ભાષાના એક સુઘડ લખનાર છે, અને અલંકારના વિષયનો ઘણા વર્ષથી અભ્યાસ કરતા આવે છે, તે આ પ્રસંગે સાર્થક કર્યો જણાય છે. આ ગ્રંથનો વિષય જેવો સુંદર છે તેવોજ છપાઇ વગેરેમાં પણ સુંદર રીતે તૈયાર થયો છે. એનાં પૃષ્ટ૧૧૭ છે અને કિંમત રૂ૧) રાખી છે તે એ ગ્રંથની ખૂબી તથા મેહનત તર્ફ જોતાં કાંઇજ નથી એમ કહી શકાય. માટે ગુજરાતી ભાષાના કેળવાએલા સઘળા ગૃહસ્થોએ આ પુસ્તક પોતાની પાસે રાખવું જોઇએ. એમ અમારો વિચાર થાય છે.

રજા, આકિટિંગ એલાવન્સ, તથા પેન્શન વગેરેના ધારા.—ગવર્નર સાહેબની ખાસ પરવાનગીથી ગુજરાતીમાં સહેલી તથા સમજાય એવી ભાષામાં મહેતા બળવંતરામ મહાદેવરામે છપાવી પ્રગટ કર્યા છે તેની એક નકલ અમને પહોંચી છે, આવી કોઇ ચોપડીની ગુજરાતીમાં ખરેખરી જરૂરજ હતી કેમકે એ સઘળા રૂલો ઈંગ્રેજીમાં હોવાથી ગુજરાતીજ જાણનારા માણસોને ઘણીજ અડચણ પડતી, આ ચોપડીની કિંમત માત્ર પાંચ આનાજ રાખી છે એ સારૂં કરયું છે કે એથી નાના મોટા સઘળા સરકારી નોકરોને પોતાની પાસે રાખવાનું બની આવશે; કેમકે તેને આ ચોપડી કેટલી અગત્યની છે તે તો કહેવાની જરૂર નથી.

પટેલપોથી—એ નામની એક નવી, ટપની ચોપડી અમને મળી છે, બનાવનારે પોતાનું નામ આપ્યું નથી, પણ એમાં કેટલાક કવિતા છે તે ઉપર મોહન નામની છાપ છે, એમાં પાટીદારલોકના નઠારા ચાલ તથા તેથી નીપજેલા દુર્દશાનો ચિતાર હાસ્ય રસમાં આપવાની કોશીશ કરીછે લખનારની બધી ટપછપ ઘણીક રીત "દેશમિત્ર"ના નમુના રાખેલા જણાય છે; એના સોળપેજી પૃષ્ટ ૭૦ને કિંમત ચાર આના છે.

---

# गूजरात शाळापत्र.

પુસ્તક ૨૦ મું. માર્ચ સન ૧૮૮૧. અંક ૩ જો.


## केळवणीखातानो रीपोर्ट सने १८७९-८०

### भाग ३ जो.

#### કાઠીઆવાડ.

૧. ખરચ આ પ્રાંત ખાતે આશરે બેલાખ રૂપિયાનો એ વરસે થયો હતો. એમાં લગભગ ૧૫ હજાર રૂપિયા ઇન્સ્પેક્શનના કામમાં અને બાકીના બધા ભણાવવાખાતે હતા. ભણાવવામાં એજ્યુકેશનલ ફંડમાંથી આશરે ૧। લાખ અને દરબારો તરફથી આશરે ૯૦ હજાર રૂપિયા ખરચાયા હતા. પાછલે વરસે એથી પણ વધારે કુલ ખરચ થયો હતો. તે વરસે આશરે ૨॥ લાખ રૂપિયા ખરચાયા હતા. એ રીતે ખરચ ઓછો થવાનું કારણ એ છે કે પાછલા વરસમાં નિશાળોના મકાન બંધાઈ ગયાથી આ વખત એ ખાતે થોડોજ ખરચ કરવાની જરૂર પડી હતી.

૨. નિશાળો તથા નિશાળીઆ. કાઠીઆવાડમાં જુદી જુદી જાતની પ્રાંતવાર કેટલી નિશાળો હતી અને તેમાં કેટલા વિદ્યાભ્યાસ કરતા હતા તે સંક્ષેપમાં જાણવાને માટે નીચેનો કોઠો આપીએ છઇએ. એમાં જે નિશાળો ફંડની કે ખાનગી છે તે પણ જણાવ્યું છે.

| કઈ જાતની નિશાળ. | નિશાળો | | | | કુલ નિશાળો | ભણનાર | | | | કુલ ભણનાર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઝાલાવાડ | સોરઠ | ગોહેલવાડ | હાલાર | | ઝાલાવાડ | સોરઠ | ગોહેલવાડ | હાલાર | |
| ફ. ગ્રે. આંગ્લો. વ. સ્કુલ (ફંડની) | " | " | ૧ | " | ૧ | " | " | ૧૭૭ | " | ૧૭૭ |
| (ખાનગી) | " | " | " | " | " | " | " | " | " | " |
| સે. ગ્રે. " " (ફંડની) | ૩ | " | ૨ | ૨ | ૭ | ૧૨૬ | " | ૬૯ | ૧૧૧ | ૩૦૬ |
| " " (ખાનગી) | ૧ | " | ૧ | " | ૨ | ૧૦ | " | ૧૯ | " | ૨૯ |
| ગૂ. છોકરાની નિશાળ (ફંડની) | ૧૦૪ | ૮૯ | ૧૧૪ | ૧૧૯ | ૪૨૬ | ૫૩૩૧ | ૫૨૧૯ | ૬૧૪૬ | ૮૦૪૩ | ૨૪૭૩૫ |
| " " (ખાનગી) | ૨૩ | ૧૭ | ૨૮ | ૧૫ | ૮૩ | ૩૯૬ | ૩૦૯ | ૪૪૦ | ૫૨૭ | ૧૬૭૨ |
| કન્યાશાળાઓ (ફંડની) | ૪ | ૧ | ૭ | ૬ | ૧૮ | ૧૯૭ | ૮૨ | ૩૨૪ | ૩૦૫ | ૯૦૮ |
| " " (ખાનગી) | ૪ | ૧૧ | ૬ | ૮ | ૨૯ | ૧૧૨ | ૨૩૧ | ૧૪૯ | ૧૯૦ | ૬૮૭ |
| રાતનીનિશાળ. " (ખાનગી) | " | ૧ | ૧ | ૨ | ૪ | " | ૧૧ | ૧૬ | ૩૦ | ૫૮ |
| " " (ફંડની) | " | ૧ | ૧ | ૪ | ૬ | " | ૧ | ૧૭ | ૫૧ | ૬૯ |
| | ૧૩૯ | ૧૨૦ | ૧૬૧ | ૧૫૬ | ૫૭૬ | ૬૧૭૨ | ૫૮૬૪ | ૭૨૫૩ | ૯૨૮૨ | ૨૮૬૭૧ |

એ ઉપરથી માલમ પડશે કે કાઠીયાવાડમાં ચાર હાઇસ્કૂલો તથા એક કાલેજ છે તે સિવાય બધી મળીને ૫૭૬ નિશાળો છે. તેમાં ૧ ફર્સ્ટ-ને ૯ સેકંડગ્રેડ ઇંગ્રેજી સ્કૂલો, ૫૦૮ છોકરાની નિશાળો, ૪૭ કન્યાશાળાઓ, ૧૦ રાતની નિશાળો છે. પ્રાંતવાર જોઇએ તો ગોહેલવાડ ને હાલાર .તા, ઝાલાવાડ મધ્યમ, ને સોરઠ સૌથી ઉતરતો છે. એમાં એક હાઇ- છે તે સિવાય બીજી એકે ઇંગ્રેજી નિશાળ જણાતીજ નથી.

પાછલા વરસ કરતાં ૩૮ નિશાળ ને ૫૦૪૩ ભણનારનો વધારો છે. ાવાડની વસ્તી પહેલાં આશરે ૨૩) લાખની ગણાઈ હતી તેના ામાં સેંકડે ૧⅔ માણસ ભણેછે. એનો વિસ્તાર ૨૨૦૦૦ ચોરસ મેલ તે જોતાં દર નિશાળ દીઠ લગભગ ૩૭ માઇલ પડવા જાયછે. આ બંને ાતમાં પહેલા કરતાં સારો વધારો માલમ પડેછે.

૩. ફંડની નિશાળોમાં કેટલી એ વરસે તપાસાઈ, કેટલા ભણનાર રીક્ષામાં બેઠા, અને તેમાંથી ધોરણવાર કેટલા પાસ થયા તે નીચેની હકીકત ઉપરથી માલમ પડશે.

| જાતની નિશાળ | કેટલી નિશાળો | કેટલા છોકરા | કેટલા પાસ—ધોરણ | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | ૧લું | ૨જું | ૩જું | ૪થું | ૫મું | ૬ઠું |
| રાતી છોકરાની | ૪૧૯ | ૧૫૪૮૨ | ૪૫૫૯ | ૨૫૮૪ | ૧૬૮૫ | ૮૧૧ | ૨૮૮ | ૭૨ |
| શાળાઓ | ૪ | ૨૬ | ૫ | ૧ | ,, | ,, | ૧ | ,, |
| ી | ૧૮ | ૩૭૬ | ૧૬૨ | ૫૯ | ૨૧ | ૮ | ૫ | ,, |
| | ૪૪૧ | ૧૫૮૭૫ | ૪૭૨૬ | ૨૬૪૪ | ૧૭૧૬ | ૮૧૯ | ૨૯૪ | ૭૨ |

## રેવાકાંઠા.

એમાં ૬૭ નિશાળો છે. પાછલા વરસ કરતાં ૭૧ છોકરા વધ્યા હતા. એ બાબત દાક્તર બ્યુલર કહે છે કે ગયે વર્ષે ૩૦૩ ઘટ્યા હતા તે પ્રમાણમાં વધારો કંઈ નથી, પણ એટલું જણાયછે કે મેહેતાજીઓએ ખોએલા છોકરા પાછા મેળવવાને મહેનત કરી હતી ખરી. તાવના કારણથી પરીક્ષામાં ગયા વરસ કરતાં ઓછા બેઠા હતા, પણ પાસ વધારે થયા હતા એ સંતોષ કારક છે.

## મહીકાંઠા ને પાલણપુર.

તાવનો ઉપદ્રવ છતાં ગયે વર્ષે છોકરાની ખાધ લાગી હતી તે પૂરી નાંખી છે, અને વળી કાંઈક વધારો છે. બ્યુલર સાહેબ કહેછે કે પાછલા વરસ કરતાં અભ્યાસમાં સુધારો દેખાય છે. મેં જે નિશાળો તપાસી તે જિલ્લાને મુકાબલે તો સારી સ્થિતિમાં નહોતી, પણ ઇલાકાના પ્રમાણમાં ઠીક હતી. રાંધણપુરના ત્રણ અને મહીકાંઠાના ચાર જણે સરકારી નોકરીનું બીજા ગ્રેડનું સર્ટિફિકેટ અમદાવાદ આવીને મેળવ્યું હતું, ફારસી ને ઉર્દુ નિશાળો સારી નથી, કેમકે તેમાં માસ્તર તથા આસિસ્ટંટને પૂરતા પગાર આપવામાં આવતા નથી.

## સુરત ઇલાકો ને ખંભાત.

વાંસદા ખાતે પાંચની સાત નિશાળ થઈ છે, અને કુલ છોકરા ૭૮ છે. અભ્યાસ પાછલા વરસ કરતાં ઉતરતો છે. ધર્મપુરની સેકંડગ્રેડ આંગ્લો વર્નાક્યુલર સ્કૂલનું પાંચમું ધોરણ ઇંગ્રેજીમાં નબળું હતું, પણ બીજી રીતે સુધારો સારો હતો. ગૂજરાતી ખાતું સંપૂર્ણ સંતોષકારક હતું.

ખંભાતની નિશાળો હજી પાછલા સાલની પડતીમાંથી ઠેકાણે પડી નથી.

## સરકારી નોકરીની પરીક્ષાઓ.

ગૂજરાતખાતે જુદા જુદા જિલ્લાઓમાંથી સરકારી નોકરીની પરીક્ષાઓમાં કેટલા હાજર થયા અને તેમાં કેટલા પાસ થયા તે નીચે બતાવ્યું છે.

| જીલ્લો | ૧ લા વર્ગની પરીક્ષામાં | | ૨ જા વર્ગની પરીક્ષામાં | |
|---|---|---|---|---|
| | હાજર | પાસ | હાજર | પાસ |
| સુરત | ૬૧ | ૨૮ | ૨૫૪ | ૫૫ |
| ભરૂચ | ૧૯ | ૯ | ૧૧૮ | ૧૭ |
| ખેડા | ૧૨ | ૩ | ૨૦૪ | ૧૩ |
| પંચમહાલ | ,, | ,, | ૫૬ | ૧૨ |
| અમદાવાદ | ૬૯ | ૨૩ | ૨૨૨ | ૭૩ |
| મહીકાંઠા | ,, | ,, | ,, | ,, |
| કાઠીયાવાડ | ૧૧ | ૩ | ૧ | ,, |
| કુલ | ૧૭૦ | ૬૬ | ૮૫૫ | ૧૭૦ |

## ખેતીવાડીની કેળવણી.

આ વર્ષે પૂનાની એન્જિનિયરિંગ કાલેજમાં એક ખેતીવાડીનો વર્ગ ઉઘાડવામાં આવ્યો તેનો ખરચ ૩૫૫૨ રૂપિયા થયો હતો, અને ત્યાં ૨૩ બ્રાહ્મણ, ૨ પરભુ, ને ૩ પારસી એ રીતે ૨૮ જણ ભણતા હતા. આઠ હાઇસ્કૂલોમાં એવા વર્ગ કાઢ્યા હતા તેમાં કુલ ૧૦૭ બ્રાહ્મણ, ૧ ક્ષત્રી, ૭ પરભુ, ૨ આમિલ, ૪ જૈન, ૧૨ વાણીયા, ૬ કણબી, ૩ કારીગર, ૭ દુકાનદાર, ૫ નીચવર્ણના હિંદુ, ૨ મુસલમાન, ને ૩૦ પારસીના છોકરા હતા. સરકારને એ વર્ગો તર્ફથી કુલ ખરચ ૪૪૯૦ રૂપિયા થયા હતા.

હાઇસ્કૂલોમાં ખેતીવાડીનું ભણનારને ક્લાસિકલ (સંસ્કૃત વગેરે) ભાષા લેવાની ફરજમાંથી મુક્ત કર્યા છે, અને સરકારી નોકરીની ફર્સ્ટક્લાસ પરીક્ષામાં પાસ થયા પછી ઇતિહાસ ભૂગોળ પણ ભણવાની જરૂર રાખી નથી. તેમજ એવી રીતે ભણીને પાસ થએલાને નોકરી આપવામાં રેવીન્યુ ખાતાવાળા અમલદારોએ ફર્સ્ટક્લાસ પરીક્ષામાં પાસ થએલા કરતાં વધારે પસંદ કરવા એવી લાલચ આપી છેઃ—

હાઇસ્કૂલોમાં એ બાબત બે ધોરણો વરસ વરસના રાખેલાં છે, અને તેમાં પાસ થાય તેને પૂનાની કાલેજના નીચલા વર્ગમાં દાખલ થઇ શકવાનો હક આપ્યો છે.

ગૂજરાત ખાતે નડીઆદમાં ૧૬, ભરૂચમાં ૩૦, અને સુરતમાં ૨૫ ભણનારા હતા.

## શરીર કેળવણી.

અમદાવાદ, નડીઆદ, સુરત, અને નવસારીની ઇંગ્રેજી સ્કૂલોમાં, તથા અમદાવાદને રાજકોટની ટ્રેનિંગ કાલેજમાં કસરતશાળાઓ છેજ. -કાઠીયાવાડ ખાતે લીમડી તથા વઢવાણમાં કસરતશાળાઓ નીકળી છે અને બીજી ૨૦ ને માટે તાલુકદારોએ પૈસા આપવા કબુલ કર્યા છે. ભાવનગરની હાઇસ્કૂલો તથા ગામની બીજી નિશાળોને માટે એક મોટી કસરતશાળાબાંધવાનું દરબારે કબુલ કર્યું છે. ભરૂચ, જૂનાગઢ, ને નવાનગરમાં હાઇસ્કૂલને માટે નવાં મકાનો બંધાય છે તેમાં કસરતશાળાનો પણ વગ રાખવામાં આવશેજ.

ગૂજરાતી નિશાળોને લગતી કસરતશાળાઓ પણ ભરૂચ જીલ્લામાંઅંકલેશ્વર, જંબુસર, કાવી, આમોદ વગેરે મોટે ઠેકાણે ઉઘડી છે. એ જિલ્લામાં સઘળી નિશાળોમાં અઠવાડીયાંમાં બેવાર દેશી રમતો રમાડવામાં આવે છે. કલેક્ટર સાહેબ અને તેમના આસિસ્ટંટો કસરત જોઇ ઇનામ આપી છોકરાઓને ઘણું ઉત્તેજન આપેછે. અમદાવાદમાં એક પ્રાંતીજ ખાતે કસરતશાળા નવી નીકળી છે. જગાની સારી છૂટ હોય એવી મોટી નિશાળોમાં દેશી રમતો રમાયછે. સુરતમાં સુહાળી ને માંડવીમાં કસરત તથા રમતો દાખલ થઇછે.

## કેળવણી ખાતાને લગતા સરકારી ઠરાવો.

જે સરકારી નોકરીની ૧લા વર્ગની પરીક્ષામાં પાસ પણ ખેતીવાડીના કામની બીજા વર્ષની પરીક્ષા નહિ આપી હોય તેના કરતાં માટ્રિક્યુલેટ થએલાનો હક વધારે ગણાશે.

માટ્રિક્યુલેટેડ નોકર ન હોય કે હોય, પણ તેના કરતાં જે ફે.એ. માં પાસ થયા હશે તેનો ૩૦ અને તે ઉપરાંતની નોકરી ઉપર વધારે હક ગણાશે.

૫૦ ને તેઉપરાંત પગારની રેવિન્યુ સિવાય બીજા ખાતાઓમાં જેટલી નોકરીઓ હોય તેનો ઓછામાં ઓછો અર્ધો ભાગ તો ગ્રાજ્યુએટને આપવોજ.

## प्लांटाजिनेट कुलना राजाओ.

## प्रकरण ६ ठुं.

### બીજો હેન્રી તથા ૧ લો રીચાર્ડ. ઇસવીસને ૧૧૫૪ થી ૧૧૯૯.

રાજ્ય વ્યવસ્થા. લોકોએ આશા બાંધી હતી તે પ્રમાણેજ ગાદીએ બેઠા પછી હેન્રીએ સારી રીતે રાજ ચલાવ્યું. એણે ૧ લા હેન્રીનો પટો મંજુર કર્યો, માફ્ટી રાજના ગેરકાયદેસર સઘળાં કામો રદ કર્યાં, નવા બંધાએલા કિલ્લાઓ તોડી પડાવ્યા. સિક્કામાં સેળભેળ કરવાની રીત બંધ પાડી, મારામારીને ધાડ ચોરીઓ બેસાડી દીધી, અને પોતે પક્ષપાત વિના ઇનસાફ કરવા લાગ્યો. ન્યાયાધીશોએ પરગણામાં ફર્યાદ સાંભળવા ફરવાનો ધારો પહેલ વહેલો આ રાજાના વખતમાં નીકળ્યો. જ્યુરી ( પંચથી ) ઇનસાફ કરવાની રીતનું મૂળ પણ આ રાજમાંજ રોપાએલું જણાય છે.

રાજ્ય વૃદ્ધિ.—નાર્મન રાજાઓની મૂળ જાગીર ફ્રાન્સમાં હોવાથી તે દેશમાં તેમનું થોડું ઘણું રાજતો અસલથીજ હતું, પણ આ રાજાના વખતમાં તે એ એટલું બધું વધી પડ્યું કે ત્યાંના રાજાના હાથમાં પણ એના જેટલા મુલક રહ્યા નહિ.

નાર્મંડી અને મૈન પ્રાંત પોતાની માની તર્ફથી અને ટોરૈન તથા એન્જો બાપની તર્ફથી મળ્યા—બાપે તો એન્જો પ્રાંત એના નાનાભાઇને આપ્યો હતો, પણ હેન્રીએ તેની પાસેથી તે પડાવી લીધો. છેડો ફાડી કાઢી મૂકેલી ફ્રાન્સની પતિત રાણીને પરણી એણે પોઇટો, ગાએના વગેરે બીજાં સાત પરગણાં મેળવ્યાં. થોડા વરસમાં એનો નાનો ભાઈ ( જે બાપુકી જાગીર ખોયા પછી નાન્ટઝમાં જઈ વસ્યો હતો ને જેને ત્યાંના લોકે પોતાનો ઠાકોર બનાવ્યો હતો) તે મરણ પામ્યો; અને તેથી એ વારસો લેવાને હેન્રી ફ્રાન્સમાં દોડ્યો. પણ એટલામાં એ પરગણાનો કબજો બ્રિટની પ્રાંતનો ઠાકોર કરી બેઠો. અને જ્યારે હેન્રીએ જઈ તેને સતાવવા માંડ્યો ત્યારે ફ્રાન્સનો રાજા તેની કુમકે આવ્યો. આ ઉપરથી સર્વેને એમ લાગ્યું કે હવે ભારે લડાઈ જામશે. પણ હેન્રી સામદામ વગેરે સઘળા કામમાં પૂરો હતો. એ પંડે ફ્રાન્સના રાજાની મુલાકાતે ગયો, અને તેને સમજાવી પોતાને લાભકારક સંધિ કરી આવ્યો.

પોતાના પાંચ વરસના કુંવરનો વિવાહ હજી પારણામાં ઝૂલતી ફ્રાન્સની કુંવરી જોડે કર્યો, અને બ્રિટનીની કુંવરી વેરે બીજા પુત્રને પરણાવ્યો, આ સગાઇને જોરે તે પ્રાંતપણ સાત વરસ પછી ત્યાંનો ઠાકોર મરણ પામ્યો ત્યારે એના હાથમાં આવ્યો, અને ફ્રાન્સના રાજાને કાંઈ કજારજા થાય, તો તે ગાદી પણ એને મળે એમ દીસવા લાગ્યું.

પણ હેન્રીની રાજ્યતૃષ્ણા આટલાથી તૃપ્ત થઈ નહિ. ઈંગ્લાંડની ગાદીએ બેઠો ત્યારથીજ તેની હદ ચોતર્ફ વધારવાને એણે મથવા માડ્યું હતું, સ્કાટલાંડપર હુમલા કર્યા તેમાં એ કાંઈ ઘણો તો ફાવી શક્યો નહિ, પણ એકવાર ત્યાંનો રાજા પકડાઈ જવાથી પોતાનું આધિપત્ય કબૂલ કર્યું ત્યારેજ તેને છોડ્યો, અને એ કારણથી હવેપછીના ઈંગ્લાંડના રાજાઓને વારંવાર એ દેશ પર ચડાઇઓ કરવાનું બાહાનું મળ્યું. વેલ્સ જીતવાનો એને બહુજ મનત હતો. એકવાર એણે ક્રોધાયમાન થઈ ઓળમાં આવેલા પુરૂષોની આંખો ફોડી તથા સ્ત્રીઓના નાક કાન કાપ્યાં. પણ તે શૂરાલોક હઠ્યા નહિ અને ત્યાં બાહાલી જીતતો કાંઈ થઈ શકી નહિ.

આયર્લાંડ જીતવાને સારૂ પોપની રજા તો ગાદીએ બેઠો ત્યારથીજ એણે મેળવી રાખી હતી. આ વખત એવા ધર્માંધપણાનો હતો કે પોપ કહે કે ફલાણો દેશ જઇને જીતો, તો તે દેશ ઉપર સ્વારી કરવાનો તે રાજાનો સંપૂર્ણ હક ગણતો. આ રજા આપવામાં પોપનો એ સ્વાર્થ રહેલો હતો. આયર્લાંડમાં ખ્રીસ્તી ધર્મ ચાલતો ખરો, પણ ઉપરીપણું પોપના હાથમાં નહોતું. તેથી એને લાલચ એ હતી કે હેન્રી જીતે તો એ બધા મુલકનું ધર્માધિપત્ય મને મળે. આ રીતે રજા મળી હતી, પણ ઘણા વખત સૂધી પોતાનો મનસુબો પારપાડવાનું બીજી લડાઇઓને લીધે હેન્રીથી બની શક્યું નહોતું. એવામાં એને એક લાગ સારો મળ્યો. આયર્લાંડમાં આ વેળા કેટલાક છૂટાં છૂટાં રાજ્ય હતાં. તેમાના એક રાજાએ કોઈ અમીરની બાઇડી ખૂંચી લેવાથી લોકે બંડ કરી તે પાપીને દેશપાર કર્યો હતો. તે હેન્રીને શરણે આવ્યો, અને કહ્યું કે મને મારી ગાદી પાછી અપાવો, તો હું તમારૂં સ્વામીત્વ સદા માન્ય રાખીશ. હેન્રીને એટલુંજ જોઇતું હતું, અને તેથી પોતે તો ફ્રાન્સની લડાઇઓમાં રોકાએલો હતો પણ ઈંગ્લાંડના અમીરોને એની વાહારે જવાની છૂટ આપી. એક અમીર ઘણાક મરણીયા લોકોને ભેગા કરી આયર્લાંડ ઉપર

મચાવ્યો, અને એક બે વરસમાં તે દાબી જીતી લીધો. હવે હેન્રીએ જોયું કે જો હું વચમાં નહિ પડીશ, તો એ અમીર પોતાનુંજ સ્વતંત્ર રાજ્ય ત્યાં સ્થાપી બેસશે. તેથી એણે તે લશ્કરમાંથી પોતાની સઘળી રૈયતને ઈંગ્લાંડ બોલાવી લીધી. પછી પેલા અમીર વગેરે સરદારોએ મોટા મોટા શેહેરો એને હવાલે કર્યાં અને એનું અધિરાજપણું સર્વ પ્રકારે કબૂલ રાખ્યું. ત્યારે એણે રાજી થઈ તેમણે મેળવેલા મુલકની ઠરાવો તેમને બક્ષી. બીજે વર્ષે પોતે ત્યાં ગયો, અને બધાનું સ્વામીત્વ સ્વીકાર્યું. આ વેળા આયર્લાંડનો અર્ધોકભાગ હજી સ્વતંત્ર રહી ગયો હતો ખરો, પણ ધીમે ધીમે તે ઈંગ્રેજી રાજમાં થોડા વખતમાં લીન થઈ ગયો.

ધર્મગુરૂઓની સત્તા.—આ વેળા યૂરોપમાં કેટલી ખપી હતી તે નીચેની હકીકત ઉપરથી માલમ પડશે. હેન્રી આવો પ્રતાપી હતો, તોપણ તેને ધર્મ ગુરૂઓથી હારી નાકલિસોટી તાણવી પડી. નાર્મનોનું રાજ આવ્યા પછી ઈંગ્લાંડમાં ધર્મ ખાતાની સત્તા બિલકુલ સ્વતંત્ર કરવામાં આવી હતી, એટલે, પાદરીઓ સામે ફોજદારી કે દિવાની કામ સરકારમાં ચાલી શકતું નહિ. તેમનો ઇનસાફ તો તેમના ખાતામાંજ થાય. આથી પાદરીઓ ઘણા બહેકી ગયા અને તેમની બદ ચાલના ઘણા નમુના થવા લાગ્યાં. આ સમે પાદરીઓ ખરેખરા 'ભૂદેવ'જ થઈ પડ્યા હતા અને કોઈની પણ તાગાદ નહોતી કે તેમને કાંઈ પૂછી શકે. ધર્મગુરૂઓ સરકારની આપેલી મોટી મોટી જાગીરો ભોગવતા, પણ બીજા અમીરો જેમ રાજાનું સ્વામીત્વ કબૂલ રાખતા તેમ ન કરતાં તેઓ તો પોપનેજ પોતાનો અધિરાજ ગણતા. પાદરીઓ એટલા બેકેદ થઈ ગયા હતા કે હેન્રીને ગાદીએ બેઠાને બે વરસ થયા નોહોતાં તો પણ એટલા વખતમાં તેઓએ ૧૦૦ ખૂન કર્યાં હતાં. હેન્રીએ જોયું કે આતો ખોટું. હું રાજા કહેવાઉં અને મારી નજરઆગળ આવી ઉન્મત્તાઈ ને દુરાચરણો વગર શિક્ષાએ થયાં જાય એ તે કેમ ખમાય? પણ લોકમાં ધર્માંધપણું ઘણું ચાલતું હતું તેથી કળે કળે ધર્મખાતાની સત્તા ઓછી કરવાનો એણે ઠરાવ કર્યો. તેથી કાન્ટર્બરીના આચાર્યોની જગા ખાલી પડી ત્યારે તેણે તે ટામસબ્યા બેકેટ નામના એક પોતાના માણસને આપી. પણ આ બેકેટ તો પાદરીના પક્ષનો એવો મમતી નીકળ્યો કે તેણે રાજાને હેરાન હેરાન કરી તેની સઘળી ધારણાઓ આખરે ધૂળ મેળવી,

આ નવો આચાર્ય જાતે ઈંગ્રેજ હતો. નાર્મનોનું રાજ થયા પછી મોટે દરજ્જે પહેલ વહેલો ચડનારો દેશી તે એજ. એ પ્રથમ કાન્ટર્બરીના આચાર્યને ત્યાં નોકર હતો. તેણે એની હોશીઆરી તથા મહેનત જોઈ એને ધર્મ ખાતાનું કાંઈ કામ સોંપ્યું. આ કામથી પાંચ પૈસા કમાણો કે તુર્ત તે પોતાનો અભ્યાસ વધારવા ઈટાલી ગયો, ને ત્યાં કેટલાંક વર્ષ રહી મોટો નામાંકિત વિદ્વાન થઇને આવ્યો. પેલા ગુણગ્રાહક આચાર્યે એને મોટી જગા આપી, અને થોડા વખતમાં એનીજ ભલામણથી રાજાએ એને પોતાનો દિવાન કર્યો. અહીં પણ એણે એવીજ ખબરદારી, ખંત, તથા પ્રમાણિકપણું બતાવ્યાં, અને રાજાની એના ઉપર અત્યંત પ્રીતિ થઈ. આ સમે એના જેવો મોભો તથા ઠાઠ દેશમાં કોઈનો નહોતો. એની પાસે મોટા મોટા અમીરો એહાને ખેહ રહેતા, અને જ્યારે એની સ્વારી નીકળતી ત્યારે બધા લોક તે તર્ફ જોઈ રહેતા. પણ આચાર્યની પદવી મળતાંજ એણે આ કારભાર છોડ્યો, કેમકે એ ધર્મખાતાની વિરૂદ્ધ રાજાના શા મનસુબાછે તે બરાબર જાણતો હતો, અને તે મનસુબાની સામા થવાનો વિચારતો એણે ક્યારનોજ કર્યો હોય એમ જણાયછે. પોતાની નોકરી છોડી તેથી રાજાને ખોટું તો લાગ્યું, પણ શું કરે ! બેકેટ તો હવેથી સઘળો વૈભવ છોડી દારૂણ વૈરાગ્ય લઈ બેઠો, અને એના તપસ્વીપણાના લોકમાં ઘણા વખાણ થવા લાગ્યાં. તે છતાં જે કામમાંથી આગળ જતાં રાજા સાથે ઝગડો વધી પડ્યો તે કામનું સ્વરૂપ જોતાં તો તેમાં આ ધર્માધ્યાક્ષનોજ અધર્મ જણાય છે.

એક પાદરીએ કોઈ સ્ત્રીને બગાડી તેના બાપને મારી નાખ્યો. રાજાએ કહ્યું કે અમને એ પાપી સ્વાધિન કરી દો, કે એને ઘટતી સજાએ પહોંચાડીએ. આ અહંકારી આચાર્યે કહ્યું, તમારો એમાં કાંઈ અખત્યાર નથી: અમેજ એનો ઈનસાફ કરીશું. ઈનસાફમાં માત્ર તેને બરતર્ફ કર્યો. રાજાએ કહ્યું કે હવે એ પાદરી ખાતામાંથી બરતર્ફ થયોછે અને તેથી અમે એનો બીજી રૈયતની માફક ઈનસાફ કરી શકીએ. બેકેટે કહ્યું, એમ નહિ કરાય; એક ગુનાહને માટે બે વાર શિક્ષા હોય નહિ.

આ ઉપરથી રાજાને ઘણોજ ક્રોધ ચડ્યો, અને તેણે મહદ્ ગુરૂઓની સભા મેળવી પ્રશ્ન મૂક્યો કે તમે દેશના ધારાને માનોછો કે નહિ. તેમણે રાજીથી જવાબ આપ્યો, કે અમારા આશ્રમ વિરૂદ્ધ નહોય તેવા બધા

ધારા અમે માનીએછીએ. આ બંધાઇ ભરેલા ઉત્તરથી જે મુદ્દો હતો તે તોજ દૂર રહ્યો. પણ હેની એમ બાળબ્યો બાળવાય એમ નહોતી. એણે બીજી સભા ભરી તેમાં અમીરોને પણ બોલાવ્યા, અને તેમને કહ્યું કે તમે આ મહંતોની સાથે વિચાર કરી નિશ્ચય કરો કે જુના રીવાજ પ્રમાણે ધર્મ ખાતાનો કેટલો અખત્યારછે. આ સભાએ કાંતો રાજાના ભયથી, ન્યાયાન્યાયની બુદ્ધિથી, કે જુના રીવાજને અનુસરી, એક મોટો લેખ તૈયાર કર્યો. તેનો મુખ્ય સાર એ હતો કે પાદરી ઉપર જો કોઈ ગુનાહનું તોહોમત આવે તો તેનો ઇનસાફ કરવાની રાજાને સત્તા છે. એમાં બીજા પણ રાજાને લાભના કેટલાક ઠરાવો છે; આ લેખને 'કલારેંડનનો ધારો' કહેછે, કેમકે એ સભા કલારેંડન ગામમાં મળી હતી. (ઈ. સ. ૧૧૬૪.)

આ લેખ ઉપર બીજા ધર્મ ગુરૂઓએ સહી કરી તેથી બેકેટને પણ કરવી પડી. 'આગમ વિરૂદ્ધ નહોય તો' એવી સરત મૂકવા માંડી પણ તે કબુલ થઈ નહિ, અને હું મારા અંતઃકરણથી એ પ્રમાણે વર્તીશ એમ પ્રતિજ્ઞા કરવી પડી. પણ પોપે આ લેખ નામંજુર કર્યો (પોતાના અધિકાર વિરૂદ્ધ હતો એટલે તે તો નામંજુર કરે એમાં શી નવાઈ ? ). અને એ વાતનું બાનું કાઢી બેકેટે પોતાના બોલ પાછા ખેંચી લીધા, ને બીજાને તેમ કરવા ખુલ્લી રીતે ઉસ્કેરવા લાગ્યો. હવે રાજા એના ઉપર સખ્તી ચલાવવા લાગ્યો. કોઇએ એના ઉપર લહેણાની ફરીયાદ કરી અને બેકેટ તેનો જવાબ દેવા હાજરે ન થયો તેથી એને ભારે ડંડ કર્યો. એણે રાજ ભક્તિની પ્રતિજ્ઞા તોડી એવો આરોપ મૂકી એની સઘળી જાગીરો જપ્ત કરવામાં આવી, અને ધર્માદા ખાતાનો વહિવટ શી રીતે ચલાવ્યો હતો તેનો હિસાબ માગ્યો.હિસાબ જોઈ ૪૪૦૦૦ *માર્ક લહેણા કાહાડ્યા, અને એણે ૨૦૦૦ આપી પતાવવા માગ્યું તે કબુલ કર્યું નહિ. બધા ધર્મ ગુરૂઓએ ભેગા થઈ બેકેટને કહ્યું કે તે પ્રતિજ્ઞાભંગનું પાપ કર્યું માટે અમે તને આચાર્ય ગણતા નથી. બેકેટે બીહીને પરગામ જવાની રજા માગી તે પણ આપવામાં આવી નહિ. આ ઉપરથી એણે જાણ્યું કે હવે જિવ ઉપર વાત આવી છે, અને તેથી તે લાગ જોઈ ફ્રાન્સમાં નાસી ગયો.

---

* આશરે વીશ રૂપિયાનો એક સિક્કો.

ફ્રાન્સના રાજાએ એનો પક્ષ લીધો; અને તેથી ઇંગ્લાંડને ફ્રાન્સ વચ્ચે કેટલાક વખત સૂધી લડાઈ ચાલી. આખરે ફ્રાન્સના રાજાએ હેન્રી સાથે બેકેટને સલાહ કરાવી, અને તે પાછો પોતાના વતનમાં ગયો. પણ ત્યાં જઈને તે સખણો બેઠો નહિ. વાટે જતાં જતાંજ જે ધર્મગુરૂઓ રાજાની પક્ષમાં ગયા હતા તેને એણે ધર્મબહાર કર્યા. તે વેળા ધર્મબહારની શિક્ષા આપણામાં હાલ નાત બહારની છે તે કરતાં પણ વધારે ભયંકર હતી. પેલા ધર્મ ગુરૂઓ ગાભરા પડી ફ્રાન્સમાં જઈ હેન્રી આગળ પોતાનું દુઃખ રોયા. આ સાંભળી રાજાને બહુજ ગુસ્સો ચડ્યો. તે બોલ્યો કે "અરે આ હરામખોર મારૂં કેટલું અપમાન કરેછે. શું, મારા માણસોમાં કોઈ પણ એવો નથી કે તે જઇને મારૂં વેર લે." આ બોલ કદાપિ ગુસ્સામાંજ બોલ્યો હશે, પણ તે સાંભળીને ચાર જોદ્ધાઓ તુર્તજ બેકેટને મારવા નીકળી પડ્યા. પાછળથી એ વાતની ખબર પડતાં તેમને વારવા માણસો મોકલ્યાં, પણ એટલામાં તો તેઓ ઇંગ્લાંડમાં જઈ પોતાનું ધારેલું કર્મ કરી રહ્યા હતા. તેઓએ સોળે દહાડે દેવળમાં પેસી ખૂન કર્યું, અને બેકેટ મરતાં મરતાં પણ ધીરજને પોતાની મોટાઈ રાખી રહ્યો. આ દુષ્ટ કામથી ત્રાહે ત્રાહેનો પોકાર ચોગમથી ઉઠ્યો.

પેલા ચાર હત્યારા તો એ કામ કરીને તુર્તજ ઇંગ્લાંડમાંથી નાઠા, અને પોતાના પાપ ધોવાને જરૂસલમની જાત્રાએ ગયા ત્યાં રખડી રવડીને મરી છૂટ્યા. હેન્રીએ (ભાવે કે ક ભાવે ) આ ખબર સાંભળતાંજ બહુ દિલગીરી બતાવી, ત્રણ દહાડા સૂધી ખાધું પીધું છોડી રડ્યાજ કર્યું, અને પોપને ઘણી દીનતાથી નિવેદન કર્યું કે આ બ્રહ્મહત્યાની વાતમાં હું કંઈ જાણતો નથી, તથા જે બન્યું તેને માટે બહુજ દિલગીરછું. પોપને આ વેળા હેન્રી સાથે છેક બગાડવું બોને એવું નહોતું તેથી તે કાંઈ વધારે બોલ્યો નહિ, પણ ફક્ત મરનાર બેકેટને પીરનું પદ આપ્યું. હવેથી એ કારણને લીધે આ પીરની ઘોર આગળ સેંકડો વરસ સુધી મોટી જાત્રા ભરાવા લાગી, અને યૂરોપમાંથી દેશ દેશના લોકો માનતાઓ લઇને ત્યાં આવતા.

હેન્રી આયર્લાંડ જીત્યા પછી ત્યાંનું ધર્માધિપત્ય પોપને આપવા તેના એલચીઓને નાર્મંડીમાં જઈ મળ્યો, અને પવિત્ર અસ્થિપર હાથ મૂકીને સોગન ખાધા કે બેકેટની હત્યા મેં કરાવી નથી અને તેમ કરવાની મારી ઇચ્છા પણ નહોતી. ત્યારે રોમના ગુરૂ મહારાજે એને માફી બક્ષી. તો પણ હેન્રી-

ને માલમ પડ્યું કે લોકોનો અભાવ હજી ગયો નહિ, અને તેથી જ્યારે એના પુત્રોએજ બંડ ઉઠાવ્યું ત્યારે લોકોની પ્રીતિ મેળવવા એણે ફરીથી જાહેર પ્રાયશ્ચિત કર્યું. કાન્ટર્બરીની જાત્રાએ ગયો, ઉઘાડે પગે ગામમાં પેઠો, બેકેટ પીર- ની ઘોર પૂજી, અને પછી તે ઠેકાણે પાદરીઓની સભા મેળવી તેમની સમક્ષ પોતાની પીઠ ઉપર ફટકાનો માર મરાવ્યો ; બીજે દિવસે ધર્મ ગુરૂએ કહ્યું કે હવે તમે પાપથી બરાબર મુકત થયા.

કુટુંબ ક્લેશ અને મરણ.—એ કરતાં પણ એના લડાઈખોર કુંવરોની કુપાત્રતાથી હેન્રી બહુ હેરાન થયો. પોતાના ચારે કુંવરને એણે ફ્રાનસમાં મોટી મોટી જાગીરો આપી હતી, પણ એથી ન ધરાતાં તેઓ માંહે માંહે વઢવા લાગ્યા અને આખરે તેમના ત્રણે ભેગા થઈ બાપની સામાજ બંડ ઉઠાવ્યું. આ દુષ્ટ કામમાં તેમની કપાતર માની ઉશ્કેરણી હતી, અને ફ્રાન્સનો રાજા આશ્રય આપે એમાં તો આશ્ચર્યજ શું ? તે છતાં હેન્રીએ ફ્રાન્સમાં જઈ એ ભયંકર અસ્વભાવિક બંડ સમાવી નાખ્યું, અને પોતાના કુંવરોને તથા તેમના પક્ષવાળાઓને માફી બક્ષી. માફિને માટે આવેલા બંડખોરોની ટીપમાં જ્યારે પોતાનો વાહલો પુત્ર જાન (જેને તો તે પોતાનીજ તર્ફનો સમજતો હતો) તેનું પણ નામ જ્યારે એણે જોયું, ત્યારે એના કલેજામાં એવો કારી ઘા લાગ્યો, કે તે પછીથી રૂઝાયોજ નહિ. કુપુત્રોથી દાઘેલો હેન્રી તેમને વારંવાર શ્રાપ દેતો ને પોતાના દુર્ભાગ્યને નીંદતો મહા દુઃખમાં ઇસવીસન ૧૧૮૯ માં મરણ પામ્યો. કહે છે કે આ વેળા એનો વડો દિકરો દૂરથી બાપનું મોં જોવા છાનો માનો આવ્યો હતો તે તર્ફ એ મડદાના નસ્કોરાંમાંથી લોહીની ધારાઓ ઉડી અને તે પોતાના પાપિષ્ઠ કર્મને સારૂ પસ્તાતો ને રડતો ત્યાંથી એકદમ નાસી ગયો.

## રીચાર્ડ ૧ લો.

એ હેન્રીનો વડો છોકરો હતો. એને ઇતિહાસમાં સિંહછાતીનો કહે છે, અને નામ પ્રમાણેજ ઘણો બહાદુર ને જબરો હતો ખરો, પણ એ બહાદુરીથી એના દેશને કાંઈ ફાયદો થયો નહિ.

ગાદીએ બેઠા પછી તુર્તજ ક્રુસેડની લડાઈમાં ગયો, અને ત્યાંથી આવ્યા કેડે થોડાજ મહીના તે જીવ્યો. એ ઇસવીસન ૧૧૯૯ માં મરી ગયો. અને એની જોડે બારમો સૈકડો પણ પૂરો થયો.

# निबंध लखनारने सूचना.

## २२. "ज्ञान ए एक शक्ति छे."

१. आ लार्ड बेकननुं एक सूत्र छे अने तेमां घणो अर्थ समाएलो छे.

२. ज्ञान शब्दनी व्युत्पत्ति तथा अर्थ. कोईपण पदार्थ विषे कांई पण जाणवुं तेनुं नाम ज्ञान.

३. कांई पण सुख प्राप्त करवाने ज्ञान अने उद्योग बंनेनी जरूर पडेछे.

अ. एना दाखला.

ब. ज्ञानमां जेम वधारो थतो जायछे, तेम माणसनी सुख तथा वैभवमां वधारो थतो जाय छे. दाखला.

क. ज्ञाननो कांई पार नथी. तेथी ज्ञान जेम सामान्य होय तेम वधारे सारू त्यारे ते विद्या कहेवाय छे. विशेष ज्ञान पण जरूरनुं छे.

ड. जंगली अने सुधरेली हालतमां मुकाबलो करतां मालम पडशे के ज्ञानथी माणसना सुखमां केटलो फेर पडे छे. ज्ञाने जगतनो देखावज बदली नांख्योछे.

४. उपसंहारने बोध.

अ. सामान्य के विशेष ज्ञान मेळवताज रहेवुं जोइए.

ब. तेनो ते वखते कांई उपयोग न जणाय तो पण आखरे फायदोज थाय. ज्ञानविना तो माणस पशु जेवो छे.

## २३ भरतखंड परतंत्रतामां पड्यो तेनां कारणो.

१. दुनीआमां घणा खरा देशो स्वतंत्र छे. एक भरतखंडज हजार वर्ष थयां परतंत्र छे. एनां कारणो तपास करवां योग्य छे.

२. मुसलमानोना हुमला थवा लाग्या ते वेळाए हिंदुस्तानना राजाओनी स्थिति केवी हती तेनुं वर्णन.

अ. देश मोटो अने राज घणां. चक्रवर्त्ति राजा भरतखंडमां कोई वेळा थता, तोपण आखा देशना घणां कटका पडी

ગએલાજ હમેશાં રહેતાં. તેઓમાં સ્વભાવિકપણે ઘણી વખત
તો અદેખાઇને સંપ કુચાલતો.

ब. એ નાનાં નાના રાજ્યો માંહો માંહે લડી નબળા પડી ગ-
યા હતા. પરદેશીના હુમલા વખત પણ જોઇએ તેવો સંપ
કરી શક્યા નહિ. ફાવ્યલા.

क. રાજાઓ આપઅખ્તિઆરી, એસારામમાં ગરક, ને મહા
જુલમગાર હોવાથી લોકોની પ્રીતિ તેમના ઉપર હતી નહિ.

૩. ધર્મ નીતિ, વિદ્યા, વગેરે સઘળી બાબતોમાં આ વેળા દેશની
રીજ હતી અને તેના પરિણામમાંજ તે મુસલમાનને હાથ ગયો. સ્વતંત્ર-
ા સમજ જતી રહી હતી તેનાં કારણો.

अ. કુળદ્રુપ દેશને સારા વેપારને લીધે લોકો શ્રીમંત થઈ ગયા
હતા, અને તેથી વૈભવ તથા આળસનું જોર બહુ વધી
પડ્યું હતું.

ब. જ્ઞાતિભેદને લીધે રજપૂત સિવાયના બીજા લોકોએ તો લડ-
વાનું કામજ છોડી દીધું હતું. તેથી તેઓ યુદ્ધકળામાં કેવળ
અજાન અને બાઇલા થઈ ગયા હતા.

क. જૈન માર્ગને લીધે યુદ્ધ કરવામાં પાપ છે અને વેપાર કરવો
એજ ઉત્તમ એવી ઊંધી સમજ ઘણા લોકોની થઈ ગઈ હતી.

ड. જ્ઞાતિભેદ તથા જુદા જુદા પંથોના કારણથી "આ આપણો
દેશ ને આપણે સઘળા ભાઇઓ છઇએ" એવું કોઇના પણ
સમજવામાં આવતુ નહિ. માંહો માંહે વેર, ને અદેખાઇ.

इ. જે રાજ થાય તે ખરો એમ રજપૂતો સિવાય બીજી વર્ણના
લોક સમજતા. તેમણે કોઈ પણ વેળા હથીઆર બાંધીને પોતાના
રાજનું રક્ષણ કર્યું હોય એમ ઇતિહાસ ઉપરથી જ-
ણાતું નથી. 'વાલંટિયર' થવાની (વગર પગારે ખુશીથી દેશને
ખાતર લડવા જવાની) આપણા દેશમાં રીતજ નહોતી.
યુરોપમાં એ બાબત કેવો ચાલછે.

फ. રજપૂતો પણ નીમકહલાલીમાં સમજતા તેટલું દેશ ભક્તિ
કે રાજ ભક્તિમાં સમજતા નહિ. એજ કારણથી રજપૂતો

જલદીથી પાદશાહી નોકરીમાં રહ્યા અને તેની તર્ફથી પોતાના જાત ભાઇઓના સામા લડવા જતા જરા પણ આચકો ખાધો નહિ.

૪. દેશ ભક્તિ, શૌર્ય, સંપ, ઉદ્યોગ, ખંત, અસ્વાર્થીપણું વગેરે સદ્ગુણો હોય ત્યાં સુધીજ કોઇ પ્રજા સ્વતંત્ર રહી શકેછે. આપણામાંથી તે જતા રહેવાથી આપણે પરતંત્રતાને પાત્રજ થઇ રહ્યા હતા. મુસલમાનોતો માત્રનિમિત્ત રૂપ હતા. મરેઠાઓએ સ્વતંત્ર રાજ સ્થાપવાને મહેનત કરી પણ પોતાના દુર્ગુણ તથા અજ્ઞાનને લીધે શક્તિમાન થયા નહિ. એનો કાંઇક વિગતવાર હેવાલ.

૫. ઉપસંહાર તથા બોધ. સ્વતંત્રતાનો વિચાર કરવા પહેલાં ઉંચા સદ્ગુણો પોતામાં દેશીઓએ આણવા જોઇએ.

## ૨૪. દેશી કારીગરી.

૧. હિંદુસ્તાનમાં પહેલાં કેવી કારીગરીઓ તથા દોલત હતી તેનું વર્ણન.

૨. હાલ કારીગરોની તથા દેશની સ્થિતિ.

૩. તેનાં કારણોઃ—

अ. આપણામાં વિદ્યાકળાનો સુધારો બંધ પડ્યો.

ब. કારીગરોમાં આળસ, અજ્ઞાન, અદેખાઇ તથા નિર્ધનતા વધી પડવાથી હતી તે પણ વિદ્યાકળાઓ ઓછી થઇ ગઇ.

क. યૂરોપની કારીગરીમાં સુધારો, વરાળયંત્રની મદદ, એ લોકની મહેનત, ખંત, સાહસ, તથા ચતુરાઇ.

ड. સુધારાની સામા આપણે ટકી શક્યા નહિ. એ સ્વાભાવિકજ છે. સોંઘો ને સારો માલ હોય તેજ ખપે.

૪. દેશી કારીગર સુધારવાનો એજ રસ્તો છે કે સુધરેલા ઓજારો, યંત્રો, તથા રીતિઓ દેશમાં દાખલ થાય એમ કરવું. તેનાં ઉપાય.

अ. કારીગરોને, વિદ્વાનોને, તથા મૂડીવાળાઓને જગાડવા.

ब. હુનરી વિદ્યા વધે તેમ કરવું. હુનરી ગ્રંથો, પ્રયોગ યુક્ત ભાષણ, યુરોપમાં કેટલાકને હુનર શીખવા મોકલવા, તેમની પાસે નવા હુનરની શાળાઓ કઢાવવી, વગેરે.

क. પરદેશી માલ ઉપરનો મોહ ઓછો કરાવવો.

ड. વિલાતી હુનરથી માલ કેવા સોંઘો પડી શકે છે તેનો વિગતવાર હિસાબ મુડીવાળાઓના જાણવામાં આવે એમ કરવું.

ढ. અમીરોએ કે શ્રીમંત ગૃહસ્થોએ બીજાને દાખલો આપવા પોતેજ થોડા હુનરી કારખાનાં કાઢવાં કે વેપારીઓની ખાત્રી થાયછે કે એ બની શકે એવું છે એને એમાં ફાયદો મળે એમ છે. એવી ખાત્રીવિના કોઈ વેપારી પોતાના પૈસા બગાડશે નહિ.

૫. ઉપસંહાર. કારીગરોની સ્થિતિ સુધારવાની ખરેખરી જરૂરછે, પણ અર્થ વિદ્યાના નિયમો વિરુદ્ધ બોલવા ચાલવાથી કાંઈ વળવાનું નથી. કારીગરી સુધારવી નહિ ને બીજાનો વાંક કાઢવો, એ કેવળ મૂર્ખાઇ છે. જે રસ્તે પડ્યા તેજ રસ્તે પાછા ચડી શકીશું. માટે એ તર્ફ સઘળા દેશીઓએ ગંભિરાઇથી પોતાનું ચિત્ત લગાડવું એ તેમની આ સમે મોટી ફરજ છે.

## ૨૫. ધર્મદાન કરવાની રીતો.

૧. ધર્મદાનનો અર્થ, અને તેની કાંઈક પ્રશંસા.

अ. " દયા ધર્મકો મૂલ હૈ. "

ब. દયા એ ઈશ્વરી ગુણછે અને એની બરાબરીનો કોઇ પણ સદ્‌ગુણ નથી.

क. પણ ધર્મદાન પરમાર્થ ભાવે સકમાઈમાંથી, વિચાર રાખીને, તથા સત્પાત્રને કર્યાં હોય તોજ તેનું પુણ્યછે. નહિ તો ઉલટું પાપ થાય છે.

૨. પરમાર્થ ભાવના દાન વિષે સમજ.

अ. જેની પાસેથી કાંઈ બદલામાં મળ્યું હોય અથવા મળવાની આશા રાખતા હોઇએ તેને કાંઈ પણ આપવું એ ધર્મદાન કહેવાય નહિ. દાખલા.

ब. આબરૂને સારૂ કાંઈ કરવું તે કીર્ત્તિદાન કહેવાય, ધર્મદાન નહિ એના દાખલા, તથા તેની બરાબર સમજ.

૩. સકમાઇમાંથી ધર્મદાન કરવાં.

अ. અધર્મની કમાઈ કરી તેમાંથી ધર્મદાન કરવાં એના જેવું બીજુ પાપ નથી, કેમકે એ ધણી ઈશ્વરને પણ ઠગવા માગે છે. એ કરતાં સુમાર્ગે રેહી કમાવું, અને ન બની શકે તો ધર્મ[illegible] ન [illegible]વાં [illegible] વધારે સારૂંછે [illegible]

સોયનું દાન" કદી ન કરવું.

ब. દેવાદારને રડાવી ધર્મમાં પેસા ખરચવા એ પણ એવુંજ નઠારૂંછે.

क. કુટુંબાદિકનું પાલન કરવું જોઇએ તે ન કરવું ને ધર્માત્મા થઈ ફરવું એ પણ વાજબી નથી.

ड. કોઇનો પણ હક ખરાબ કર્યા વિના જે દાન કરી શકાય તેજ સકમાઇનુંજ દાનછે એમ સમજવું.

૪. જે કર્યાથી ઘણા માણસને ઘણામાં ઘણું સુખ મળે તેને વિચાર યુક્તદાન કહીએ, જેમકે ગરીબોને સારૂ દવાખાનાં, નિશાળો, ઉદ્યોગસ્થળો, ધર્મશાળાઓ, કૂવા, તળાવો, પૂલ, વગેરે. એ દાન શા માટે સારાં છે તે વિસ્તારથી સમજાવવું.

૫. પાત્રતાનો વિચાર.

अ. આળસ અથવા દુર્ગુણને કદી પણ ઉત્તેજન આપવું નહિ.

ब. જનહિતના કામમાંજ સદા રોકાએલા માણસોને એટલે ધર્મનીતિ વગેરેનો બોધ કરનારને આપવું તે ઉત્તમદાન કહેવાય છે. પરંતુ એ માણસો વેષધારી નહિ, પણ ખરૂં જનહિત કરનારા હોય તોજ તેને આપવામાં પુણ્યછે. નહિ તો આળસ તથા દુર્ગુણને ઉત્તેજન મળે.

૬. ભીખારીઓ હાલ કેટલા વધી ગયા છે, તેઓ કેવા કેવા વેષ ધારણ કરેછે અને તેથી દેશને કેટલુ નુકસાન થાય છે તેનું વર્ણન.

૭. ઉપસંહાર તથા બોધ. જો સમજીને પરમાર્થ દાવે કરવામાં આવે તો ધર્મદાનના જેવું કાંઈ નથી. સઘળાએ યથાશક્તિ કરવુંજ જોઇએ. એથી પરમેશ્વર રાજી થાયછે, અને દાન કરનારને સ્વર્ગમાં અખંડ સુખ મળેછે.

## ૨૬. જિવદયા.

૧. જિવદયા એ માણસનો મોટો ધર્મ છે. એનો અર્થ.

૨. કોઈપણ પ્રાણીને નકામું દુઃખ દેવું એ મોટું પાપછે. પરમેશ્વરે દરેક પ્રાણીની રચના કેવી ચતુરાઈથી કરી છે તેના દાખલા. એ ઉપરથી સાબીત થાયછે કે પરમેશ્વરે પ્રાણીઓના રક્ષણ તથા સુખને માટે માણસ જેટલીજ ફિકર રાખી છે; જે માણસ પ્રાણીઓને નકામું દુઃખ દેછે તે પરમેશ્વરની ધારણા વિરૂદ્ધ ચાલી મહા અપરાધી થૂાયછે.

૩. ... મેશ્વરે ... થી ...

અધિકારનો ખોટો ઉપયોગ કરે એ બહુ નીચ અને કૃતઘ્ની કહેવાય.

અ. અબળ ઉપર દયા રાખવી એજ સબળની શોભાછે,

ब. જો પ્રાણીઓને હલકાં જાણી આપણે તેમના સુખ દુઃખને તુચ્છ સમજતા હોઈએ તો જાણવું કે પરમેશ્વરની આગળ આપણે એથી પણ વધારે તુચ્છ છઈએ. જો આપણને તુચ્છ સમજી પરમેશ્વર આપણી ઉપર દયા ન રાખે તો શી વલેહ થાય! પ્રાણીઓને દુઃખદેનારો માણસ શું મોં લઈને પરમેશ્વરની પ્રાર્થના કરી શકે.

क. પ્રાણીઓને દુઃખ દેવું એ નિર્દય સ્વભાવની નિશાની છે. 'માખી મારે તે માણસ પણ મારે' એ કહેવત ભૂલવી નહિ.

ड. આત્મરક્ષણને માટે બીજા પ્રાણીઓને મારવા પડે તો મારવા એતો વાજબીજ છે, પરંતુ એવે પ્રસંગે પણ તેમને રીબાવી રીબાવીને નકામું દુઃખ દેવું નહિ.

૪. નાદાન લોકો પ્રાણીઓને કેવાં દુઃખ દેછે તેનું વર્ણન.

અ. રમતગમતમાં પ્રાણીઓને દુઃખ દેવું.

ब. પાળેલાં જનાવરોને ભૂખે મારવાં, ગજા ઉપરાંત કામ કરાવવું વગેરેના દાખલા.

૫. ઉપસંહાર તથા બોધ.

---

## केळवणीखातानी खबरो.

### સોરઠ પ્રાંત.

જા૦ નં૦ ૮૨૨

જુલાઇ સને ૧૮૭૯ થી જુલાઇ સને ૧૮૮૦ સુધી.

ચૂડા.—જેતપુરના આજમ ભાગદાર વાળા પુંજા બેટામના કામદાર સાહેબ રા. મણીશંકર ફોજદાર વીગેરે રૂ૧-૪-૦ સાકર.—કુકવાવ.—નિશાળનું પંચ, તથા કામદાર, લક્ષ્મીચંદ ડોસા જમીદાર રેમતખાં રૂ૧-૩-૦ મીઠાઈ રૂ૩-૪-૦ મહેતાજીને કુલ રૂ૪-૭-૦ ઇનામ વહેંચ્યું.—વડેરા.—વાર્ષિક પરીક્ષા વખતે વાળા વાલેરા જસા તરફથી આના ૮ મીઠાઈ.—વાવડીઆ. ખીજડીઆ વહિવટદાર રા. નર્મદેશ્વર હમેશ્વર રૂ૧-૦-૦ મહેતાજીને. બીલખા ભાગદાર વાળા દેશા ભીમાના કામદાર રા. ગિરધરલાલે રૂ૧) મીઠાઇ

પ્રેસિડેન્ટ પટેલપાંચાભાયા તથા ગોવિંદજી કામન રૂ૧-૨-૦ ચોપડીઓ. દસા રાજેશ્રી નાથાભાઈ ભુલાભાઇ રાજેશ્રી લક્ષ્મીશંકર ડાહ્યા અને ગામના સદ ગ્રહ્થો મળી રૂ૧-૭-૦ ચોપડીઓ આના ૭ મીઠાઈ કુલ રૂ૧-૧૪-૦ ઇનામ વહેંચ્યું.—માણેકવાડા.—મેહેરબાન ડેપ્યુટી આ. પો. એ. સાહેબ તરફથી રૂ૨) મીઠાઇ જેતપોર ભાગીદાર આજમ વાળા મેરામ તથા આ. નર્મદેશ્વર હરેશ્વરે રૂ૩-૪-૦ સ્લેટો, રૂ૧-૧૨-૦ મીઠાઇ રૂ૨) મેહેતાજીને રૂ૭ ઇનામ વહેંચ્યું. બળવાળા.—મેદરડાના ઇ. આ. મેહેતાજી—ભાવજી તરફથી આના ૪ મીઠાઇ વસાવડ.—મેહેરબાન દરબારો તરફથી અને મહેબરો તરફથી રૂ૪-૧૨-૦ મી ઠાઈ.—બાટવા.—મજમુંદાર સાહેબના મુખ્ય કારભારીઓ અને ન્યાયાધીસ સાહેબ વિગેરે તરફથી રૂ૧૫-૧૫-૦ છોકરાઓને રૂમાલ ૩-૫-૬ મીઠાઇ કુલ ૧૯-૪-૬—લીંબુડા.—ખાન સાહેબ વાળા શાન ખાન શ્રી રૂસ્તમ ખાનજી સાહેબ તરફથી રૂ૨-૩-૦ ચોપડીઓ આના ૫ મીઠાઈ કુલ ૨-૮-૦ મજેવ ડી.—મે. નવાબ સાહેબ તરફથી વહિવટદાર શેઠ. નુરમહમદ ઇસબમાબે આના ૮ મીઠાઈ.—ચોરવાડ.—રા. માનશંકર પ્રભુદાસ વહિવટદાર તરફથી આના ૮ મીઠાઈ. રા. ગણપતરામ મયાશંકર ઘોડા, સાસ્ત્રી ગંગાધર મૂળશં કરે માકડ જુનાગઢના આના ૧૦ મીઠાઇ.—જાફરાબાદ.—શેઠ નરોતમ જે રાજ તથા પ્રાણજીવન માવજી રૂ૩) પાણી પાવાનું પર્બ હોરા ત્રીકમજી સું દરજી રૂ૧-૪-૦ મીઠાઈ મહેતા ઠાકરશી દુલાખે આના ૧૦ શાકર.—શીમર રા. શીવલાલ રાજારામ શીરસ્તેદાર પો. સુ. ના સીરસ્તેદાર રા. મોતીલાલ સ દાશંકરે મળી કુલ આના ૮ સાકર વેહેંસી.—દેવડા.—કુતીઆણા વહિવટ દાર રા. ભવાનીદાસ પ્રભુદાસે રૂ૦-૧૨-૬ સાકર વેહેંચી. મે. માજીસ્ટ્રેટ રા. નાનાલાલ તથા દિવાની કોર્ટના ન્યાયાધીસ રા. નારણદાસ સુંદરજી તર્ફથી રૂ૧-૧૨-૦ મીઠાઇ. પટેલ કરસન ગંગજી તથા હા. પીતાંબર જેસિંગ શા. પ રસોતમ એમણે ભેગા થઈ આના ૧૨ મીઠાઇ.—પાટણ.—મેહેરબાન ખાન બાહાદુર મીઆં અલવી તરફથી આના ૧૦ મીઠાઈ.—કુતીઆણા.—દિવાની ન્યાયાધીસ રા. મહારાણીદાસ ઇંદ્રજીએ રૂ૪-૪-૦ ઇનામ તેમાં રૂ૨-૮-૦ મી ઠાઈ રૂ૧-૧૨-૦ મેહેતાજીને ખુશાલચંદ નવાબ સાહેબ તરફથી ૨-૮-૦ મીઠા ઇ.—કુતિઆણા કન્યાશાળા.—દિવાની ન્યાયાધીસ મહારાણીદાસે આના ૮ મીઠાઈ રૂ૨) મેહેતાજીને રા. રા. નાનાલાલ હરખચંદ પરીક્ષા લઇ મીઠાઇ વ્હેંચી. આના ૮ મીઠાઇ. સૌભાગ્યવંતા મહાલક્ષ્મી કુંતીયાણાના પોરટ મા-

સ્તરે સાહેબની સ્રી આના ૮ મીઠાઇ ખુદાવંત નવાબ સાહેબ તરફથી ૨૧) મીઠાઇ.—થાણાદેવળી.—દરબારશ્રી વાળા મેહેરામ હરસુરના કુંવરશ્રી લક્ષ્મણ વાળા તરફથી ૬-૬-૦ રૂમાલ ૧-૬-૦ મેહેતાજીને ૨૦। મીઠાઇ. નિશાળ કમિટિના મેમ્બર તરફથી ૨૦। મીઠાઇ.—બગડુ.—ભટ કુરૂણાશંકર ગામના સદગ્રહસ્થોએ રાજસ્થાની ખાતાના નોકરોએ ભેગા થઇ ૦-૧૦-૦ મીઠાઈ ૪-૯-૦ રૂમાલ તથા દુપટા છોકરાઓને તથા મેહેતાજીને.—જુનાગઢ.—શા. બાવા મોતીચંદ તરફથી ૨૭) ઉનાળામાં પાણી પાયું.—વડાળ.—કોઠારી મોતીચંદ ધોધા તરફથી ૦-૯-૩ મીઠાઈ મોજે કેરાળાના ઠા. રતનશી તરફથી આના ૧૦ મીઠાઈ.—અમરાપોર.—વહિવટદારે શેઠ કાસમઅલી તરફથી સાકર શેર ૨॥ આઠ આનાના પૈસા. ભેંસાણ પો. ફો. રા. જસવંતરાય મયાશંકરે ૨૦। મીઠાઈ.—બગડુ.—મે. નરસીંહપ્રસાદ હરિપ્રસાદ તથા મે. જમાદાર સાલેભાઇ તથા સુજાદખાં સરદારખાં એ. બી. માજીસ્ટ્રેટ રા. છગનલાલ દુર્ગાદાસ તથા બીજા ગ્રહસ્થો તરફથી ૯-૧૧-૦ ઇનામ વેહેંચ્યું.—વેરાવળ.—મે. કાઠિયાવાડ. પ્રાં. ડે. એ. ઇ. સાહેબે. પરીક્ષા લીધી તે વખત ખુદાવંદ નવાબ સાહેબ તરફથી ૨૩) મીઠાઇ નિશાળ કમિટિના મેમ્બરોએ ૩૨) મીઠાઇ. પાટણ.—મે. કા. પ્રાં. ડે. એ. ઇ. સા. પરીક્ષા લીધી તે વખત ખુ. નવાબ સા. તરફથી આના ૧૦ મીઠાઇ.—ચોરવાડ.—રા. માનશંકર ત્રંબકદાસ તરફથી ૨૦॥ મીઠાઈ. ગણપતરામ મયાશંકર સારંગધર મૂળશંકર તરફથી આના ૧૦ મીઠાઈ.—લોઢવા.—સુત્રાપાડાના આ. વહિવટદાર સાહેબે ૨૦॥ મીઠાઈ.—આદરી.—વેરાવળના વહિવટદારે સાહેબે ૨૦॥ મીઠાઈ.—ઉના.—રા. જેઠા જેચંદ સાહુકાર ૧-૪-૦ મીઠાઈ. ખુ. નવાબ સાહેબ હા. વહિવટદાર રા. દેવચંદ ૧૦-૧-૦ મીઠાઈ રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ તરફથી ૨૧) મીઠાઈ.—દેલવાડા.—ખુ. નવાબ સાહેબ તરફથી ૨૩) મીઠાઈ.—ટીંબો.—સ્કુલ કમિટિના મેમ્બર ગોકળ કાળાભાઇ પીઠાભાઇ ૨૧) મીઠાઇ.—વારપઢોઈ ગામના સદગ્રહસ્થોએ આના ૧૪ વાર્ષિક પરીક્ષા વખત ઇનામ વેહેંચ્યું.—કેંદાણ.—અત્રેના કોહીલા શ્રી રાણીંગ તથા ઉનડ જેતમાળે ૧-૧૨-૦ મેહેતાજીને ૨૦॥ પે. માનીટરને ૨૦॥ બી. માનીટરને ૨૧) છોકરાઓને રૂમાલ ૩૨) મીઠાઈ કુલ ૭-૮-૦ ઇનામ વેહેંચ્યું. દરબારી ફોજદાર નરસિંહ જેશીંગ તરફથી ૩-૪-૦ છોકરાઓને માટે પાણી નવિ નિશાળનું વાસ્તુ કર્યું તે વખત બાગદારો તરફથી ૨-૮-૦ મેહેતાજીને ૨૩) છોકરાઓને ૨૦॥ બ્રાહ્મણને

કુલ ૨૬).—પોરબંદર.—વ્યાસ જેકૃષ્ણ જીવરામ તરફથી ૨૩) પતાસાં સુખડીયા ભાણજી દામોદર તરફથી ૨૪) પતાસાં સોની વસનજી તથા ખવાસ રાવા તરફથી ૩૨) પતાસાં ઠા. કાળા અમરસી તરફથી ૧-૬-૦ શાકર શેઠ પુરૂષોતમ શેઠ. વસનજી ઠા. દયાળજી તરફથી ૧-૮-૦ પતાસાં રા. જટાશંકર શીવશંકર તરફથી ૬-૮-૦ કેરીયો. શેઠાણી જમનાંબાઇ તરફથી આના ૧૦ પતાસાં રા. લક્ષ્મીશંકર રામજી તરફથી આના ૫ સાકર.—રાણાવાવના.—રા. ફુલેરાય શામજી સ્કૂલ કમિટિ તરફથી ગામના મહાજન તરફથી ૧-૬-૦ મીઠાઇ ૩૮) રૂમાલ ૨૩) મેહેતાજીને પાઘડીના.—કંડોરણા.—રા. ફુલેરાય સામળજી તરફથી ૩-૮-૦ મીઠાઇ ઠા. હીરજી દેવરાજ તરફથી ૩ાા સાકર—

( અપુરૂ )

## सारसंग्रह.

વિલાતના કારભારીઓના સાલીયાં. ઈંગ્લાંડના મુખ્ય પ્રધાનને તથા દેશ ખાતાના, પ્રદેશ ખાતાના, હિંદુસ્તાન ખાતાના, લડાઈ ખાતાના, અને સંસ્થાનો ખાતાના વજીરોને દરવર્ષે ૫૦૦૦ પૌંડ રૂપિયાજ મળેછે. નૌકા ખાતાના કારભારીને ૪૫૦૦, ખજાનચીને તથા પોસ્ટમાસ્તર જનરલને ૨૫૦૦, તથા ધર્મખાતાનાને મિ. બ્રાઇટલ જે હાલ કામ ઉપરે તેના ૨૦૦૦ રૂપિયા દરવર્ષે પગાર છે. ફક્ત આયર્લાંડના લાર્ડચાન્સલરને ૮૦૦૦પૌંડનુ સાલીણુ મળેછે.

અફગાન લડાઈનો ખરચ. કુલ ૧૭ાા કરોડ થયો એવો આંકડો હાલ મુકરર થયોછે. એમાં સરહદની રેલવે બંધાઈ તેનો ખરચ પણ ગણવામાં આવ્યો છે હવે પછી જે કાબુલમાં ખરચાશે તે ચાલુ ખરચમાં ગણાશે.

વગર ચોકસીએ પ્રથમ જે અફગાન લડાઇનો ખરચ બતાવવામાં આવ્યો હતો તેને માટે હિંદુસ્તાનની સરકાર ઉપર સખત ઠપકો આપવામાંઆવ્યો છે.

ભરૂચથી આમોદસુધી રેલવે. બાંધવાનું નક્કી થઈ ચૂક્યું છે અને તે કામનો આરંભ પણ થયોછે.

દરીયાના પાણીની ઉંડાઈ માપવાનું એક નવું યંત્ર,એક રૂશિયન ઇજનેરે હાલમાં શોધી કાડ્યું છે. આ નવી શોધથી આગલી કેટલીક કઢંગી રીત દૂર થઈ છે, અને તે સાથે ચોકસાઇથી તેનું માપ થઈ શકેછે. એ યંત્ર તે એક નાનું બલુન છે, અને તેમાં પાણીની ઉત્તરોત્તર ઊંડાઈ દેખાડવા માટે એક સંચો મેલવામાં આવ્યોછે. તેની સાથે શીશાની જે ગોળીયો મૂકવામાં આવીછે જ્યારે પાણીને તળીએ જઈ પૂગેછે ત્યારે તેથી છૂટી પડેછે. આ વખતે

પેહુ ખલુન પાણીની સપાટી ઉપર પાછું તરી આવેછે, અને તેને એક જાળની માર્ફતે પાછું ઉચકી લેવામાં આવે એવી યુક્તી એ ઇજનેરે કરીછે.

અમેરિકા, જાપાન અને ચીન વચે તારનું દોરડું.— પાસિફિક મહાસાગરને માર્ગે અમેરિકા ખંડને તારની માર્ફતે જાપાન અને ચીનસાથે જોડીનાખવાને લગતી ગોઠવણ કરવાને મી. સાયરસ. ફીલડ નામનો એન્જીનીયર ગયા મહિનાની આખેરીએ શેંગાહી જઈ પુગ્યો હતો.

હિંદુસ્તાન ખાતે મિલો.—ગયા સાલમાં તા. ૩૧ મી માર્ચસુધીમાં હિંદુસ્તાન ખાતે ૫૮ મિલો હતી તેમાં ૬ બંગાલામાં, ૪૪ મુંબાઈમાં, ૩ મદ્રાસમાં હતી. એ વાયવ્ય ખૂણાના પ્રાંતોમાં ૧ મધ્યહિંદુસ્તાનમાં, ૧ મધ્યપ્રાંતોમાં, તથા ૧ હેદ્રાબાદમાં છે. તેમાં ૧૩૩૦૭ લુમો, ૧૩૧૦૭૧૨ સ્પીનડલો, ૧૦૧૨૬૬ સાલો અને ૫૮૮૫૨ કાંટલીછે. તેમાં ૧૯૨૬૧ મરદ અને ૫૮૪૮ બૈરીઓ, ૪૯૦૭ જુવાન છોકરાઓ, અને ૪૭૭૭ નાના છોકરાઓ કામ કરેછે. ૨૩ જુની મિલોછે તેમાંની એક મુંબાઈમાં અને એક બંગાળામાં મળી બે ફુડ્યામાં ગઈ છે. ૨૦ મિલો બંગાળામાં છે, અને એક મદ્રાસમાં છે. એ મિલોમાં ૪૫૪૬ લૂમો, ૭૦૮૪૦ રિપન્ડલો છે. તેમાં ૧૪૯૨૪ મરદ, ૭૨૮૧ બૈરીઓ, ૧૨૧૩ જુવાન છોકરાઓ તથા ૩૫૨૬ નહાના છોકરાઓ કામ કરેછે.

એક પોપટે આપેલી રમુજી સાક્ષી. લંડનની એક કોરટમાં એક જણે પોપટનો દાવો કર્યો હતો તેમાં તેનુ કહેવું એમ હતું કે એ મારો પોપટ ઉડીગએલો તે પ્રતિવાદીએ બાંધી રાખ્યો છે. પ્રતિવાદીએ જવાબ આપ્યો કે એ પોપટ મારોજ છે. તે ઉપરથી વાદીએ કહ્યુ કે એ મારો પાળેલો છે એની સાબીતી એ છે કે હું પાંજરાઆગળ મારો ગાલ ધરીશ તો તે મને બચ્ચી કરશે. એમ કરીજોતાં પોપટે એમજ કર્યું. પ્રતિવાદી બોલ્યો કે એવીતો પોપટને ટેવજ છે અને એમ કહી પોતે પોતાનો ગાલ પાંજરા આગળ ધર્યો. તે ઉપરથી પોપટે આવી એવી ચાંચ મારી કે તે લોહીલોહાણ થઈ ગયો, ને માંસનો લચકો બહાર નીકળી આવ્યો. આવી પોપટની વિલક્ષણ સાક્ષીથી કોરટની ખાત્રી થઈ કે એ વાદીનોજ છે, અને તેથી ખરચસાથે તેની તર્ફનું હુકમનામું કર્યું.

કાઠીયાવાડમાં ધરતીકંપ. ગઈ જાનેવારીની ૨૩ મી તારીખે પાલીતાણાની દક્ષિણે દશ માઈલ ઉપર આવેલા ચોકમાં માલમ પડ્યો હતો એમ ત્યાંના પોલિટિકલએજંટ સહેબે સરકારને ખબર આપીછે.

પૃથ્વીનું વજન. ફ્રાન્સિસબેલી નામના ઇંગ્રેજી ખગોળવેત્તાએ એવી

ગણત્રી કાઢીછે કે આપણી પૃથ્વીનું તોલ ૧૨૫૬૧૯૫।। પરાર્ધ ટનની ઉપર થાયછે.

---

## सरकारी जाहेरखबर.

નં० ૫૧૯૦

ભરૂચજિલ્લે આમોદ તાલુકે મોજે પારસાનો મહેતાજી ધર્મચંદ મૂળચંદ નવ રૂપિયાના ગ્રેડનો ટ્રેન થએલો ને ૯-૧૦-૦ મળતા હતા તેણે રજીસ્ટર ફે-રવ્યું એમ સાબીત થવાથી તેને કેળવણીખાતામાંથી બરતર્ફ કરવામાં આવ્યોછે

---

સને ૧૮૮૧ માં લોઅરગ્રેડ સરકારી નોકરીને સારૂ સર્ટિફિકેટ પરીક્ષા ઉત્તર પ્રાંતમાં થવાની છે તેને માટે ડીરેક્ટર આવ પબ્લિક ઇંસ્ટ્રક્શન સાહેબે ચોપડીઓ પસંદ તથા મંજુર કરી છે.

### આંગ્લો વર્નાક્યુલર ધોરણ ૫ મું.

त्रीजो विषय. गजराती:—

गद्य. नर्मगद्य. भाग २ जो. पेहेलां पृष्ट २५०

कविता. नळदमयंती अथवा नळाख्यान.

चोथो विषय. इंग्रेजी:—

गद्य. राबिन्सकुसो.

कविता. मकाली कृत होरेशियस.

सानिटरी प्रैमर.

### ગૂજરાતી ધોરણ ૫ મું.

त्रीजो विषय. गूजराती:—

गद्य. नर्मगद्य. भाग २ जो. पृष्ट ५१९ थी पूरूं.

कविता. काव्यसंक्षेप. पृष्ट. ५७ थी ६५ सुधी.

सानिटरी प्रैमर.

मु० मातर
११ मी फेब्रुआरी १८८१

(सही) ई. जाईल्स.
एज्युकेशनल इन्स्पेक्टर उ. भा.

## પુસ્તકોની પહોંચ.

સધરાજ જેસિંગ, અથવા સિદ્ધરાજ જયસિંહની વાર્તા, બુદ્ધિપ્રકાશમાં લખાતી હતી તે સામટી તેના જોડનાર રાવસાહેબ મહીપતરામ રૂપરામે છપાવી પ્રસિદ્ધ કરી છે. એના પૃષ્ઠ મોટા આઠપેજી ૧૪૯ ને. કિંમત ૧ા) રૂપિયો રાખેલી છે.

પાર્વતીકુંવર આખ્યાન. રાવ સાહેબ મહીપતરામ રૂપરામના ધણીઆણી બાઈ પાર્વતીકોર થોડાક માસ ઉપર દેવલોક થયાં તેની જીંદગીનો આ ટુંકો હેવાલ છે. એ હેવાલ તેના આભારી પતિએ પોતે લખીને પ્રગટ કર્યો તે જોઇને અમે ઘણા ખુશ થયા છઇએ, કારણકે હાલના સમયમાં સુધારાના કામમાં પોતાના ધણીને અનુસરતી બાઈડીઓની ઘણીજ ખોટ છે, અને, તેથી આશા છે આ પતિવ્રતા પાર્વતીબાઈનું વર્ણન વાંચી બીજીઓને દાખલો લેવા લાયક બોધ મળશે. આ આખ્યાનમાં મહીપતરામભાઈની જીંદગીના પણ મુખ્ય બનાવોને લગતી કેટલીક હકીકત આવી જાયછે, અને એ કારણથી પણ એમનું આ લખાણ આગળ ઘણું ઉપયોગી ગણાશે. કેમકે આ પ્રસંગને સારૂ બનાવી આપેલી, એક કવિ દલપતરામની ગરબી છે તેની ભાષા ઘણીજ મધુર છે.

દુકાળ વિષે નિબંધ. રચનાર કવિ નગીન ત્રીકમદાસ પટેલ તથા આ. ત્રીભોવનદાસ ગંગાદાસ પટેલ. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ ૧૮૭૭ ના સાલમાં એ બાબત નિબંધો માગ્યા હતા તેમાં આ બીજે નંબરે પાસ થવાથી તે સોસાઈટીએ કાંઇક મદદની સાથે છપાવવાની પરવાનગી આપી હતી તે મુજબ આ પુસ્તક હાલ પ્રગટ થએલું જણાય છે. એમાં સંવત ૧૯૮૭ થી પહેલા કાળનું થોડું થોડું વર્ણન કર્યું છે ને કેટલીક હકીકતો જાણવા લાયક છે. એની કિંમત રૂ.૧ા) તથા પૃષ્ટ મોટાં આઠ પેજી ૧૨૮ છે.

શામો ગુણોદાન. રચનાર ગહેના મનુભુજ, મિસ્ત્રી કચ્છમાંડવીના એંગ્લો સ્કૂલના માસ્તર. એમાં રાવ પ્રાગમલજીના ગણુકથનને નિમિત્તે સદ્ગુણો વિષે આખ્યાન ઠીક કર્યું છે. આવી જાતની ચોપડીઓ કરતાં આ એક અગત્યની બાબતમાં જુદી પડેછે. કાવ્યનાયકની જે જે પ્રશંસા એમાં કરી છે તે ખરી છે એમ બતાવવાને ઐતિહાસિક પૂરાવા ખંતથી આપ્યા છે. આ રીત હાલના કેટલા કવિઓ પકડે તો સાચાઈના હકમાં બેશક ઘણો ફાયદો થાય.

વસંતની વેદના. બનાવનાર ત્રવાડી આત્મારામ વિ. નારણજી. એમાં હીરાસરીના દુઃખ નાટકરૂપે વર્ણવ્યાંછે, સોળપેજી પૃષ્ટ ૩૨ ને કિંમત ત્રણ આના.

## गूजरात शाळापत्र.

પુસ્તક ૨૦ મું. એપ્રિલ, સન ૧૮૮૧. અંક ૪ થો.

# इंग्रेज लोकनो संक्षिप्त इतिहास.

## प्रकरण ७ मुं. जॉन राजानुं राज.

આપણે પ્રથમજ કહ્યું છે કે ઇંગ્રેજોનો ઉદય તેરમા સૈકાથી છે. હવે તે સૈકા સુધી આપણે આવી પહોંચ્યા. આ મુદતમાં સાકસન ને નાર્મન લોકોનું સંમિશ્રણ થઈ રહ્યું, અથવા કાંઈક બાકી હતું તે રીચાર્ડની પછી એનો ભાઇ જૉન ગાદીએ બેઠો તેની કારકીર્દીમાં વીજળીને વેગે ઘણુંખરૂં થઈ ગયું. હવેથી સાકસન કે નાર્મન એ નામ જઈને બધા ઇંગ્રેજ કહેવાવા લાગ્યા, ને તેઓ એક બીજાને દેશીભાઈ ગણતા થયા. વિલિયમવિજયીએ નાર્મન ભાષા ઇંગ્લાંડમાં દાખલ કરવા ઘણી મેહેનત લીધી હતી. એણે તેને રાજભાષા કરી હતી એટલુંજ નહિ, પણ નિશાળોમાંએ તેજ શીખવવાનો હુકમ હતો. નાર્મન અમીરોતો તેજ ભાષા બોલે એમાં નવાઈ શી? પણ સાકસનોએ ગડાઈને માટે તેજ બોલવા લાગ્યા હતા, કેમકે તે વખત ઇંગ્લાંડમાં નાર્મન બોલવું એ કેળવાએલા કે ખાનદાન માણસનું ચિન્હ ગણાતું હતું. આ પ્રમાણે કેટલાક કાળ સુધી ચાલ્યું, ને નાર્મનો આંગ્લો સાકસન ભાષાને નાબુદ કરવા બહુ મથ્યા. પણ એ રીતે દેશભાષાનો નાશ થઈ શકતો નથી. ઉલટું, બન્યું તો એમ, કે ધીમે ધીમે નાર્મનો પણ દેશભાષા બોલવા લાગ્યા, ને કાળાંતરે આંગ્લોસાકસન તથા નાર્મન ભાષાઓનું સંમિશ્રણ થઈને એક નવીજ ઉત્પન્ન થઈ. જેમ એ મિશ્ર વર્ણનું નામ ઇંગ્રેજ પડ્યું, તેમ તેમની આ મિશ્ર ભાષા ઇંગ્રેજી એ નામથી ઓળખાવવા લાગી. આ ભાષામિશ્રણ પણ ઘણું કરીને તેરમાં સૈકામાંજ સંપૂર્ણ થઈ રહ્યું, અને તેનું ફળ ચૌદમામાં દેખાયું.

પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાય એ કહેવત પ્રમાણે ઇંગ્રેજોની કોમ આ સૈકડામાં ઉભી થઈ, કે તેની સાથેજ તત્કાળ તેણે એક મોટો પરાક્રમ કર્યો. દુનિયામાં ઘણી જાતના રાજતંત્રો થઈ ગયાછે, અને છે; પણ આપણે જાણીએ છઇએ કે હાલ જે રીતનો રાજતંત્ર ઇંગ્લાંડમાં ચાલેછે તેની ખૂબી ઓરજ છે. આ બધા રાજતંત્રનો મૂળ પાયો આ સૈકડામાંજ નંખાયો, અને પાછળથી ઇંગ્રેજોની જે ચડતી કળા થઈ તે બધાનું કારણ એજ છે. આ સિંહના બચ્ચાએ બાળપણમાંજ આવો પરાક્રમ શી રીતે કર્યો તે તમારે જાણવું હોય, તો જૉન રાજાની હકીકત ધ્યાન દઈ સાંભળો.

**જૉન રાજાનો સ્વભાવ.** એ રાજા મહા મિજાજી, જુલમી, નિર્દય, ને તેની સાથે બાઇલો તથા કમ અક્કલનો હતો. એ સભાને જરા પણ ઓળખતો નહિ, ને વગર સમજ્યો બધા સાથે દુશ્મનાઈ બાંધતો. દુશ્મનાઈ કરી બાથ ભીડવાના તો એનામાં રામ હતા નહિ, તેથી એની આખી જિંદગી શરમ ભરેલી હાર ખાવામાંજ ગઈ; અને આખરે ચિંતાકોટમાંજ મુઝાઇને મૂઓ. પણ એ થોડા વરસ ઇંગ્લાંડની ગાદી ઉપર રહ્યો તેટલામાં એણે દેશમાં ત્રાહે ત્રાહેના પોકાર પડાવ્યા. એના જેવો જુલમ કોઈ પણ રાજાએ આગળ કર્યો ન હોતો. પરંતુ જે દેશના લોક શૂરા ને સંપીલા હોયછે, ત્યાં નઠારા રાજાથી ઉલટો ફાયદોજ થાયછે. જુલમ જોઇ તેઓનું લોહી તપી આવેછે; અને રાજા નબળો હોયછે, તો તો તેઓ પોતાનું ધાર્યું લડીને ઝટ પાર પાડેછે. ઇંગ્રેજ લોકના સુભાગ્યે આરંભ કાળમાંજ તેમને આ બંને જોગ મળી આવ્યા.

**રાજ્યહાનિ.**—જૉન ગાદીએ બેઠા પછી એના ભત્રીજા આર્થરની તરફથી બંડ ઉઠ્યું. તેમાં તે પકડાયો, અને એમ કહેવાય છે કે જે બંદીખાનામાં રાખ્યો હતો ત્યાં છાનામાના જઇ એના ચંડાળ કાકાએ પોતાને હાથેજ તેને મારી નાખ્યો. આ ખૂનનો જવાબ દેવા ફ્રાન્સના રાજા ફિલિપે જૉનને પોતાની હજુરમાં બોલાવ્યો. ફ્રાન્સના એક તાલુકદાર લેખે ફિલિપનો એની ઉપર આવો અધિકાર ગણાય ખરો, પણ ઇંગ્લાંડ જેવા સ્વતંત્ર દેશનો રાજા [illegible]ના હુકમને માન આપે એ વાત સંભવિત નહોતી. પણ ફિલિપે તો પક્કાઈથી જાણી જોઈને લડાઈનું મખાંનરૂ શોધવાજ આવો હુકમ મોકલ્યો હતો. ધાર્યા મુજબ જૉન હાજર થયો નહિ, અને તે ઉપરથી તેની જાગીરો ફિ[illegible] જપ્ત કરવા માંડી. જૉન લશ્કર લઈ સામો ગયો, પણ તેમાં કાંઈ ફાવ્યું

નહિ; અને લૉયર નદીની ઉત્તરના સઘળા મુલક ઉપરથી પોતાનો હાથ ઉઠા-
વી જૉનને સલાહ કરવાની જરૂર પડી. (ઇ.સ. ૧૨૦૬) આ રીતે ફ્રાન્સમાંથી
નાર્મંડી વગેરે સઘળું રાજ ગયું; ને ફક્ત ગાસ્કેના જેવા એક બે દૂરનાજ તા-
લુકા રહ્યા.

આ પ્રાંતો જવાથી ઈંગ્રેજ લોકોના હકમાં તો ફાયદો થયો. નાર્મનોને ઈં-
ગ્લાંડમાં આવે ૧૫૦ વર્ષ થઈ ગયાં હતાં તેથી તેઓ હમણાં સાક્સન જોડે
હળી મળી ગયા હતા ખરા; તો પણ હજી સ્વદેશ તરીકેની મમતા તો તેઓ
નાર્મંડી ઉપરેજ રાખતા, અને વખતે વખતે અહિંની કમાઈ ત્યાં જઈ ભો-
ગવતા. પણ હવે જ્યારે નાર્મંડી ઈંગ્લાંડના રાજાના હાથમાંથી જતી રહી, ત્યારે
ઈંગ્લાંડજ પોતાનું વતન છે એમ ગણવાની તેમને જરૂર પડી.

ફ્રાન્સમાં જે એક બે તાલુકા રહ્યા તેનું પરિણામ પણ આ નાર્મન
અમીરોની ઈંગ્લાંડ પ્રતિ દેશભક્તિ દૃઢ કરે એવુંજ હતું. તે તાલુકામાંથી જૉન
ભાડુતી સિપાહીઓ લાવતો ને તેના ઝુંડે ઈંગ્લાંડમાં મરજી માફક ચાલતો. આ
જોઈ નાર્મન અમીરોની આંખ ઉઘડી કે આપણે તો ખરૂં જોતાં છીએ ઈંગ્રેજ,
ફ્રાન્સના લોક તે પરદેશી, અને એ પરદેશીને તો મુલકમાંથી હાંકી કાઢવામાંજ
આપણો લાભ રહેલો છે.

પોપ સાથે વિરોધ.—ફ્રાન્સ સાથે લડીને આવો ઉત્કર્ષકાર કરી ર
હ્યો, કે જૉને ઈંગ્લાંડમાં આવી પોપની સામેજ મોટો ઝઘડો ઉઠાવ્યો. કાન્ટ-
બેરીના ધર્માધ્યક્ષની જગા ખાલી પડવાથી ત્યાંના સાધુઓએ પોતામાંના એકને
તે ગાદી આપી, ને દસ્તુર મુજબ માગવી જોઇએ તેમ રાજાની મંજુરી
માગી નહિ. તે ઉપરથી રાજાએ કોઈ બીજાનેજ ધર્માધ્યક્ષ નીમ્યો. આ ટંટા-
નો લાભ લઈ પોપે હુકમ કર્યો, કે એ બંને નેમણુકો રદ છે, અને હું સ્ટીફનકી
લાંગટન નામના પંડિતને મોકલુંછું તેનેજ તમારે ધર્માધ્યક્ષ કરવો. સાધુઓએ
તો આવગત આ આજ્ઞા માથે ચડાવી, પણ ખરૂં જોતાં પોપની આ ગેરવાજબી
પગપેસારો હતો, અને જૉન જો ડહાપણથી સામો થયો હોત, તો તેમાં એનો કાંઈ
વાંક કાઢી શકાત નહિ. પણ એતો એના અવિચારોને મમતી સ્વભાવ પ્રમાણેજ
વર્ત્યો. એણે પેલા સાધુઓને એકદમ બરતર્ફ કર્યા, ને પોપના ગુસ્સાની કાંઈ
પણ દરકાર રાખી નહિ. એને એટલો વિચાર સૂઝ્યો નહિ, કે બીજા હેન્રી
જેવા મારા પ્રતાપી પિતાનું પણ પોપની આગળ કાંઇ ચાલ્યું નહોતું, તો હું તે

તેની સામો શી રીતે ટકી શકીશ. બીજો હેન્રી ગમે એવો હતો પણ બહારથી તો પોપને નમતોજ રહેતો. જૉને તો તેથી ઉલટોજ માર્ગ પકડ્યો.

પોપે કોપાયમાન થઈ ઇંગ્લાંડને ધર્મ બહાર મૂક્યું. ધર્મ બહાર બોલ તો નાનો છે, પણ એની વિપત કહ્યામાં આવે એવી નથી. આ શિક્ષાથી ઇંગ્લાંડમાં સઘળી શુભ કે અશુભ ક્રિયાઓ એકદમ બંધ પડી. કબરસ્તાનમાં મુડદાં પણ દટાય નહિ, એક બીજાને નમસ્કાર કરવાની પણ મના, અને કોઇથી લૂગડાંએ બદલાય નહિ. આપણા દેશમાં સૂતકીને જેટલી હરકત પડેછે તેથી સોગણી ઇંગ્લાંડના લોકોને આ વેળા દરરોજ પડવા લાગી. આ પોપની શિક્ષા તો એવી હતી કે લોકો કાયર થઈ પોતાની મેળેજ રાજાની સામા થાય. હજીપણ જૉન કાંઈ ન સમજતાં ઉલટો વધારે ઉન્મત્ત થયો. બળાત્કારે પાદ્રીઓને ક્રિયા કરાવવાની ફરજ પાડી તેમને એ બહુ પીડવા લાગ્યો, પાદ્રીઓ ગભરાઇને ઘણા ખરા ફ્રાન્સમાં નાસી ગયા, દુનિયામાં હોહોકાર થઈ રહ્યો, ને પોપ ઉપરા ઉપરી વધારે ધર્મ શિક્ષાઓ જૉનને કરવા લાગ્યો. છેવટે ખ્રીસ્તી જગદ્‌ગુરૂનું છેલ્લું બાણ છૂટ્યું. પોપે જૉનને પતિત ઠેરવી પદભ્રષ્ટ કર્યો, ને સઘળા રાજાઓને ઇંગ્લાંડમાં જઈ તે હુકમ અમલમાં આણવા લખી મોકલ્યું.

ફ્રાન્સના ફિલિપને એટલુંજ જોઈતું હતું. મોટું સૈન તૈયાર કરી તે ઇંગ્લાંડ લેવાને એકદમ નીકળી પડ્યો, અને તેને ઇંગ્લાંડના અમીરો મળી જશે એમ જાનને લાગ્યું, કેમકે એના જુલમથી તેઓ ક્યારના કંટાળી ગયા હતા. આ જોઈ બાઇલો જૉન પહેલાં જેટલો તોર રાખતો હતો તેટલોજ આ પ્રસંગે દીન થઈ ગયો. એ પગે લાગતો પોપના એલચી પાસે ગયો, ઇંગ્લાંડનું તાજ પોપને ચરણે ધર્યું, તેણે પોતાના ખંડીયા તરીકે પાછું આપ્યું તે એણે લીધું, ને દર વર્ષે પોપને બારે ખંડણી ભરવાનું કબુલ્યું. ( ઈ. સ. ૧૨૧૩ ) પોતાના દેશને નીચું જોવડાવનારી આ સલાહની વાત સાંભળી ઇંગ્લાંડના અમીરો શરમથી લાલચોળ થઈ ગયા, અને પોતાના રાજાને બહુજ ધિક્કારવા લાગ્યા. તો પણ હાલતો જૉનનું વિઘન આ ઉપાયથી દૂર થયું ખરૂં. ફિલિપને આચાર્યજી મહારાજની આજ્ઞા થઈ કે હવે આ મુલક અમારો થયોછે તેથી તમારે એકદમ પાછા વળવું. આ સાંભળી ફિલિપ ઘણોજ ચીડવાઈ ગયો, કેમકે એણે જોયું કે રોમના બાવાએ તો પોતાનો સ્વાર્થ સાધવા મને નકામોજ ખરચ-

માં ફસાઓ, ને મારું ધાર્યું તો કાંઈ પણ થવા દીધું નહિ. તોપણ એ સમયને ઓળખનારો હતો તેથી મનમાં ગમે એવું લાગ્યું પણ સમજીને પાછો ગયો.

**પ્રજાનો પોકાર તથા એક સંપ.** આ રીતે પોપ સાથેનો ઝગડો પતાવી જૉને જાણ્યું કે હું પાર પડ્યો:—એને હજી ખબર નહોતી કે આચારજીના ક્રોધાગ્નિ કરતાં પણ પીડાએલી પ્રજાનો ક્રોધાગ્નિ કેટલો બળવાન છે. હવેથી એતો બહુજ બેહક્યો, ને લોકોએ કાને પણ સાંભળ્યાં ન હોય એવાં જુલમનાં કામ કરવા લાગ્યો. મરજીમાં આવે તેને દંડે, કેદ કરે, લૂટીલે, કે મારી પણ નાંખે. એક યાહુદીને વધારે વાંકે પકડી લૂટવા માંડ્યો, ને દાટેલું ધન બતાવ એમ કહી તેને રીબાવી રીબાવી દરરોજ એકેકો દાંત તાણી કઢાવ્યો. એમ સાત દહાડા સૂધી થયું, ત્યારે તે બાપડાએ હારીને પોતાનું સઘળું ધન બતાવી દીધું. વળી એની બદચાલ તો બેસુમાર હતી. મોટા ઘરની વહુ દીકરીની પણ તે બળાત્કારે આબરૂ લેતો. એક અમીરઝાદી એને વશ થઈ નહિ, ત્યારે તેને ઝેર દેવડાવી એ દૈવે મારી નંખાવી. આવો જુલમ આપણા દેશમાં પણ કોઈ રાજાએ કર્યો, તો તેની ખરાબી થયા વિના રહેતી નથી; તો નાર્મન ને સાકસન લોહીના લોકો એવા જુલમગારની સામા કમર બાંધીને ઉઠે એમાં કાંઈ નવાઈ નથી. પણ તે ઉઠાવણીમાં જે તેમણે એક સંપીલાપણું, ધીરજ, ને અગમ બુદ્ધિ બતાવી છે તે ખરેખર એશિઆની સઘળી પ્રજાને બોધ લેવા લાયક છે. આપણે ત્યાં જ્યારે રાજા આવો નીકળે છે, ત્યારે બધા લોકો ત્રાહે ત્રાહે પોકારે છે પણ જેના માથા ઉપર આવી પડેછે, તેજ તેનું ફોડી લેછે. વખતે જેનાથી સાંખી નથી રહેવાતું તે ગાજી ઉઠી રાજાને છૂંદી નાંખેછે, અને બીજો કોઈ ગાદીએ ચડી બેસે છે. પાછો થોડા વખતમાં બીજો રાજાપણ એવોજ નીવડે છે, અને બહુ થાયછે ત્યારે તેનાપણ એજ વલેહ. આ રીતે એશિઆખંડના દેશોમાં નિરંતર જુલમને બંડો વારા ફરતી ચાલ્યાજ જાયછે, અને લોકો કદીપણ નિરાંતે ઠરી ઠામ બેસી શકતા નથી.

શૂરા પણ શાણા ઈંગ્રેજ લોકો તો આ ટાંકણે જૂદીજ રીતે વર્ત્યા. તેઓ સમજતા હતા કે જેને માથે પડે તે ભોગવી લે એ સમજજ જંગલી છે, અને એથીજ બધી ખરાબી થાયછે. તેઓ સમજતા હતા કે દેશમાં એકપર જુ-

લમ થયો તો બધાએ પોતા ઉપર થયો એમ જાણવું જોઇએ, કેમકે જેનામાં જરાપણ અગમ બુદ્ધિ હોય તેતો સમજે કે આજે એનો વારો તો કાલે આપણો પણ આવશે ખરો. જ્યારથી જૉન રાજાનો જુલમ વધવા માંડ્યો ત્યારથીજ નાર્મન ને સાકસન લોકો એક બીજાને સમદુખીઆ સમજી પોતાનું જાનુવેર ભૂલી ગયા. તાલુકદારોને સમજ પડી કે આ લોકને પક્ષમાં લઈ રાજાની સામા આથડવું એમાંજ આપણો લાભ રહેલો છે. પાદ્રીઓ તો આ દુષ્ટ રાજાનો મદ તોડવાને મૂળથીજ તત્પર થઈ રહ્યા હતા.

હવે એટલુંજ બાકી હતું કે થોડા માણસો આગળ પડી બધાને ભેળા કરે. આ કામ કાન્ટર્બરીના ધર્માધ્યક્ષ સ્ટીફનડીલાંગ્ટને ઘણીજ હિંમત તથા ચતુરાઈથી પોતાના હાથમાં લીધું. એ આચાર્ય મહા વિદ્વાન, બુદ્ધિવાળો, ભલો, ને ખરેખરો દેશભક્ત હતો. રાજતંત્ર કેવી રીતનો હોય તો રૈયતને દુઃખ પડે નહિ એ બાબતનો તે ઘણા વખતથી વિચાર કર્યાંજ કરતો હતો, ને જેમ જેમ દેશમાં રાજાનો જુલમ વધતો ગયો તેમ તેમ તે પોતાના વિચાર અમલમાં આણવા હિંમતને તજવીજથી આગળ પડતો ગયો.

પોપ સાથે સમાધાન થઈ, તોપણ પ્રાયશ્ચિત આપ્યા પહેલાં આ દેશહિતેચ્છુ સાધુએ રાજાની પાસે એવા સોગન ખવડાવ્યા, કે હવેથી હું એડવર્ડ રાજાના કાયદા પ્રમાણે ચાલીશ. અમીરોએ રાજાની હારે ફ્રાન્સમાં લડવા આવવાની ના પાડી હતી તેથી, જ્યારે તે ત્યાંથી પાછો વળ્યો તે વેળા જાણે પારકોજ મુલક હોય તેમ જૉન અમીરોના ગામ લૂટતો ને બાળી મૂકતો ઇંગ્લાંડમાં પેઠો. એ સાંભળી આ ખરો ધર્મગુરૂ તેની સામે ગયો, ને પોકારીને કહ્યું કે આ રાજાનો ધર્મ નહિ. સાધી રીતે ન માન્યું ત્યારે જૉનના લશ્કરમાંના દરેક સિપાહીને ધર્મ બહાર મૂકવાની એણે ધમકી આપી, અને ત્યારેજ તે કંઈ સમજ્યો.

પણ લાંગ્ટન જાણતો હતો કે આ રાજા આટલાથી ઠેકાણે આવવાનો નથી, અને તેથી તેણે લંડનમાં મોટા મોટા અમીરો તથા પાદ્રીઓની એક સભા કાંઈ નિમિત્તે મેળવી, અને પછી તેમની આગળ બધાના મનમાં જે વાત ઘોળાયા કરતી હતી તેજ કાઢીને એણે પૂછ્યું, કે રાજા બહુ કારચોછે તેનો કાંઈ ઉપાય કરવો છે કે નહિ. આ અનુભવી પંડિત સમજતો હતો કે એક નવી વાત ગમે તેવી સારી હોય તો પણ જ્યાં સૂધી તેને જૂના રિવાજનો ટેકો મળતો નથી ત્યાં સુધી ઘણા લોક તેમાં સામેલ થતાં આચકો ખાયછે.

તેથી એણે મહામેહેનતે પહેલા હેન્રીએ આપેલા પટાની નકલ શોધી કાઢી હતી તે બધાની આગળ રજુ કરી કહ્યું, કે રાજાને આ પ્રમાણે ચાલવાની આપણે ફરજ પાડવી જોઈએ. બધાએ એ ઠરાવ એક અવાજે કબુલ રાખ્યો, ને દરેક જણે ધર્માધ્યક્ષ પાસે જઈ બાઈબલ ઉપર હાથ મૂકી સોગન ખાધા કે દેશની સ્વાધીનતાને અર્થે જરૂર પડે તો હું મારો પ્રાણ આપવાને પણ તૈયારછું.

**પ્રજાનું જાહેર બંડ.**—આ રીતનો એકો કર્યા પછી થોડેજ દહાડે સઘળા તાલુકદારો સજ થઈ દરબારપર ચડી ગયા. જૉને તેમને ઉડાવવાતો માંડ્યા, પણ એ હથીઆર બંધ અમીરોના વિકરાળ ડોળા જોઇ એ સમજી ગયો કે આ પેળા સો લઢી ગયાવિના છૂટકો નથી. તેથી તેણે મહેતલ માંગી વચન આપ્યું, કે હુ એ દરમ્યાન તમારૂં મન મનાવીશ, ને એ વાતના લાંગટન વગેરે બે ચાર ધર્મ ગુરૂઓને જામીન આપ્યા. આ વાત તેમણે કબુલ કરી, કેમકે ઉછાળી પગ બાગવો નહિ એવી લાંધટનની સલાહ હતી. પણ એ દરમ્યાન કેટલાક હક આપી પાદ્રીઓને ફોડવાની રાજાએ તજવીજ કરી. તેમ સાધારણ લોકને પણ થોડાક હક આપ્યા. પણ રાજાની આ નીચ તજવીજથી આ ઉંચ પ્રજાનો સંપ જરાએ ડગ્યો નહિ, અને ત્યારે એણે પોપને સમજાવી એવી આશા કરાવી કે, અમીરોએ રાજાની સામા થવું નહિ, ને ધર્માધ્યક્ષે રાજાને સહાય થવું. પણ આ ખરો દેશહિતેચ્છુ સાધુ તથા પેલા અમીરો તો લોભી જગદ્ગુરૂના એ બોલવા ઉપર કાંઈ પણ લક્ષ ન આપતાં પોતાના પવિત્ર ઉદ્યોગમાં જારીજ રહ્યા.

મહેતલ પુરી થઇ કે બધા તાલુકદારો ૨૦૦૦ જોદ્ધા લઇ આક્સફર્ડમાં રાજા હતો ત્યાં ગયા. એમની માગણીઓ સાંભળી રાજા તો ચોંક્યો, કેમકે આ વખતે પહેલા હેન્રીનો પટો બાધો મૂકી તેમણે એક જૂદોજ લેખ લખાવી લેવા માગ્યો, અને તેમાં પ્રજાના સઘળા વર્ગની સ્વાધીનતા જળવાય એવી ડાહાપણ ને દૂરંદેશી ભરેલી ઘણી નવી કલમોજ પેલા પરમાર્થુ પાદ્રીએ નાંખી હતી. નીચ અંધાધાથી જૉને જવાબ આપ્યો કે તમારે મારા ધણી પોપને અરજ કરવી; અને તે જે ફરમાવશે તે કરવા હું તૈયારછું. અમીરો કહે કે અમે પોપ બાપને ઓળખતા નથી, પણ તું અમને પાંસરો જવાબ આપેછે કે નહિ. પોપના એલચી પાસે લાંધટનને કહેવડાવ્યું કે આ અમી-

રો જગદ્‌ગુરૂની સામા બંડ કરેછે માટે તમારે એ લોકોને ધર્મ બહાર મૂકવા જોઇએ. આ શાણા દેશભક્તે એટલોજ જવાબ આપ્યો કે પોપની શી ઇચ્છાછે તે હું તમારા કરતાં વધારે જાણુંછું; અને તેનીજ સાથે રાજાને કહાવી મોકલ્યું કે તમે જો તમારા બાહુતી સિપાહીઓને રૂખ્સત નહિ આપો, તો હું તે સર્વેને ધર્મ બહાર કરીશ.

જૉન ગભરાઇને નાઠો, ને લંડનના કિલ્લામાં ભરાઈ બેઠો. તાલુકદારોએ ખુલ્લી રીતે બંડનો વાવટો ચડાવ્યો, પોતાના લશ્કરનું નામ "ધર્મસેના" પાડ્યું, અને તેની સરદારી એક હોશિયાર અમીરને આપી. જેમ જેમ તેઓ આગળ ચાલતા ગયા તેમ તેમ લોકોના ટોળે ટોળાં પોતાના ઘર બહાર છોડી હથિયાર બંધ તેમને આવી મળવા લાગ્યાં. અને હવે સાબીત થયું કે આખો દેશ સ્વતંત્રતાને માટે કકડીને ઉભો થયોછે. આ સમે રાજાએ અમીરોને જે હક જોઇતા હતા તે આપવાના કહેણ મોકલ્યાં, પણ તેમણે ઉદાર બુદ્ધિથી જવાબ આપ્યો કે અમે અમારાજ સ્વાર્થને માટે નહિ પણ તમામ પ્રજાને સારૂ ઉભા થયા છઈએ. આ સાંભળતાંજ રાજા લંડનમાંથી રતોરાત નાઠો, ને ધર્મસેના ત્યાં આવી પહોંચી ત્યારે ત્યાંનો નગરશેઠ તેમને પ્રેમથી વધાવી પોતે તે પક્ષમાં સામિલ થયો. જુલમગાર જૉનની તર્ફ હવે કોઇ રહ્યું નહિ, અને તેણે હારીને કાહાવ્યું કે તમે જે દહાડે ને જે ઠેકાણે મળીને સમાધાન કરવા ચાહાતાહો, તે ઠેકાણે ને તે દહાડે આવી તમારા મન મનાવવા હું તૈયારછું. તેઓએ કાહાવ્યું કે એમછે તો ૯ મી જ્યુને રનીમીડના ક્ષેત્રમાં મળવું. ત્યાં બધા મળ્યા, ને થોડી ખેંચતાણ કર્યા પછી ૧૫ મી જ્યુન ૧૨૧૫ ને રોજ આ જુલમીને મિજાજી રાજાએ પોતાને હાથે એક લેખ ઉપર સહી કરી. એ લેખને માગના ચાર્ટા અથવા મોટો પટ્ટો કરીને કહેછે.

પટ્ટા પ્રમાણે રાજાને ચલાવવા તાલુકદારોએ પોતાના હાથમાં લંડનનો કબજો રાખ્યો, કિલ્લો ધર્માધ્યક્ષને હવાલે સોંપ્યો, અને ૨૫ અમીરોને પ્રજાની સ્વાધીનતાના રક્ષક ઠેરવી તેમને કુલ અખત્યાર આપ્યો. ધાર્યા પ્રમાણેજ આ પાપી રાજાને પોતાનું વચન તોડતાં વાર લગાડી નહિ. એણે પટો રદ કરવાની પોપ પાસેથી આજ્ઞા મંગાવી, ને પોતે બાહુતી સિપાહીઓ ભેગા કરી ચોતર્ફ મુલકને ઉજ્જડ કરવા લાગ્યો. પણ તાલુકદારો ડરે એવા નહોતા. તેમણે એને પદભ્રષ્ટ ઠેરવ્યો, ને રાજ્યની ગાદી ફિલિપના છોકરા લુઇને

આપી. તે લશ્કર લઈ દોડતો આવ્યો, અને લંડનમાં સઘળા અમીરોએ એને રાજા પ્રમાણે ગણ્યો. હવે લડાઈ ખૂબ મચી, અને બંને પક્ષની વારાફરતી હારજીત થવા લાગી. પણ એવામાં દૈવયોગે 'વાશ' ની ખાડી ઓળંગી જતાં જૉનનો સઘળો ખજાનો, ઘાસ દાણો, ને રાજચિન્હો ડુબી ગયાં. એનું શરીર ફિકર ચિંતાથી નબળું ચાલતું હતું તેમાં આ મોટી આફતથી એકદમ વધારો થયો, અને પાસેના કિલ્લામાં જેમ તેમ કરીને જઈ પહોંચતાં એણે પોતાનો દેહ છોડ્યો. (ઈ. સ. ૧૨૧૬) આ રીતે જૉનના જુલમ ને મમતની આખર આવી.

માગ્ના કાર્ટા.—આ રાજમાં સૌથી વધારે યાદ રાખવા જોગ બાબત આ પટાની છે. એ પટો બહુ લાંબો છે પણ તેમાની આ ત્રણ કલમો તો અમૂલ્યજ છે.

१. कोइ पण स्वतंत्र माणसने अमे केद, दंड, के देश निकाल करीशुं नहि.

२. कोइ पण स्वतंत्र माणसने तेना बरोबरीयानी संमति विना अमाराथी गुनेहगार ठेरवी शकाय नाहि.

આ કલમ વિના ખરેખર ઉપલી કલમ નિરર્થકજછે, કેમકે ગુનેહગાર ઠેરવવાનું રાજાના હાથમાં હોય તો તે મરજીમાં આવે તેને શિક્ષા કરી શકે. પણ આ કલમથી ગુનેહગાર ઠેરવવાનું કામ તો તોહોમતદારના વર્ગીઓનેજ હવાલે થયું, અને તેથી જો તેઓ નિર્દોષ કહે, તો રાજાની ગમે એટલી ઇતરાજી હોય તો પણ તેને હાથ ઘસીનેજ બેસી રેહેવું પડે.

३. देशना महाजननी मंजुरी विना कोइ पण कर अमे मूकीशुं नहि.

આ ગોઠવણમાં બહુજ ડહાપણ રેહેલુંછે. આથી લોકોને અણગમતાં કર મૂકાતા બંધ પડ્યા એટલુંજ નહિ, પણ નાણાં લેવાને માટે મહાજનનો હર વખત ખપ હોવાથી રાજાને હમેશાં વિચાર રેહેતો કે જો હું ગેરકાયદે ચાલી રૈયતને નારાજી કરીશ તો તેઓ કર મૂકવાની વખતે મારી આડે આવશે. આ તજવીજ એવી હતી કે વારેવારે બંડ કરવાની જરૂર પડે નહિ, અને રાજ પોતાની મેળેજ પાંસરો ચાલે.

માટે, આ પટાનું ઇંગ્રેજ લોકો જે અભિમાન રાખેછે તે વાજબી છે. આવું ડાહાપણ ભરેલું પરાક્રમ પહેલા કોઈ પણ લોકે કોઈ પણ દેશમાં કર્યું નહોતું. આ પટો બરાબર અમલમાં આવતાં અને વિસ્તાર પામતાં અસંખ્યત ઘણાકાળ લાગ્યા, પણ આ પટામાં પ્રજાની સ્વાધિનતાના સઘળાં તત્વો સમાએલાં છે. તેથી આ પટાના દુનિયામાં બધે ગુણ ગવાય અને તેનું નામ સાંભળતાંજ ઇંગ્રેજોના અંતઃકરણ ઉભરાઈ જાય એમાં કાંઈ નવાઈ નથી. એ પટાનો લેખ, એ પટાની તારીખ, ને એ પટાનું સ્થળ સ્વતંત્રતાના સઘળા ચાહનારાને બહુજ વાહાલું હોવું જોઇએ. રનીમીડનું પવિત્ર ક્ષેત્ર જોઇ એકેન્સિડ નામના એક શાંત ઇંગ્રેજી કવિનો વીરરસ કેવો ઉછળી આવ્યો હતો તે તેની કવિતાના નીચલા ભાવાર્થ ઉપરથી પણ કાંઇક સમજાશે.

( લાવણી. )

खडा रहेवे ओ, पंथी यहहैं वडा रनीमिद रम्य अरन्य,
ह्यां पूर्वे पूर्वजने अपूर्वहि किया पराक्रम सिपाहिवन;
पकर करहि जुल्मी राजाका लिखालिया पट्टापावन,
जिस पट्टेके जोरहि तेरे तूटे हुवेहैं सब बंधन.
सीस नमा, आसीस दे, सुमरन कर हरदम आनंदितमन;
और होय कभि दिये देवने तिझें पुत्र,तौ तूं तत्छन
जा, तिस्को हवां बुलाहिला, अरु खेत्र बताके बोल वचन,
बेटा बेहद हैं उपकारहि जोकर गयेहि वे महाजन
अमूल्य है ऐशानाहि इस्का मिलेन बदला चौदभुवन
एक उपायहि है तुम इसविध मिझे दो पुत्र रतन
यह पूर्वजका अजब वारसा मझब मुजब करकेहि जतन
सदा अखंडहि अभे रखोंगे लडके लडकों के कारन
जब लग घटमें प्रान कोनाहि करे अंह्मारा हक हरन
हक खातिर बहितरहि मरना बंदिवानका जलो जिवन
यों इंग्रेजी कवि एकन्सिड करत पूर्ण ऊच्छाह कथन
तिस्का तर्जुम्मा तर्तोंहि नवलराम वदे रंकवदन.

# निबंध लखनारने सूचना.

## २७. इंग्रेज लोकनी चडती.

१. इंग्लेंडनी प्राचिन तथा अर्वाचिन स्थितिनुं कांइक वर्णन.

२. इंग्रेजो कया गुणने लीधे आटला सुधर्या! एमांना थोडाक गुण दाखला साथे. आपणा देशना लोको जोडे ए बाबत मुकाबलो करता जवुं.

अ. सुधारानी इच्छा, प्रयत्नकपणुं.

ब. स्वाभिमान, एटले, पोतानाज बळवडे वधवानी इच्छा.

क. देशाभिमान, सार्वजनिक वृत्ति.

ड. उद्योग, खंत, साहस, संप, ने सुधापणुं.

३. सुधाराने उत्तेजन मळे एवा कायदा तथा धारा. दाखला तथा आपणा देश साथे मुकाबलो.

४. उपर संहार, ने बोध. उंचा सद्‌गुण विना कोई प्रजा बळवान थती नथी.

### इंग्रेजी राज.

१. हिंदुस्तानमां इंग्रेजोनुं राज शी रीते आव्युं तेनो बहुज टुंको इतिहास.

अ. इस्ट इंडिया कंपनी व्यापारने माटे आवी.

ब. रक्षणने माटे लश्कर राखवुं पड्युं अने तेनुं बळ जोइ नबळा थइ गएला कुसंपी राजाओ मदद बोलाववा लाग्या.

क. एनो परिणाम ए थयो के केटलेक ठाणे (पोतानी मर्जी उपरांत पण) इंग्रेजो हिंदुस्तानमां सर्वोपरी थइ गया.

ड. पेशवानी हार, अने इंग्रेजोनुं चक्रवर्तिपणुं.

इ. राणीसाहेबे खूद पोताना हाथमां राज लीधुं ते बाबत.

२. इंग्रेजी राजना फायदा.

अ. सैंकडो वर्षथी चाली आवती अंधाधुंधी जइ अमनचमन जेवी शांति थइछे. इंग्रेजोनुं राज थयुं ते पहेलां केवी मारामारी हिंदुस्तानमां मची रही हती तेनुं कांइक वर्णन.

ब. मुलकनो बंदोबस्त. लूट, चोरी, वगेरे गुनाओ केटला बधा

ઓછા થઈ ગયાછે?

ક. અદલ ઇનસાફ. દાખલા ને પાછલા વખતના ઇનસાફની સાથે મુકાબલો.

ઙ. (શાંતિ, બંદોબસ્ત, અને અદલ ઇનસાફના કારણથી) વેપાર રોજગારનો વધારો. પરદેશ ખાતે કેટલો માલ જાયછે, કેટલો આવે છે; તેમજ દેશમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે કેટલો માલ જા આવ કરેછે તેનું વર્ણન—દાખલા સાથે.

ઈ. સડકો, આગગાડી, તાર, વગેરે વેપારને વધારનારાં સાધનો તર્ફ એ સરકાર ખાસ ધ્યાન આપેછે. એથી વેપાર કેટલો વધ્યોછે તે પણ દાખલા સાથે બતાવવું.

ફ. કોઈપણ પાછલા રાજાએ વિદ્યાદાન આપવા હાલના જેવું કેળવણીખાતું કાઢ્યું નહોતું.

ગ. હાલ એ રાજને યોગે આપણને દુનિયામાં સૌથી સુધરેલી એક પ્રજાનો સમાગમ થયોછે, અને તે વડે વિદ્યા, કળા, રીતભાતમાં સુધારો થઈ આપણા દેશનો જિર્ણોદ્ધાર થવાની આશા બંધાવા લાગી છે.

૩. પૂર્વપક્ષ અને તેનું સમાધાન.

અ. કારીગરોની સ્થિતિ દયામણી થઈ ગઈ છે ખરી, પણ તેનું કારણ કાંઈ ઈંગ્રેજ રાજ નથી. એતો યુરોપની સુધરેલી હુનરકળાનું પરિણામ છે, અને એનો ઉપાય એજ છે કે આપણે આપણી હુનરકળાઓ સુધારવી જોઈએ. ઈરાન, ચીન, વગેરે દેશોમાં ઈંગ્રેજી રાજ નથી તોપણ ત્યાં વિલાયતી માલ ધમધોકારે ખપેછે અને દેશી કારીગરીઓ તૂટી ભાગવા આવી છે.

બ. પૈસા વિલાત ખેંચાઈ જાયછે એ બોલવું ખરૂં નથી. હિંદુસ્તાનમાં વિલાતના વેપારથી નાણું જાયછે તે કરતાં વધારે આવેછે. નોકરી બદલ ઈંગ્રેજો જે પૈસા વિલાત લઈ જાય તે જવા ખાતે ખરા, પણ તેઓ દેશના સંર-

ક્ષણને માટે જે અમૂલ્ય સેવા બજાવે છે તે તર્ફ જોતાં તે કાંઈ નથી.

ક. દેશીઓને ઉંચા દરજ્જાની નોકરીઓ હાલ છૂટથી મળતી નથી એ વાત ખરી, પણ દેશીઓ તે કામને માટે જેમ જેમ લાયક થતા જશે અને પોતાના હક કાયદાની રીતે ખંતથી માગતા શીખશે તેમ તેમ તે વધારે મળતી જશે એમ આશા રાખી શકાય છે.

ડ. દેશાભિમાન પરદેશી રાજથી દુખાય, પણ તેણે સમજની હદમાં રેહેવું ઘટે છે. હાલ દેશીઓ પોતાની મેળે રાજ કરવાને શક્તિમાન નથીજ. ઈશ્વર ન કરે પણ કદાપિ ઇંગ્રેજી રાજ હાલ જતું રહે, તો હિંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે વઢાવઢી, મારામારી, ને લૂટફાટજ ચાલે, અને હાલ જે સુધારાનો કાંઈક ઉદય થવા આવ્યોછે તે પાછો એ- કદમ લય થઈ જાય. આગગાડી, તારે, નોકા, લશ્કરી કવાયત, મોટી મોટી વિદ્યાશાળાઓ, બંદોબસ્ત, ઇન- સાફ. તથા પરદેશીઓના હુમલાથી દેશનું રક્ષણ થાયછે તેમાંનું તે વેળા કાંઈ પણ જોવામાં ન આવે, અને ઇં- ગ્રેજો આવ્યા તે વેળા આ દેશની જેવી ખરાબ અવસ્થા હતી તેથી પણ વધારે ખરાબીમાં આપણે આવી પડીએ.

૪. ઉપસંહાર તથા બોધ.

અ. ઇંગ્રેજી રાજના કાંઈક ગેરફાયદા હશે પણ ફાયદાના મુકા- બલામાં તે કાંઈજ નથી.

બ. સારૂં દેશી રાજ થવું અશક્ય છે.

ક. એ રાજ કેવી રીતે થયું તે જોતાંજ એમાં ઈશ્વરી એક ચુક્તી ખાજમ પડે છે. થોડી અવધડોને માટે બારે સુ- ખની અવગણના કરવી એના જેવી બીજી કોઈ મૂર્ખાઈ નથી. માટે આપણને હાલ જે પરમેશ્વરે સારૂં રાજ આપ્યું છે તેને માટે તેનો ઉપકાર માનવો અને ખરા અંતઃકરણથી રાજભક્તિ રાખવી. સદ્ગુણી માણસો કદી

પણ રાજ ભક્તિનો ત્યાગ કરતા નથી

## ૨૮. રાજભક્તિ.

૧. ઈશ્વરે જે રાજ આપ્યું હોય તેને તાબે રહી સદા તે ઉપર મમતા રાખવી તેને રાજભક્તિ કહેછે.

૨. ગમે એવું રાજ હોય તોપણ જો તેથી દેશની સ્વસ્થતા જળવાતી હોય, તો તેના ગેરફાયદા કરતાં ફાયદા ઘણા છે એમ જાણવું.

- અ. જ્યારે દેશમાં લડાઈ ચાલે ત્યારે હજારો માણસ કામ ધંધો મૂકી લડવામાં રોકાય, વેપાર રોજગાર બંધ પડે, અને વેપારથી ભેળી કરેલી દોલત થોડા વખત લડાઈના વિનાશકારી કામમાં વપરાઈ જાય. દાખલા અથવા વર્ણન.
- બ. અવ્યવસ્થાનો લાભ લઈ ચોર, લૂટારા, ને ચંડાળ લોકોનું ચડી વાગે, અને તેઓ દેશમાં બધાને ત્રાહે ત્રાહે પોકરાવે. દાખલા અથવા વર્ણન.
- ક. માટે શાણા, સુખી, ને ભલા લોકો હમેશાં બંડ ફિસાદની વાતથી દૂર રહેછે, અને તેને ધિક્કારે છે. લુચ્ચા ને હરામખોર લોકોનેજ ફિતુરો ગમે, કેમકે તેમાં તેમનો લાભ રહેલો છે.

૩. રાજવ્યવસ્થામાં કાંઈ ખામી હોયછે, તો તે દૂર કરાવવાને માટે કાયદાને માટે બહુ મથેછે. એ બાબત ઈંગ્લાંડ વગેરે યૂરોપના દેશોના ઇતિહાસમાંથી દાખલા આપવા. પ્રકૃતિક્ષોભ એ અપવાદ છે—આખરનો ઉપાય છે—અને તે સમજુ પ્રજાઓ સેંકડો વર્ષે એકાદવારજ વાપરેછે.

૪. આપણે તો પરમેશ્વરે જે રાજ આપ્યું છે તેમાં ભાત ભાતના સુખ મળેછે અને તેનો સોમો હિસ્સો પણ હાલ કોઈ દેશી રાજ્યથી મળે એમ નથી. માટે એ રાજ પરદેશી છે તે છતાં ઉમળકાથી ચાહાવું અને તેનું ભલું થાય એમ અંતઃકરણથી હરઘડી ઇચ્છવું, એમાંજ રાજભક્તિ કે ખરી દેશ ભક્તિ રહેલી છે

## ૨૯. સ્વદેશમમતા.

૧. પોતાને દેશને ઉમળકાથી ચાહાવો, અને તેના લાભને અર્થે તન મન ને ધનથી અહોનિશ કાળજી રાખવી એને દેશભક્તિ કહેછે. એનેજ કેટલાક લોક દેશાભિમાન કહેછે, પણ અભિમાન શબ્દથી ઘણા એ બાબત ખોટો વિચાર બાંધેછે. દેશભક્તિમાં અભિમાનનો કાંઇક અંશ રહેલોછે

પણ તેમાં પ્રીતિનો ભાગ બહુ વધારે હોયછે. દેશની ખોટી બડાઈ કરવી, તેની ખામીઓને પણ વખાણવી, અને તેના ભલાને માટે તો એક દમડીના પણ જોખમમાં પડવું નહિ એ ખરી સ્વદેશ મમતા નથી, પણ ઉછાંછળી જુવાનીનું માત્ર પતરાજી ભર્યું મહોન્મત્તપણું છે.

૨. સ્વદેશમમતા એ સ્વભાવિક, લાભકારક, ને મોટો સદ્‌ગુણછે.

અ. બધા માણસને પોતાનો દેશ વહાલો લાગેછે. તેના દાખલા. પંડથી કુટુંબ, કુટુંબથી નાતજાત, પછી ગામ, ગામ પછી પ્રાંત, ને પ્રાંત પછી આખા દેશ ઉપર પ્રીતિ થાય છે. એ વેળા તે માત્ર સ્વાર્થ કે અભિમાન ટળીને મોટો સદ્‌ગુણ થઈ રહેછે. માટે નાતજાત કે ગામની હદમાંજ એ મમતાને રોકી રાખવી નહિ.

બ. એમાંજ પોતાનો, પોતાના વંશજોનો, અને બધા દેશીભાઈઓનો સ્વાર્થ રહેલોછે. દેશનું ભૂંડું કરી પોતાનું ભલું તાકવું એ બહુજ ટુંકી નજર ને નીચપણાનું કામછે. એ ગુણવડેજ દેશની ઉન્નતિ થાયછે, યૂરોપિયનોમાં એ ગુણ આપણા કરતાં બહુ વધારેછે. તેના દાખલા. મહા પાપીએ પણ દેશદ્રોહ કર્યા જણાયો નથી. એજ કારણથી તેઓ આટલા બળવાન થયાછે.

ક. એ સદ્‌ગુણનું મહત્વ તથા પ્રશંસા. જ્યારે એ સંપૂર્ણ રીતે પ્રફુલ્લિત થાયછે ત્યારે તે દેશભક્તિ કહેવાયછે. દાખલા. એવા પુરૂષોના નામ દરેક દેશમાં ઉમળકાની સાથે હમેશાં પુજાયછે.

૩. એ સદ્‌ગુણ આપણા લોકમાં બહુજ થોડો—નહિ જેવો—છે. તેનાં કારણો.

અ. જૂદી જૂદી નાતો ને પંથને લીધે આખા દેશનો વિચારજ જતો રહ્યોછે અને માંહો માંહે અદેખાઈ તથા વેર વધ્યુંછે. એની કાંઇ વિગતવાર સમજુતી.

બ. પડતીના વખતમાં ટુંકી બુદ્ધિનો સ્વાર્થ બહુ વધી પડેછે તેમ આપણને થયુંછે. સૌ પોત પોતાનો અને તે પણ તાત્કાલિક સ્વાર્થનોજ વિચાર કરેછે, પણ છેવટે એમ કરવાથી દેશની અને તે ભેગી નિશ્ચય આપણી ને આપણાં છોકરાંઓની કેટલી ખરાબી થાયછે તે તેઓની

ટૂંકી નજરથી કાંઈપણ દેખાતુ નથી.

क. હિંદુસ્તાનનો ઇતિહાસ પાછલો બધો તપાસતાં શું માલમ પડેછે કે આપણા દેશની રાજકિય વગેરે સઘળી પડતીનું કારણ એજછે કે લોકોમાં દેશભકિત રહી નહોતી.

૪. ઉપસંહાર તથા બોધ.

### વર્તમાન પત્રો.

૧. અર્થ (વ્યુત્પતિ સાથે). ચોપડી, ચોપાનીયાં, અને વર્તમાન પત્રોના વિષયો તથા લખાણમાં કેવો ભેદ છે તે સમજાવવું.

૨. વર્તમાનપત્રો વાંચવાના ફાયદા.

अ. રોજ બનતી નવી નવી ખબરો જાણવાનું મન સઘળાને થાયછે. ગામના ચોરા તથા ચૌટાં. એ જીજ્ઞાસા પૂરી પાડવાનો ટૂંકો ને સુધરેલો રસ્તો વર્તમાનપત્રો વાંચવા એજ છે. ઈંગ્રેજ લોકોમાં એવી વાતની જેને ખબર નહોય તે હલકો ગણાય છે. તેથી કુળવાન પુરૂષોને પોતાની મોટાઈ જાળવવાને સારૂજ કેટલોક વિદ્યાભ્યાસ કરવો તથા વર્તમાનપત્રો વાંચવા પડેછે. એ લોક વાતચિતમાં વર્તમાનની વાતોજ ઘણું કરીને કરેછે.

૩. વર્તમાનપત્રો ખબરની સાથે તે ઉપર ટીકા ને સારા સારા વિચાર પણ આપેછે. વિદ્વત્તા, સમજ, સ્વતંત્રતા, ને નિષ્પક્ષપાતપણું એ ચાર ગુણોની ઉપર વર્તમાનપત્રોનું બળ આધાર રાખેછે.

૪. વર્તમાનપત્રોની હાલ યૂરોપમાં સ્થિતિ.

अ. કેટલાં ને કેવાં કેવાં નીકળેછે તેનું કાંઇક વર્ણન. તેનો ખર્ચ.

ब. વર્તમાનપત્રોના સત્તા. હાલ ઈંગ્લાંડમાં એને ચોથું રાજ અંગ કહેછે. મોટા મોટા રાજાઓ અને કારભારીઓ વર્તમાનપત્રવાળા શો વિચાર આપેછે તે ધ્યાનથી જુએ છે અને ઘણું કરીને તે પ્રમાણેજ વર્તેછે. લંડનના ટાઇમ્સનું "ગર્જના કરનાર" એવું નામ પડ્યું છે, અને એમાં જો કોઈ કામની વિરૂદ્ધ વિચાર દર્શાવેલા હોય છે તો તે કામ કરવાને પ્રધાનની હિંમત ચાલતી નથી. પરદેશના રાજાઓ પણ એની કલમથી બીહેછે.

યૂરોપમાં હાલ સાધારણ રીતેજ એમ કહેવાય છે કે વર્ત-

માનપત્રના જેવો બીજો કોઈ ગુરૂ નથી. એ વડે બધા લોક કેવી રીતે કેળવણી પામેછે તે સમજાવવું. એથી પ્રજામત બંધાયછે, કેળવાય છે, અને બળવાન થાય છે. જે દેશમાં પ્રજામત બળવાન હોયછે ત્યાં વર્તમાનપત્ર ઘણી સત્તા ભોગવેછે.

૫. ગુજરાતી વર્તમાનપત્રોની સ્થિતિ. કયા કયા વર્તમાનપત્રો છે ને કેવી રીતે લખાયછે અને તેનું દેશમાં કેટલુ વજન છે તે ટુંકામાં લખવું.

૬. વર્તમાનપત્રો વાંચતાં કેટલીક સાવચેતી રાખવાની જરૂર.

અ. યાદ રાખવું કે પુસ્તકો જેટલું પુખ્તપણું ચોપાનીયામાં, ને ચોપાનીયા જેટલું વર્તમાનપત્રોમાં ઘણું કરીને હોયજ નહિ. એમાં જે વિચારો આપવામાં આવેછે તે તાત્કાળિક, લોકોની રૂખને અનુસરતાં, અને વખતે એકતર્ફીજ હોયછે. માટે એ વિચારો ઉપર પુસ્તકોના જેટલો આધાર રાખવો નહિ, બંને પક્ષના વર્તમાન પત્રો વાંચવા, અને જે વાંચવું તે ઉપર પોતે પણ વિચાર કરવો.

બ. એમાં પોતાનો ઘણોજ વખત કાઢવો નહિ. આ નિયમ વિદ્યાર્થીને વિશેષે કરીને લાગુ પડેછે, તોપણ બધાને એ ધ્યાનમાં રાખવા જોગ તો છેજ. વર્તમાન પત્રોથી પુસ્તકો વાંચવાની ગરજ સરતી નથી. એથી પરચૂરણ જ્ઞાન મળેછે, પણ એક બાબતનું પરિપકવપણું આવતું નથી. વર્તમાન પત્રો તો ભણ્યા ને ગણ્યા કરવા માટેછે.

૭. ઉપસંહાર તથા બોધ. દરરોજ વર્તમાન પત્રો કાંઈ તો વાંચવાજ. આખું વર્તમાન પત્રજ વાંચવાની કાંઈ જરૂર નથી. પોતાને રૂચતા તથા ઉપયોગી પડે એવા વિષયો સંપૂર્ણ વાંચવા, અને બીજો ભાગ ઉપર ઉપરથી જોઈ જવો. નવા સમાચાર તો અસૂસ વાંચવાજ. વાંચીને વિચાર કરવો. વર્તમાનપત્રો તથા ચોપાનીયાં ન વાંચનાર માણસ ગમે તેવો હોશિયાર હશે તોપણ થોડા વખતમા પોતાના જમાનાની પાછળ પડી ગયા વિના રહેશે નહિ.

---

# ભંગી વિષે.

## કુંડળીયા.

હસવું આવે હોંસથી, લેકો ગણે ગમાર;
સવળાનું અવળું કરે, લીલાગર પીનાર.
લીલાગર પીનાર, ખરો ભયભિત દેખાશે;
ખૂની સરખી આંખ લાલ ભંગીની થાશે;
વચનો વદશે વૃથા, ખરે વદવું તે ભસવું;
લોકો ગણે ગમાર, હોંશથી આવે હસવું. ૧
લીલાગર પીનાર જે, અવળું કરશે કામ;
ફંદી સરખો ફાંકડો, અવળાં લેશે નામ;
અવળાં લેશે નામ, ડામ દેવાયા હૈયે;
ગાંડા સરખો તેહ, સાંભળે નહિ જે કહિયે;
લવ લવ ઝાઝી કરે, ગણે મનમાં ગુણ સાગર;
અવળું કરશે કામ, જેહ પીશે લીલાગર. ૨
લીલાગરની લે'રમાં, કશું ન રે'શે ભાન;
સદગુણિ જનનું પલકમાં, અચળ થશે અપમાન;
અચળ થશે અપમાન, સર્વકો મૂરખ કે'શે;
નાશે આબરૂ લાજ, તાજ શિર ભંગી લેશે;
પડશે થઈ બેહાલ, નાશે બુદ્ધિ એ નરની;
કશું ન રે'શે ભાન, લે'રમાં લીલાગરની. ૩
લીલાગર સાગર સદા, કુબુદ્ધિનો નિર્ધાર;
ભાન ભુલાવી ભાઈ તે, વણસાડે સૌ કાર;
વણસાડે સૌ કાર, સાર નહિ રહે વચનમાં;

ક્રોધ ન કરશો પ્રીત, ચીત ચકચૂર બનાવે;
ભ્રમણા થકી સદાય, દૂરનું પાસે આવે;
ચિત્ત ઠરે નહિ ઠામ, ભાસતા ભયના ભારા;
સઘળું કરશે ચીત, કરે પ્રૌઢા પડકારા. ૫
જમવા બેસે જ્યાહરે, જમ સારખોજ જણાય;
હંમેશાંથી ત્રણ ગણું, ખાતાં નહિં ધરાય;
ખાતાં નહિં ધરાય, ભૂખનું દૂખ ઘણેરૂં;
નિર્બળ થાય શરીર, ખરેખર ભંગી કેરૂં;
કુંભકરણ અવતાર, થયો છે જાણે દમવા;
જમ સરખોજ જણાય, જ્યાહરે બેસે જમવા. ૬

ત્રવાડી આત્મારામ વીઠ નારણજી ભાવનગર.

---

## આપણું સ્ત્રીમંડળ.

ઇંગ્રેજી વર્તમાનપત્રો વાંચનારને ખબર હશે કે આપણા હાલના પ્રતાપી વડા પ્રધાન મી. ગ્લાડસ્ટનની દીકરી ફેટલુંકની વાત ઉપર એક નિશાળમાં શિષ્ય-શિક્ષક (પ્યુપિલ ટિચર) દાખલ કામ કરવા રહી હતી. ઇંગ્લાંડના વડા પ્રધાન, એટલે આખી સુધરેલા રાજકિય સંસારના અધિપતિ, એવા એક મહા બુદ્ધિમાન અને વશીલાવાળા પુરૂષની પુત્રી આ પ્રમાણે નાનાં બાળકોને શીખવવાના કંટાળા ભરેલા, અને આપણા લોકોના ધારવા પ્રમાણે, હલકા ધંધામાં રોકાય, એ વાતથી ઘણાક વિસ્મય થયા હોય,' એમાં નવાઈ નથી. જે સુંદરી પોતાનાં સુલક્ષણો તેમજ શ્રેષ્ટ સ્થિતિને લીધે સંસારના સણગાર પેરે શોભી રેહેવી જોઇએ, અને જે યુવતી પોતાના આયુષની વસંતરતુના વિહારમાં નાના પ્રકારના કોડ પુરાપાડવા મચેલી હોવી જોઇએ, તે આ પ્રમાણે ઘરબારનું સુખ તજી, એક નહિ, પણ અનેક બાળકોની દાસી બની, પારકે આશરે પડે, એ નહિ માની શકાય એવી વાત છે, પણ આપણે કહી ગયા તે કંઈ સ્વપ્નવત્ કથામાં નથી; તે ખરી નરી વાત છે. મીસ હેલેના ગ્લાડસ્ટન આજ ઉપર લખાયા પ્રમાણેજ પોતાનો કાળ નિર્ગમન કરેછે. આ પરોપકારી પ્રધાન પુત્રીનો હેતુ શું હશે! તેણીનો જન્મ સફળ કરવો એજ હેતુ. આપણી હિંદી બેહેનોના તો માનવામાં નહિ આવશે કે ગરીબ અને અનાથ, દુઃખી,

દરેદી, દુર્ગુણી અને એવાં તજી દીધેલાં જીવડાંને ઉપયોગી થવું એટલામાંજ આ કુંવરીની મનકામના તૃપ્ત થાયછે, એમજ છે. મીસ. ગ્લાડસ્ટન પારકાંને ઉપયોગી થવામાં પરમ સુખ માનેછે.

ધન્યછે એવી ધીરાને અને એવાં માતપિતાને, ધનભાગ્ય એવી પ્રજાના જ્યાં સાનંદિનીના આવા દિવ્ય પ્રતાપ દીપી રહેછે. લક્ષ કોટીનું નિર્જીવ દાન આવા દેહદાન આગળ સાગરમાં એક ગુટિકા સમાન છે. યોગિનિઓના યોગ,ને તપસ્વિણીઓની તપસ્યા આ ભાઇના આગળ શું છે? જેમ ચંદન આગળ કાષ્ટ-પુષ્પ આગળ પાંદડું. છલકાઈ જતી છતમાંથી એક બાચકું કોઈ રંકને આપવું એતો સેહેલછે: જે એટલું પણ ન કરે તેતો પશુ કરતાંએ ઓછો. ખરૂં દાનતો તનમનના ભોગ. સ્વાર્થ સાચવી પરમાર્થ શોધવો એતો મનુષ્ય માત્રનો ધર્મછે: એતો કહેવાઈ કહેવાઈ માનુષ્ય કહેવાય. પણ પરમાર્થ સાગરમાં સ્વાર્થ નાળાને હોમી દેવું, પારકાંના તારણ માટે જીંદગી જળના વોહમાં અહોનિશ ઘસડાયા કરવું, એતો કેવળ ઇશ્વરી મહત્વનાં લક્ષણછે. એક દુઃખી ને બીજા દુઃખી માટે સમભાવ હોય એતો સ્વભાવિકછે: પણ એક સુખી સ્ત્રી-સર્વ વાતે સુખી-તે એનું સુખ પારકાંના દુઃખ નિવારણમાં માને, એ કાંઈ નાનીસુની વાત નથી. આ કળિયુગમાં તો એવા બનાવનો સંભવજ ક્યાંથી? એટલું તો નકી કે જે દેશમાં—પુરૂષતો હોય-પણ સ્ત્રી પણ ખરો ધર્મ ઉપર પ્રમાણે સમજે, તે દેશનો જયછે. વિલાયતના લોકોમાં દુર્ગુણ કાંઈ ગોતવા પડતા નથીઃ કદાપિ આપણા લોક કરતાં તેઓમાં પા વસો વધારે હશે; પણ જ્યાં એક ખરી સદ્‌ગુણી સ્ત્રી હોય ત્યાં સહસ્ત્ર દુર્ગુણનું સમાધાન થવું સુગમ છે મિસ ગ્લાડસ્ટન જેવી સ્ત્રીઓની સંખ્યા ઇંગ્લંડ તેમજ અમેરિકાના સંસાર મંડળમાં વધતી જાયછે: તેથીજ ત્યાં સહુ સારાંવાનાની હજી વકીછે.

હવે આપણા દેશની એક 'મોટે ઘર'ની બાઇના હાલ જુઓ. ઘિણાણી મોરે પરોઢિયે ઉઠશે; સ્નાન કર્યાં ન કર્યાં કે દુર્ગુણી ગુરૂને મંદિરે દોડશે એ દર્શન કરી મોં મલકાવતાં પેર આવશે.પેર આવી ભાતભાતનાં ભોજન ખાશે ખવરાવશે આનું નામ 'સ્વામીની સેવા'-સ્વામી બહાર ગયા કેડે રસોઇયા કે-પછી કોઈ સખી દાસી હશે તેને લઈ બેસશે. કલાક બે કલાક નિંદા કે ઠઠ્ઠા મશ્કરીમાં—કહાડી ખાઈ સુહેજ થાકમાં પાકમાં જરી પડશે. જો વડીલના પુન્યપ્રતાપે વાંચતાં લખતાં

આવડે તો કોઈ 'રમત ગમતની વાતમાંથી' એ બોલ વાંચશે ઘેમાવશે. થોડી વારમાં 'મારે તો બળ્યું કાંઈ ગમતું નથી' કરી બાઈ એકલવાયાં બેસી 'આગળા પાછળા વિચાર'-કરશે. સાંજસોરા સ્વામી ઘેર આવ્યા કે બાઈ દિવાનખાનામાંથી રસોઈખાનામાં કે સયનગૃહમાં નહાસશે—પારકાંને દેખતાં તે બળ્યું છગનના બાપા આગળ કેમ ઉભું રહેવાય? રાતપડી કે બાઈ જમીજમાડી ઉંઘવા જશે. થોડના થોડાણી ઘણું કરી આ પ્રમાણે કાળ ગાળેછે. બિચારી બીજાંતો તે શું કરે? ઇશ્વરનું આપ્યું છે—અખંડ સોહાસણી, બે બચાંની મા, ઘરબારે સુખી, ભગવાને જેવાં રાખ્યાં તેવાં રાખે તો બહુંએ છે. હવેતો કાંઇએ જોઇતું નથી. ધણી ઘોરીના આગળ થવાં તો બસ–બિચારી ભોળી અબળા! આપ સુખી તો જગ સુખી—એનોતો મનખો એળેજ ગયો. પરમાર્થ તે એ શું સમજે?

ભીક્ષુકભટને એક પૈસો કે ચપટી ચોખા આપી છૂટે, પછી શું! સ્વામીની સેવા કરે, શિયળ સાચવે, પતિની વસ્તી વધારે, તેનું ઘર રાખે, આપણ બઇરાં આદમી બાઈ બીજાંતે શું કરીએ?—ધંધો કરવા તો નહિ જઇએ!—પાંચ પૈસે સુખી તારે ઠાલા ધરમના ધક્કા કેવા ખવાય! મુવાં લોકો કેવાં છે, ધરમ કરતાં કરમ નડે–નારે બા આપણે તો ઘર ભલા કે ઘોર ભલા! મીસ ગ્લાડસ્ટન અને લક્ષાપતિ લક્ષ્મીચંદ—ભાઇનાં લાડી વચ્ચે કેવડો ભેદ! એવડોજ ભેદ વિલાયત અને હિંદુસ્થાનના ભવિષ્ય વચ્ચે સમજવો.

( ગુજરાતી )*

---

## केळवणीखातानी खबरो.

(સાંધણ પાને ૭૦ થી.)

ભરસીયા.—વહિવટદાર આપાજી રામચંદ્ર, કલ્યાણજી વેલજી મળીને દરબાર તરફથી રૂ૦॥ મીઠાઈ વીગ્ર કાળીદાસ ભાણજી રૂ૦। મીઠાઈ.—જેતપર.—આ. મે. દરબાર સાહેબો તરફથી ૨–૧–૦ રૂમાલ ૮–૮–૧૦ મીઠાઈ ૧૨–૬–૨ ચોપડીઓ રૂ૨) છુટક દક્ષિણા કુલ રૂ૨૫) બાગદાર આ. મે. વાળા પુંજા મેરામ તરફથી રૂ૧૨ ચુંદડીઓ તથા મીઠાઈ. દરબાર સાહેબો તરફથી ૧૩–૧–૦

*એ નામનું એક વર્તમાનપત્ર મુંબાઇમાં કેટલાક વખતથી પ્રગટ થાયછે તેમાં વખતે વખત સંસારી રાજકિય વગેરે બાબતના વિષયો પ્રગટ થાયછે તે સારા ને વાંચવાલાયક ખરા હોયછે. બાબા આથી પણ વખતે વધારે શુદ્ધ હોયછે.

ચુંદડીઓ તથા મીઠાઈ.—વડીઆ.—મે. વહિવટદાર સાહેબ તરફથી ૨-૧૩-૦ રૂમાલ તથા મીઠાઈ.—ચોતળ.—મે. દરબારો તરફથી વહિવટદાર રા. કેસનલાલ ચુનીલાલે ૧૧-૦-૫ ચોપડીઓ રૂ૨) મીઠાઈ.—સરસીયા.—મે. રૂ૰॥ મીઠાઇ વિપ્ર. કાળીદાસ ભાણજી રૂ૦॥ મીઠાઈ.—માણાવદર.—ખાન સાહેબ વાલાશાન ખાનશ્રી કમાલુદીન ખાનજીસા બહાદુર તરફથી રૂ૪) મીઠાઈ ખાન સાહેબ વાલાશાન ખાનશ્રી ગઝેફરખાનજી સા. તરફથી રૂ૩) મીઠાઈ. રા. વખતચંદ ઉમેદચંદે રેવન્યુ આસીસ્ટંટ તરફથી ૧-૪-૦ ગોળડી.—કુતીયાણા.—ખુદાવંદ નવાબ સાહેબના પાટવી કુંવર શ્રી બાપુમીઆં સા. બ. નિશાળ તપાસી રૂ૬) મેહેતાજીને ૧-૮-૦ આસીસ્ટંટને રૂ૧૦) છોકરાઓને રૂ૩૦) ઇનામ દેવડા.—કુતીઆણા વહિવટદાર રા. પ્રમાનંદદાસવૃંદાવનદાસ ગામના પટેલ કરસનજી ગોગજી તરફથી ૧-૮-૦ મીઠાઇ.—ઠોયાણા.—જમાદાર ખોખર કાસમ ખોખરે રૂ૨) સ્કુલ લાઇબ્રેરી સારૂ ફ. માજીસ્ટ્રેટ રા. નાનાલાલ હરખચંદ રૂ૧-૮-૦ મીઠાઈ તથા ચોપડીઓ વહિવટદાર રા. પ્રમાનંદદાસ વૃંદાવનદાસ રૂ૨) મીઠાઈ સ્કુલ કમિટિના મેમ્બરો તરફથી ૦-૬-૦ મીઠાઇ પોરબંદરની અંગ્રેજી સ્કુલના હેડમાસ્તર હીરાચંદ તરફથી શેઠ ધરમસીંહ વૃંદાવનદાસ ૦-૬-૦ મીઠાઇ મે. ભગવાનદાસ અમરદાસ તરફથી આના ૬—કુતીયાણા કન્યાશાળા.—ખુદાવંદ નવાબ સાહેબના પાટવી કુંવરશ્રી બાપુમીયાં સા. બ. ૨-૮-૦ મેહેતીજીને ચુંદડી રૂ૨૨) છોકરીઓને ચુંદડીયો રૂ૧) મીઠાઇ.—મોટાદેવળીયા.—ગામના આજમ બાગદાર તરફથી રૂ૦॥ પતાસાં.—વેરાવળ. ખુદાવંદ નવાબ સાહેબ બહાદુર તરફથી રૂ૦॥। મીઠાઇ.—પોરબંદર.—શેઠ. જીવરાજ હરિદાસ તરફથી રૂ૩) મીઠાઈ.—મેસાણા.—ખાહીના વહિવટદાર રા. ગોકળજી, ફોજદાર મોરારજી શામજી મેમ્બરો તરફથી ૩-૮-૩ ઇનામ વેહેચ્યું.—જેતપોર.—બીલખા આજમ દરબારો તરફથી ૫-૧૦-૦ રૂમાલ રૂ૮) મેહેતાજીને ૧-૩-૦ આસિસ્ટંટ રૂ૧) મીઠાઇ.—મેંદરડા.—વહિવટદાર તથા નિશાળના મેમ્બરો તરફથી રૂ૧) મીઠાઈ.—મે. દરબારો તરફથી રૂ૧૦) રૂમાલ તથા મીઠાઇ.—બીલખાકન્યાશાળા—બીલખાના દરબાર સાહેબ તરફથી રૂ ૦—૧૦—૦ છોકરાઓને. રૂ૧—૦—૦ મહેતાજીને.—વડીઆ.—દરબારશ્રી વાળા બાવા જીવણ રૂ૪-૦-૦ મીઠાઈ, રૂ૮-૦-૦ મેહેતાજીને રૂ૧૩-૧૦-૦. માંગરોળ.—ખુદાવંદ નવાબસાહેબ, રા. છોટમલાલ શીવજી મે.જમાલભાઈ,

મે. મીયાંસાહેબ, ગુલામ હુસેન અને બીજા કેટલાક દરબારી અમલદારો અને સદગ્રહસ્થો તરફથી રૂ૨૪-૫-૦ ચોપડીઓ, રૂ૦-૧૫-૦ છોકરીઓને, રૂ૩-૧૨-૦ ચુંદડીઓ, રૂ૨-૮-૦ મીઠાઈ કુલ રૂ૩૧-૮-૦ ઈનામ વહેંચ્યું.—જુનાગઢ.—ખુદાવંદ નવાબસાહેબ તરફથી રૂ૪૫-૦-૦ ઈનામ વહેંચ્યું.—મહેતાજીને પાઘડી પેલા આ. ધોતીયાં. બી. આ. એક ધોતીયું છોકરાઓને રૂમાલ તથા મીઠાઈ. મહેરબાન વજીરસાહેબ શેખ બાવદીનભાઈ તરફથી રૂ૦-૮-૦ મીઠાઈ.—જુનાગઢ.—બ્રાંચ નં. ૧ રા. પરાગજી દયાલજી દેસાઈ. સોરઠ પ્રાંતના સ. ડે. એ. ઈ. સા. ના કલાર્ક રૂ૦-૮-૦ મીઠાઈ. કુંતીઆણાના મેહેતાજી તરફથી રૂ૦-૮-૦ મીઠાઈ. ખુદાવંદ નવાબ સાહેબ તરફથી રૂ૨) ચોપડીઓ, રૂ૦॥ મીઠાઈ. મહેરબાન વજીર બાવદીનભાઈ તરફથી રૂ૨॥ મહેતાજીને, રૂ૨ છોકરાઓને.—વડાળ.—મહેરબાન અમરજી ભાઈ તરફથી રૂ૦-૧૪-૦ મીઠાઈ. મહેરબાન વજીરસાહેબ બહાવદીન રૂ૨) મહેતાજીને રૂ૨) મીઠાઈ રૂ૨) ચોપડીઓ વહેંચી કુલ રૂ૬) ઈનામ વહેંચ્યું. આ. પોલીસ ફોજદાર જીવા જુમા રૂ૦-૪-૬ની મીઠાઈ. ખુદાવંદ નવાબસાહેબ રૂ૩ાા મીઠાઈ. મેસાણા—મે. વહિવટદાર ગોકળદાસ તથા ફોજદાર મોરારજી તથા સ્કૂલ કમિટિના મેમ્બરો તરફથી રૂ૧) છિંટ, રૂ૧-૦-૯ રૂમાલ, રૂ૦-૧૫-૬ મીઠાઈ.-

---

# सारसंग्रह.

ક્વીનાઈનનો પાક.—આખી દુનિયાના જૂદા જૂદા ભાગોમાં આખા એક વર્ષમાં કુલ બે લાખ સાઠ હજાર રતલ કુઈનાનની પેદાશ થઇ હતી. તેમાં જર્મની ખાતે ૫૨,૫૦ રતલ, ઇટાલીમાં ૪૫૦૦૦ રતલ, ફ્રાન્સમાં ૪૦૫૦૦ રતલ, ઈંગ્લાંડમાં ૨૭૦૦૦ રતલ, અમેરિકામાં ૬૩૦૦૦ રતલ અને હિંદુસ્તાનમાં ૧૨૫૦ રતલ પેદાશ થઈ હતી. ઇટાલીમાં શીકોનાનો પાક કરવાની કોશેશ કરવામાં આવેછે. સીલોન તથા હિંદુસ્તાનમાં એ પાક ફતેહમંદ નીવડ્યોછે તે ઉપરથી એમ માલમ પડેછે કે, સુકી જમીનમાં એ પાક સહેલાઈથી થઈ શકશે.

ગ્રેટબ્રિટન અને અમેરિકા વચ્ચે એક ત્રણ હજાર માઇલ લાંબો રેલવે બાંધવાનો તરંગ પાછો અમેરિકનોના દિલમાં થઈ આવેલોછે. એક મોટો ભો ૨૬ ફીટ પોહોળો ને ૩૦૦૦ માઇલ લાંબો દરિયામાં નાંખવો; અને કેડ નળો ૧૬૦ ફીટ લાંબા હોવા જોઇએ, તે પચ્ચ કદે બાંધી એક કંપા

મેંટ રાખવામાં આવે, તેવા ઘણા કકડાથી આ રેલવે બાંધવાનો વિચારછે. માંહે હવાને અજવાળાને માટે 'બહાર પંપ' જેવું કરશે અને બે ટ્રેન કંઈ પણ હરકત વગર ચાલી જાય તેમ કરવું ધારેછે. મોટા નળાને છેક દરિયામાં ઉંડો નાંખવામાં આવશે ને તેના પર પાણીનું દબાણ રેહેશે જેથી કંઇ અ ડચણ પડશે નહિ. આ રેલવે બાંધવાનો ખરચ રૂ૧૬૦૦૦૦૦૦૦૦ ધારવામાં આવેછે અને આ વિચાર જો અમલમાં આવેતો પેલો ચમત્કારિક મી. એ ડીશન કહેછે કે વીજળીથી ઇંજીન ચલાવી આપીશ, જે ત્રણ હજાર માઇલ ૫૦ કલાકમાં એક સપાટે લઈ જશે.

**વર્તમાનપત્રો.**—દુનિયામાં સઘળા મળીને ૩૦ હજાર નીકળેછે, અને તેમાંથી અર્ધોઅર્ધ ઇંગ્રેજી ભાષામાં છે.

**સિવિલ સર્વિસ.**—ની એક નોકરી આનરેબલ રાવબહાદુર ગોપાળરાવ હરિ દેશમુખના પુત્ર રા. લક્ષ્મણરાવને મુંબાઈના ગવર્નરે આપીછે.

---

## જાહેર ખબર.

જા. નં. ૬૧૯

સને ૧૮૭૪ ના ફેબ્રુઆરી માસના ગુજરાત શાળાપત્રમાં આપેલી જાહેર ખબર મુજબ ફક્ત કાઠિયાવાડમાંજ વપરાતા ૫૦૦ પાંચશેં શબ્દોના સંગ્રહ મંગાવવામાં આવ્યા હતા અને તેને માટે ચાર ઇનામ ઠરાવેલાં હતાં. સદરહુ સંગ્રહની ચોપડીઓ તપાસતાં બીજા, ત્રીજા, અને ચોથા નંબરનાં ઇનામ તેના હકદાર માણસોને આપી દેવામાં આવ્યાં છે. પહેલા નંબરનું રૂ.૫૦) પચાસનું ઇનામ જે ચોપડીવાળાને આપવાનું ઠર્યું તેનું નામ માલમ નહિ પડતાં હકદાર માણસે પોતાના હક અમુક મુદતની અંદર સાબિત કરી આ-પવા જાહેર ખબર જુન સને ૧૮૮૦ માં મે. ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુર તરફથી છપાવવામાં આવી હતી, પણ આપેલી મુદત ઉપરાંત ઘણી વખત સુધી હકદાર માણસ નહિ મળી આવતાં મહેરબાન ઇન્સ્પેક્ટર સાહેબ બહા-દુરના હુકમ નં. ૫૫૧૬ તારીખ ૨-૩-૮૧ થી સદરહુ રૂપિયા ૫૦ પચાશ પાછા રીફંડ કરી દેવામાં આવ્યા છે. તા. ૧૮-૩-૮૧

(સહી) ગોપાળજી સુરભાઈ દેશાઈ

ડે. એ. ઇન્સ્પેક્ટર પ્રાંત કઠીયાવાડ

---

# गुजरातशाळापत्र.

# GUJARATSCHOOLPAPER.

MAY 1881.

પુસ્તક ૨૦ મું. | મે. | અંક ૫ મો.

મેહતાજી બહુ મોટું બુજ, નામ તેમ જે કામ;-
કરે અંતે મન શ્રેયની, ખરી ભૈતી ધેરી હામ.

| અનુક્રમણિકા. | પૃષ્ઠ. | CONTENTS. | PAGES. |
|---|---|---|---|




## (કેળવણી ખાતાના હુકમથી)

## અમદાવાદમાં

ભાંભાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજનસી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { રૂ૧) વરસનો અગાઉથી. } ટપાલ ખર્ચ
{ રૂ૦)= છુટક અંક એકના. } જુદું.

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૦ મું. મે. સન ૧૮૮૧. અંક ૫ મો.

## इंग्रेज लोकनो संक्षिप्त इतिहास.

### प्रकरण ८ मुं.

#### हेन्री त्रीजो.

જૉનના અકાળ મૃત્યુથી ઇંગ્લાંડ ફ્રાન્સના હાથમાં જતું જતું બચી ગયું. દેશના હકમાં તો એનું મરણ સારૂંજ નીપજ્યું. એ જુલમગાર ગયો કે અમીરોને વિચાર સૂઝ્યો કે હવે આપણને લુઇનો શો ખપ છે, અને હાથે કરી પરદેશીને રાજ શામાટે આપવું જોઇએ. તેઓ આમ સંકલ્પ વિકલ્પ કર્યા કરતા હતા એવામાં, પેમ્બ્રોકના ઠાકોરે જૉનના નાહનો પુત્ર હેન્રીને પટ્ટાભિષેક કર્યો હતો તેની તર્ફથી તેમના ઉપર આશ્ચર્યભર્યાં સલાહસંપનાં કહેણ આવ્યાં. એ ઠાકોર બાળ રાજાનો બનેવી, તથા જાતે ઘણો ડાહ્યો ને ભલો માણસ હતો. તેથી સઘળા અમીરો એક પછી એક પોતાના લશ્કર સાથે લુઇને છોડી નવા રાજાને આવી મળ્યા. તેઓએ પેમ્બ્રોકને રાજ્યનો રક્ષક ઠેરવ્યો, અને આ રીતે ઇંગ્લાંડનો પાછો એક મત થવાથી લુઇને સલાહ કરી પોતાના મુલકમાં પાછું જવું પડ્યું.

પેમ્બ્રોક જીવ્યો ત્યાં સુધી રાજમાં સુખને સમાધાની રહ્યાં, પણ બે એ વરસમાં મરી ગયો ને મતલબીઆ લોકો રાજા પાસે આવીને ભરાયા. હેન્રી મોટો થયો તોપણ બાળકનો બાળકજ રહ્યો, અને જન્મપર્યંત બીજાની અકલેજ ચાલ્યો. એના રાજમાં ખરૂં ચલણ એના માનીતાઓનુંજ હતું, અને તે નીચ પરદેશીઓ જેમ બને તેમ પોતાનાં ઘર ભરવાનું કરતા. પણ આ સમયના જબરા મગરૂર અમીરો પરદેશી માનીતાઓનું ચલણ કે જુલમ કોઈ શકે એવા નહોતા. હેન્રીને એના પાછા માનીતા

મોટો પટો તોડવાને ઉશ્કેરતા, અને તે વેળા તો અમીરો સિંહની પેઠે કીકીયારી કરી ઉઠતા.

હેન્રીએ છેક ૫૬ વરસ સુધી રાજ કર્યું, પણ એ બધો કાળ અમીરોના ઝગડામાંજ ગયો. ઘણા વખતસુધી અમીરોએ રાજાનો બધો અખત્યાર પોતાનાજ હાથમાં લઈ લીધો હતો, અને હેન્રી કેટલીક વખત ખરેખરો કેદીજ હતો. રાજાના અને અમીરોના પક્ષ વચ્ચે ખુલ્લીરીતે ઘણીવાર નાની નાની લડાઇઓ થઈ હતી, અને એકવાર આ પક્ષ જીતે તો બીજીવાર પેલો. પણ ઘણા કાળ સુધી આ રાજમાં અમીરોનુંજ પ્રબળ ચાલ્યું હતું. અમીરોનો આગેવાન અમીર સાઈમન ડીમાન્ટફર્ડ કરીને હતો તેનાં સંબંધે આ ઝગડાનો કાંઈ હેવાલ નીચે આપ્યો છે.

સૈમનડીમાન્ટફર્ડ—એ પણ રાજાનો બનેવી થાય. એ પેંબ્રોકની વિધવા જોડે પરણ્યો હતો. માન્ટફર્ડ જાતે ફ્રેંચ હતો, પણ આ સ્ત્રી કર્યાપછી ઇંગ્લાંડમાં લીસ્ટરની દકરાતપર આવ્યો, અને પોતાના ગુણથી અમીરોમાં એણે ઘણો વગ મેળવ્યો.

રાજાએ બેચારવાર મોટા પટ્ટાને મંજુર કર્યા, ને બેચારવાર તોડ્યો. ત્યારે અમીરોએ જોયું કે રાજાને બોલ્યાના બંધ નથી, અને એતો નીચ માણસોની અકલેજ ચાલેછે. તેથી તેઓએ ભેગામળી એકો કર્યો, ને કરની મંજુરી માટે જ્યારે તેમને પાર્લામેંટમાં બોલાવ્યા, ત્યારે તેઓ હથીઆર બાંધીને ગયા, ને રાજાને નજર કેદ જેવો કરી નાખી એની પાસે સોગન ખવડાવ્યા કે તમારામાંના ૧૫ જણનું મંડળ રાજ સુધારાને માટે જે કાયદા બાંધે તે મારે કબુલ છે. આ મંડળનો પ્રમુખ સૈમન ડીમાન્ટફર્ડ હતો. એના પ્રમુખપણા હેઠે જે કાયદા બંધાયા તે "આક્સફર્ડના ધારા એ નામથી ઓળખાયછે. (ઈ. સ. ૧૨૫૮). આ ધારાથી એણે દેશમાં કેવા મહાભારત રાજ સુધારાનો પાયો નાંખ્યો તે આગળ કહેવામાં આવશે, પણ એની આ સમે કેટલીક વર્તણુક ઉપરથી ઘણાને એમ લાગ્યું કે આ ૧૫ જણા રાજની સઘળી સત્તા પોતાનાજ હાથમાં લેવાનું કરેછે, અને તેમણે કરવા પણ તેમજ માંડ્યું હતું. તેઓએ રાજાના સઘળા અધિકારીઓને ફેરવી નાખ્યા, પાર્લામેંટ બંધ હોય તે વેળા રાજકાજ ચલાવવા પોતામાંના ૧૨ બાર જણને નીમ્યા, અને ન્યાયાધીશો

વરસોવરસ ફરતા તેને સાત વરસે ફરવાનો હુકમ કર્યો. આ જોઈ કેટલાક અમીરોએ રાજાના પક્ષમાં જઈ લડાઈ ઉઠાવી માન્ટફર્ડને ફ્રાન્સમાં નાશી જવું પડ્યું, પણ ત્યાંથી થોડા વખતમાં પાછો આવી એણે આક્સફર્ડના ધારા પ્રમાણે ચાલવાની રાજાને ફરજ પાડી. (ઈ. સ. ૧૨૬૩)

ફ્રાન્સના રાજા પાસે આ તકરાર ગઈ, અને તેણે "આક્સફર્ડના ધારા" રદ કર્યા. આ ઠરાવ અમીરોએ માન્ય કર્યો નહિ, અને દેશમાં આત્મવિગ્રહ ચાલુ થયો. ઈ. સ. ૧૨૬૪ માં લુએસ આગળ મોટું યુદ્ધ થયું, અને તેમાં હેન્રી કેદ પકડાયો. હવે અમીરોની જીત પરિપૂર્ણ થઈ. બેચાર ઠેકાણેથી રાજાની તર્ફની ઉઠાવણી થઈ, પણ તેને એક ઝપાટાની સાથે દબાવી નાંખી. અમીરોને ધર્મ બહાર મૂકવાનો હુકમ પોપે મોકલ્યો તે માન્ટફર્ડે બરસભામાં તિરસ્કારથી ફાડી નાંખ્યો અને ક્રિસ્ટમસનો તહેવાર પોતે રાજવૈભવથી પાળ્યા.

માન્ટફર્ડનો આ ઠાઠ અને આ પ્રતાપ જોઈ કેટલાક અમીરોને લાગ્યું હશે કે એ રાજપદનો લોભી છે, પણ એણે આ સંપૂર્ણ ચડતી કળામાં પણ જે પ્રજાહિતનું અપૂર્વ કામ કર્યું તે ઉપરથી સાબીત થાય છે કે એતો ખરેખરો જનસ્વતંત્રતાનો હમેશાં મિત્રજ હતો. ઈ. સ. ૧૨૬૫ ના જાનેવારી માસની ૨૦ મી તારીખે જે પાર્લામેંટ બોલાવી તેમાં દરેક પરગણા અને કસ્બાના લોકોને પોતાની તર્ફના બબે માણસ પસંદ કરીને મોકલવાની એણે પહેલ વહેલી સત્તા આપી. "આક્સફર્ડના ધારા" માં એણે આ કાર્યનું મંગળાચરણ કર્યું હતું, અને આ સમે તેની પૂર્ણાહુતિ કીધી.

પરંતુ અમીરોમાં એના સામી બેદિલી દહાડે દહાડે વધતી ગઈ, અને તેનો લાભ લઈ રાજકુંવર એડવર્ડ પોતાના બાપની તર્ફથી ખટપટ કરવા માંડી. એ બાપને સાટે કેદમાં આવી રહ્યો હતો ત્યાંથી છટક્યો. લડાઇનો ઝુંડો ઉઠાવ્યો, ને એવશામ આગળ મોટો જંગ મચ્યો તેમાં આખરે માન્ટફર્ડને બાણશૈય્યાપર સુવું પડ્યું. આ પ્રતાપી પુરૂષના પડવાની સાથે અમીરોનો પક્ષ તૂટી ગયો, અને રાજસત્તા પાછી સ્થાપન થઈ. હેન્રીએ મોટા પટા પ્રમાણે ચાલવાના સોગન લીધા, અને પાર્લામેંટ એને ફરીથી માન્ય કર્યા. માન્ટફર્ડે જે સુધારો દાખલ કર્યો હતો તે બંધ પાડવાની રાજાએ હિંમત ચલાવી નહિ, અને તેથી એ મૂએ ત્યાં સુધી હવે

તો દેશમાં સારી સમાધાની રહી. એ સમાધાની એવી તો થઈ ગઈ હતી કે એડવર્ડ નિરાંતે ક્રૂસેડની લડાઇએ ગયો, અને એ દરમ્યાન એનો બાપ મરી ગયો (ઈ. સ. ૧૨૭૨ માં) તોપણ કાંઈ તકરાર ઉઠી નહિ. અને એ ગેરહાજર છતાં લોકોએ એના નામની દવાઈ ફેરવી.

આમની સભા. આ પ્રમાણે આ લાંબા રાજનો અંત આવ્યો. એમાં સૌથી યાદ રાખવા જોગ બીના સૈમનડી માન્ટફર્ડનું પેલું મહાભારત કામછે. રાજકાજમાં ભાગ લેવાનો હક અમીરોનો તો મૂળથીજ હતો, પણ આ વખત પહેલાં સાધારણ લોકને કોઈ કાંઈ પૂછતું કે સાંભળતું નહિ. પાર્લામેંટનું હાલ મોટું સ્વરૂપ જે લોકો તર્ફની પસંદગી, તે પહેલ વહેલું "આક્સફર્ડના ધારા" થી દાખલ થયું, અને હાલને સમે ઈંગ્લાંડની આમની સભા જે દુનિયામાં ગાજી રહીછે તેનો મૂળ પાયો નાખવાનો જશ આ ફ્રેંચ જનને છે. તે વેળાના લોકને એનામાં ગમે એવા દોષ ભાસ્યા હશે પણ ઇતિહાસમાં તો એનું નામ ઉજ્જ્વળ સ્વતંત્રતાની જોડેજ સદા જોડાએલું રહેવાનું, અને જ્યાં સુધી ઇંગ્લાંડની પાર્લામેંટ રહેશે ત્યાં સુધી સૈમનડી માન્ટફર્ડનું લોકો ઉમળકાની સાથે સ્મરણ કરશે.

### એડવર્ડ ૧ લો.

મુસલમાનોની સાથે લડતમાં મહાફતેહ કરીને એડવર્ડ પાલસ્ટાઇનથી પાછો આવતો હતો તેવામાં નેપ્લસમાં એને ખબર મળી, કે હેન્રી મરી ગયો પણ એને નામે રાજ સારી રીતે ચાલેછે તેથી એ કાંઈ ઉતાવળ ન કરતાં એત પ્રમાણે ફ્રાન્સમાં ગયો અને ત્યાં એક વરસ રહી તે રાજ સાથે જે તકરારો હતી તે પતાવી. પછી ઇંગ્લાંડમાં આવી રાજ્યાભિષેક કરાવ્યો, ને થોડા વરસ દેશનો બરાબર બંદોબસ્ત કરવામાં કાઢ્યાં. એનો વિચાર પોતાનું રાજ મજબૂત કરી તેને ચોતર્ફ વધારવાનો હતો. એણે જોયું કે ફ્રાન્સ સાથે નકામી લડાઇઓ કરવા કરતાં વેલ્સને સ્કાટલાંડ જો જીતીને ઇંગ્લાંડ સાથે જોડી દીધાં હોય તો યૂરોપમાં એક જબરદસ્ત રાજ થાય. એની આખી જિંદગી એ મનસુબો પાર પાડવામાં એણે ઉત્સાહ ને ખંતથી કાઢી, અને તેમાં ઘણે દરજ્જે પાર પણ પડ્યો.

વેલ્સનીજીત. એ પ્રાંત રોમન ને સાકસનોથી બાગેલા બ્રિટન લોકથી વસેલો હતો. એમના બાધા જૂદી હતી અને હાલપણ છે તેમજ છે.

ઘણા વખતથી એ પ્રાંત ઈંગ્લાંડનો ખંડીયો ગણાતો હતો, પણ ત્યાંના ઠા-
કોરો પોતાનો વહીવટ સ્વતંત્રપણેજ ચલાવતા, અને ત્યાંના પાહાડીલોકો
૪ વખતે વખતે પાસેના તાલુકાઓમાં ઉતરી પડી ઈંગ્લાંડની વસ્તીના ઢોર
ઢાંખર વાળી જતા હતા. આથી એ બે પ્રાંતો વચ્ચે હમેશાં તકરારો તો
ચાલ્યાજ કરતી હતી. વળી પાછલા રાજ્યમાં તેઓ મૉન્ટફર્ડના પક્ષમાં
ગયા હતા. તે બાબતનું એડવર્ડના મનમાં ભારે ઝેર હતું. માટે કાંઈ
મિષ કાઢી એણે વેલ્સપર સ્વારી કરી. એ જંગલી લોક મહા શૂરાતનથી
ઘણું દેશાભિમાન ધરીને લડ્યા, પણ કળાને કવાયત આગળ ફક્ત શૂરા-
તનનું કાંઈ ચાલતું નથી. એમનામાં કુસંપ પણ ઘણો હતો. પાછળથી
તેઓ સમજી એક સંપ થયા પણ શું વળે? તેમનો રાજા લુવેલીન રણ-
માંજ પડ્યો, ને તેનો ભાઈ ડેવિડ નાસતો હતો તેને કોઈ હરામખોરે પકડી
એડવર્ડને સ્વાધિન કરી દીધો. આ વેળા ખાસ કાયદો કાઢી (જે ૧૮૧૪
ની સાલ સુધી કાયદાની ચોપડીમાં કાયમ હતો) એડવર્ડે એ બિચારા ઉ-
પર ઘણુંજ ઘાતકીપણું વાપર્યું. આંતરડાં ખેંચી કાઢી એની નજરે આગળ
બાળ્યાં, રીબાવી રીબાવી માર્યો, ને પછી એના માથાના ચાર કડકા કરી
એકેકો ઈંગ્લાંડની ચાર દિશાએ મોકલ્યો કે તે જોઈ બધા લોક કંપે!
આથી એડવર્ડના નામનો ચોગમ કેર વર્તી રહ્યો, ને સઘળો મુલક આ-
લસા કરતાં વાર લાગી નહિ. ઈ. સ. ૧૨૮૪

*સ્કાટલાંડ લેવાની તજવીજ*—આ પ્રાંત પણ એડવર્ડે મૂળથીજ
દાઢમાં ઘાલ્યો હતો. હાલ ત્યાંનો રાજા મરી ગયો. ફક્ત એને એક દી-
કરીના દીકરી હતી. તેની જોડે એડવર્ડે પોતાના કુંવરનો વિવાહ કર્યો કે
તે ગાદી વગર લડાઈએ પોતાના વંશમાં આવે. પણ તે કુંવરી તો એ-
ટલામાં ગત થઈ ગઈ, ને ભાયાતોમાંના ત્રણજણ એ રાજનો દાવો
કરવાને ઉભા થયા. એડવર્ડે હિંમત ન હારતાં આ ટંટાનો લાભ લઈ
પોતાનુંજ ધાર્યું પાર પાડવાની ઊંડી તજવીજ આરંભી.

એણે એ ત્રણ ઉમેદવારને એવી સલાહ અપાવી, કે તમે માંહે
માંહે લડી મરવા કરતાં ચૂકાદો કરવાનું કામ ઈંગ્લાંડના રાજાને સોંપો
તો ઠીક. આ વાત તેમને તથા સ્કાટલાંડની પાર્લામેંટને પસંદ પડી. તેઓ
થોડાક અમીરોને લઈ હરેખાતા હરેખાતા ઈનસાફ કરાવવા ચાલ્યા

અને એડવર્ડ સામો જઈ તેમને ડહોમ પરગણામાં મળ્યો. મુલાકાત થતાંજ તેમને માલમ પડ્યું કે આતો એડવર્ડની બંધાઈ છે. એણે કહ્યું કે હું પણી દાવે તમારો ચૂકાદો કરવાનોછું તેથી તમારે પ્રથમતો મારું સ્વામિત્વ સ્વીકારવું, તથા તમારા મોટા મોટા કિલ્લાઓ મને સ્વાધીન કરી દેવા. હવે, સ્કાટલાંડ ઉપર સ્વામિત્વનો હક ઈંગ્લાંડનો કાંઈક હતો ખરો, અને એક રાજા ઝલાઈ ગયો હતો ત્યારે જાહેર રીતે તેણે માન્ય પણ કર્યો હતો; પરંતુ એ પ્રાંત અત્યાર સુધી સ્વતંત્રજ હતો, અને ત્યાંના લોકને સ્વામીત્વનું નામ સાંભળીજ ગુસ્સો લાગતો હતો. તેથી શું કરવું તેનો આ લોકને મોટો વિચાર પડ્યો. ભરોસામાં તેઓતો છડાજ આવ્યા હતા, અને એડવર્ડ (જે પોતાની જોડે જબરા જોદ્ધાઓ લઈને આવ્યો હતો) તેણે તજવીજથી ધમકી પણ આપીકે તમે મારૂં સ્વામિત્વ કબૂલ નહિ કરો તો તમે તમારી જન્મ—ભૂમિનું ફરીથી મોં જોવા પામવાના નથી. શુંકરે બિચારા એ ઉમેદવારો, કે તેની જોડે થોડાક અમીરો હતા તે ! એ ચાર દહાડા ગલાં તલ્લાં મારી આખરે તેઓ નમ્યા.

**સ્કાટલાંડની જીત.** જ્યારે બધા કિલ્લાનો કબજો લેવાઈ રહ્યો, અને તેમાં એડવર્ડે પોતાનું લશ્કર ભર્યું, ત્યારે એણે યૂરોપના પંડિતો પાસેથી જાન બેલિયલ નામના ઉમેદવારની તર્ફનો શાસ્ત્રાર્થ મંગાવી મૂક્યો હતો તે જાહેર કર્યો (ઈ. સ. ૧૨૯૨). બેલિયલને આ રીતે રાજ તો મળ્યું, પણ લોકમાં બહુજ ફિટકાર થયો. તેઓતો પરદેશીના ઝૂંસરી ફેંકી દેવા હર ઘડી એને ઉશ્કેરવા લાગ્યા, અને એડવર્ડનો હેતુ પણ એમજ કરાવવાનો હતો કે લડીને બધો મુલક ખાલસા કરી નાખવાનું એને પૂરતું બાનું મળે. એ મતલબથી આમુખા એને માઠું લગાડવા એ સહેજ સહેજ કામને સારૂ બેલિયલને લંડન બોલાવવા લાગ્યો. આથી એ અંતે કંટાળ્યો, અને ફ્રાન્સ સાથે ઈંગ્લાંડને લડાઈ થઈ તેનું ટાંકણું સાધી એણે ખુલ્લું બંડ ઉઠાવ્યું.

આ ખબર સાંભળતાંજ એડવર્ડ ફ્રાન્સ જવા નીકળ્યો હતો ત્યાંથી પાછો વળી સ્કાટલાંડ તર્ફ ધાયો, ને ડનબાર આગળ મોટી જીત મેળવી (ઈ. સ. ૧૨૯૬). બેલિયલ પકડાયો તેને કેદ રાખી એણે પોતાની આણ ફેરવી, અને મુલકના બંદોબસ્તને માટે, એક સુબો ત્યાં મૂક્યો,

. વિલિયમ વાલેસનો બળવો. આ પુરૂષનું નામ દુનિયામાં ખહુજ પ્રસિદ્ધછે. એણે આસમે પોતાના દેશની લાજ રાખી. સ્કાટલાંડમાં ઈંગ્રેજો બહુ જુલમ કરવા લાગ્યા; પણ કોઈથી કાંઈ બોલી શકાયું નહિ, કેમકે અમીરો કુસંપીને નબળા થઈ ગયા હતા. વિલિયમ વાલેસ તો એક નાનો સરખો ગરાસીઓ હતો. દેશને દુઃખે એ દાઝી રહ્યો હતો તેવામાં એક દિવસ એ ગામ ગયો હતો, તે વેળા એક ઈંગ્રેજી અમલદારે આવી એની બાઇડીની આબરૂ લીધી, ને તેથી તે ભલી બાઈડી એકદમ ગાંડી થઈ ગઈ. આ ગુનોહ છુપાવવા તે પાપીએ વાલેસ બંડખોરછે, એમ કહી એનાં ઘરબાર પણ બાળી મૂક્યાં. વાલેસ ગામથી આવીને જોયછે તો બાઇડી ગાંડી થઈ ગએલી, ને ઘરબાર બાળી મૂકેલાં. એજ વેળા "હવે હું નહિ કે ઈંગ્રેજ નહિ" એવી પ્રતિજ્ઞા કરી તે એક તરવાર લઇ ડુંગરામાં નીકળી પડ્યો.

થોડા વખતમાં આ બાહારવટિઆની ચોગમ હાક વાગી રહી. હજારો બીજા મરણિયા એને આવી મળ્યા, અને તેઓ ભેગાથઈ ઈંગ્રેજોને કતલ કરી એક પછી એક ઘણાક કિલ્લા સર કરવા લાગ્યા. હવે અમીરો પણ લશ્કર લઇ એના હાથ નીચે આવીને ઉભા રહ્યા, અને સ્ટર્લિંગ આગળ એક મોટી લડાઈ થઇ તેમાં ઈંગ્રેજોને હરાવી દેશપાર હાંકી મૂક્યા. આ રીતે આ એક માણસના પ્રતાપથી બધો જીતાએલો મુલક પાછો સ્વતંત્ર થયો.

એડવર્ડે આ માઠા સમાચાર સાંભળતાંજ એક લાખ માણસ ભેગું કર્યું, ને જેમ બને તેમ તાકીદે તે લઇને સ્કાટલાંડપર ચડી આવ્યો. આ જોઈ વાલેસના લશ્કરમાંથી અમીરો એક પછી એક ભાગવા લાગ્યા, અને એમને મનાવવા સારૂ વાલેસે સરદારી છોડી એક ફકત સિપાઈ દાખલ લડવાનું કબૂલ કર્યું. પણ જ્યાં આવા સ્વાર્થી ને નબળા સરદારો હોય, ત્યાં શી રીતે જય થાય? એકલો વાલેસ શું કરે! ફાલ્કર્ક આગળ મોટી લડાઈ થઈ તેમાં સ્કાટલાંડની સંપૂર્ણ હાર થઈ. (ઈ. સ. ૧૨૯૮) તોપણ રૈયત સહેજમાં તાબે થાય એવી નહતી. ઈંગ્રેજી લશ્કર આવે, ત્યારે તો તે નમી જાય ખરી, પણ તે પાછું વળ્યું કે તે પાછી હતી તેવીને તેવી. આવી લડાઈ કેટલાક વર્ષ સુધી ચાલ્યા કરી, અને એડવર્ડ છેક કંટાળી

ગયો. એણે જાણ્યું કે જ્યાં સુધી આ એક નર જીવતો છે ત્યાં સુધી એ દેશ કદી પણ પૂરેપૂરો મારે તાબે થવાનો નથી. તેથી એને પકડવાની બહુ મહેનત કરી, પણ ઘણા વખત સુધી કાંઈ વળ્યું નહિ. વાત કરતાં એ આ ડુંગરામાંથી પેલા ડુંગરામાં નાસી જાય, અને કોની તાગાદ હતી કે એનું પગલું પકડે. લોકોનો ભાવ એના ઉપર એટલો બધો હતો કે તે તો માથું જાય તોપણ બતાવે એવા નહોતા. આખરે એડવર્ડે ભારે લાલચો બતાવી, અને તેથી લોભાઈ એક હરામખોરે પોતાના ઘરમાં પરૂણો ઉતારીનેજ ફસાવી દીધો. વાલેસ મરવા ભાગો બીહે એવો નહોતો. પકડાયા પછી એણે જરાએ નમણું આપ્યું નહિ, અને એડવર્ડે લંડન લઈ જઈ આ અમર દેશભક્તને જંગલી રીતે વેલ્સનાં રાજાની પેઠે રીબાવી રીબાવી મારી નાખ્યો. ઈ. સ. ૧૩૦૫

રાબર્ટ બ્રુસનો બળવો. વાલેસને મારી સ્કાટલાંડનું રાજ નિષ્કટક કરવાની એડવર્ડે ધારણા રાખી હતી, પણ પરિણામ તો એથી છેક ઉલટું થયું. વીર પુરૂષોના મરણથી પણ દેશને ફાયદોજ થાયછે, કેમકે, તેના લોહીનો એક છાંટો પડેછે તેમાંથી બીજા અનેક વીરપુરૂષો ઉત્પન્ન થાયછે. વાલેસને માર્યા એ વાત સાંભળતાંજ આખો દેશ કકળી ઉઠ્યો, અને તેની આગેવાની રાબર્ટ બ્રુસે લીધી. રાબર્ટ બ્રુસ, એ જાન બેલિયલની સાથે બીજો ઉમેદવાર હતો તેનો પૌત્ર થાય, અને હાલ તે બીજા બધા મરી જવાથી સ્કાટલાંડના રાજનો ખરેખરો હકદાર હતો. અત્યાર સુધી એ એડવર્ડના પક્ષમાં હતો. કહે છે કે ફાલ્કાર્કની લડાઈને દહાડે એ એકલો નદી કિનારે ફરતો હતો તે વેળા સામે કાંઠેથી વાલેસે એને દીઠો, અને પૂછ્યું કે કોણ બ્રુસ? એણે હા કહી ત્યારે તેણે આશ્ચર્ય યુક્ત તિરસ્કારથી કહ્યું કે તું ત્યાં ક્યાંથી. પછીથી એણે દેશના દુઃખનો એવો ચિતાર આપ્યો કે બ્રુસ નીચેથી ઉંચું જોઈ શક્યો નહિ, અને ત્યાર પછી હરઘડી વાલેસે જે કહ્યું હતું તેના ભણકારા એના કાનમાં વાગ્યા કરતા. વાલેસ મૂઓ ત્યારે તો એના આત્માએ કહ્યું "ઉઠ હવે તારો વારો આવ્યો, તું બેસી રહ્યોછે કેમ"! એ એકદમ વેશ બદલી લંડનમાંથી નાઠો, ને સ્કાટલાંડમાં આવી અમીરોને મળ્યો. તેમણે એને રાજ્યાભિષેક કર્યો, અને પછી એક સંપ થઈ મુલકમાંથી ઇંગ્રેજોને હાંકી કાઢ્યા. (ઈ. સ. ૧૩૦૬)

એડવર્ડે ત્રીજ મોટું લશ્કર મોકલ્યું તેણે સ્કાટ લોકોને ભારી કતલની સાથે હરાવ્યા. સઘળો મુલક પાછો ઇંગ્રેજોને હાથ ગયો, ને બ્રૂસને પશ્ચિમ તરફના બેટમાં નાસી જવું પડ્યું. ખરૂં જોતાં ઇંગ્લાંડના બળ આગળ સ્કાટલાંડથી ટકી શકાય એમજ હતું નહિ, અને તેથી શિવાજીની પેઠે નાસ ભાગની લડાઈ કરવી એમાંજ કાંઈ આશા રહેલી હતી. આવી રીતની લડાઈમાં ખંત, ચપળતા, ને સદા ઉમંગી સ્વભાવની ઘણી જરૂરછે. એ ગુણ બ્રૂસમાં પરિપૂર્ણપણે હતા. અને તેવડે આખરે એણે પોતાના દેશને સ્વતંત્ર કર્યોજ.

એડવર્ડ યુદ્ધકળામાં ઘણો સમજવાર હતો. તેણે જોયુંકે બ્રૂસની આગત કોઈ દહાડો ખરાબ કરશે. તેથી એને સામટો છૂંદી નાંખવાને ઇરાદે મોટામાં મોટું લશ્કર ભેળું કર્યું, ને પોતે ઝૈફ ને કાયલી હતો તોપણ તે લઇને પંડેજ એ ચડ્યો. પણ વાટે જતાં એનું શરીર વધારે બગડ્યું, ને કાર્લાઇલ મૂકીને જરાક આગળ વધ્યા કે એને ત્યાં પોતાનો દેહ છોડવો પડ્યો ( ઈ. સ. ૧૩૦૭ ). સ્કાટલાંડ જીતવાનો મમત એને એટલો બધો હતો કે મરતાં મરતાં એ પોતાના છોકરાને આગ્રા કરી ગયો, કે આ મુલક જીતાય ત્યાં સુધી તું પાછો જઇશ મા, અને મારા મડદાને ત્યાં સુધી ન દાટતાં, એક પેટીમાં મૂકી લશ્કરને મોખરે રાખજે. આ સલાહ પ્રમાણે ચાલ્યા હોત, તો સો વસા એડવર્ડનું ધાર્યું થાત ખરૂં; પણ એનું કહ્યું તો એની જોડે ગયું, ને કુંવરતો બાપને ભૂમિદાહ કરી થોડા વખત સુધી લડાઈનું ડોળ કરી આખરે પાછો વળ્યો.

**એડવર્ડની રાજનીતિ.** પ્લાંટાજિનેટ કુળમાં આ રાજાને કેટલાક સૌથી મોટો ગણેછે, અને ખરેખર એ બહુજ બહાદુર ને ડાહ્યો રાજા હતો. એનો દેખાવ ભપકાદાર તથા બોલીચાલી મીઠી હતી. જે વાત એના મનમાં આવતી તે પારપડે ત્યારેજ જંપતો, અને તેની સાથે અવિચારીપણું જરાએ કરતો નહિ. એ જે ઘાટ રચતો તે પાકા, ને દીર્ઘ દૃષ્ટિના હતા. એનામાં રાજ્યલોભ એ મોટો દુર્ગુણ હતો, અને તેને લીધે વેલ્સને સ્કાટલાંડના સંબંધમાં ઘણો અન્યાય કર્યો, તથા ક્રૂર જંગલી પણું વાપર્યું. તોપણ પોતાની રૈયતને તો સારો ઇનસાફ આપવા એ એટલો બધો ખંતી હતો કે તે બાબત કાયદામાં એણે ઘણો સુધારો કર્યો; તથા

ન્યાયાધીશો ઘણા લાંચીયા થઈ ગયા હતા તેથી એણે એકવાર બે સિવાય બધાને એકદમ બરતર્ફ કર્યા હતા. એ સજા કરવામાં એવો સખ્ત હતો, કે એના રાજમાં ગુનાહ પહેલા કરતાં બહુ ઓછા થઈ ગયા.

આ પણ એક નોંધી રાખવા જોગ વાતછે, કે આવા અદલ રાજાના વખતમાંજ યાહુદીઓને દેશપાર કરવાનો કાયદો થયો હતો અને તેનો થોડો ઘણો અમલ છેક પ્રજાસત્તાક રાજ થયું ત્યાં સુધી ઇંગ્લાંડમાં ચાલુ હતો.

પાર્લામેંટનો અંકોશ એને ગમતોતો નહોતો, પણ બાપના વખતના અનુભવપરથી જાણતો, કે ઇંગ્રેજી રૈયતને એ બાબત બહુ કનડવામાં સાર નથી. તેથી ખેંચાય ત્યાં સુધી ખેંચતો, ને નહિતો પછી મૂકી દેતો. મોટો પટો એને ઘણીવાર મંજુર કરવો પડ્યો હતો. એક બેવાર એણે વગર રજાએ કર ઉઘરાવ્યા હતા. પણ અમીરો એવી અડ લઇને બેઠાકે આખરે એને એવો કાયદો પસાર કરવો પડ્યો, કે રાજાથી પાર્લામેંટની રજા વિના કર મૂકી શકાય નહિ. આ ઉપરથી તમે જોશોકે એડવર્ડ રાજા ગમે એવો બળવાન હતો, પણ તે સમેના ઇંગ્રેજ લોકો એનાથી એ બળવાન હતા, ને હકની બાબતમાં કોઇના પણ તેજમાં અંજાઈ જતા નહીં.

---

## સંપ વિષય.

### નારાચ છંદ.

હમેશ સંપ આદરો કુસંપ કષ્ટ જાણજો,<br>
કુસંપ જે કુટુંબમાં કલેશ ત પ્રમાણજો;<br>
અધીક બીક ઉર રાખતાં સુસંપ આદરો,<br>
અપાર સૂખ પામશો કદાપિ સંપ જો કરો. ૧<br>
કુસંપ કૌરવે કર્યો અપાર જે ઉમંગમાં,<br>
અટંગ સૂખમાં થયો ખરેજ ભંગ રંગમાં;<br>
ખચીત તેહ માટ સર્વ સંપ દીલમાં ધરો,<br>
અપાર સૂખ પામશો, કદાપિ સંપ જો કરો. ૨<br>
કુસંપ કષ્ટ કૂપ અંતરે ખચીત ધારજો,

વિવેક સૌ વૃથા થશે કુસંપથી વિચારજો;
જગાર પ્યાર આપણાં કુસંપથી દિલે ડરો,
અપાર સૂખ પામશો કદાપિ સંપ જો કરો. ૩
કદાપિ એક લાકડી નિમીષ માંહ્ય ભાગશે,
સમૂહ જોટિકા અભંગ લાગ કેમ લાગશે;
ખરેજ સંપથી બળીષ્ટ શત્રુ નાસશે પરો,
અપાર સૂખ પામશો કદાપિ સંપ જો કરો. ૪
કુસંપ રાવ રાવણે કુટુંબમાંહ્ય જો કર્યો,
ગુમાવિયું કુટુંબ રાજને કમોતથી મર્યો;
રિપૂ સમાન જાણિયો હતોજ ભ્રાત જે ખરો,
અપાર સૂખ પામશો કદાપિ સંપ જો કરો. ૫
ખરોજ સંપ એક દૂધ પાણિને જણાયછે,
ખચીત વારિ દાઝતાંજ દૂધ સાહ્ય થાયછે;
સહૂ સ્વદેશિ દીલમાંહ્ય જાણિ સંપ આદરો,
અપાર સૂખ પામશો કદાપિ સંપ જો કરો. ૬
સ્વદેશ હિંદુ રાજાઓ કુસંપથી દુખી થયા,
ગુમાવિ રાજ પાટ કષ્ટ કૂપમાં ગમી ગયા;
દુખીત દેહ ખૂબ થૈ હવે વિચાર વાવરો,
અપાર સૂખ પામશો કદાપિ સંપ જો કરો. ૭
ખચીત સંપ ત્યાંજ લક્ષ્મિ સંપ ત્યાંજ સૂખછે,
કુસંપ ત્યાંજ કષ્ટ ને વળી સદાય ભૂખ છે;
અહો સ્વદેશ બંધુઓ સુસંપ સર્વ આદરો,
અપાર સૂખ પામશો કદાપિ સંપ જો કરો. ૮
સુસંપ વીણ સર્વદા દુખીત દેહ ખૌ થશે,
અપાર વાર વાર કૈને ખરાબ કીર્તિ જામશે;
સુબોધ સર્વ સાંભળી સદાય દીલમાં ધરો,
અપાર સૂખ પામશો કદાપિ સંપ જો કરો. ૯

ત્રવાડિ આત્મારામ વિ૦ નારણજી. ભાવનગર.

# મહેતાજીના ધંધાનું મહત્વ.

(મળેલું)

આ મૂળ વિષય વિષે લખાણ કરવા પહેલાં, વિષય લખવાના કારણ વિષે વિવેચન કરૂં, તો તે મહેતાજીઓને આ વિષયનો હારદ ઘણું કરીને બરોબર સમજાશે.

આ વિષય લખવાનું મુખ્ય કારણ તો એજ છે કે, હાલ જે જે મહેતાજીઓ થયાછે તેઓ પોતાના મનમાં એમ જાણીને નથી થયા કે, અમે કોઈ અત્યુત્કૃષ્ટ ને પરોપકારી ધંધો ધારણ કરીએ છઇએ. તેઓ તો ફકત અર્થના લોભથીજ થએલા છે. આની પૂર્ણ સાબીતી એ છે કે જે જે બાગોમાં જ્યારથી છોકરાના પાસના પ્રમાણમાં પગાર વધવા લાગ્યોછે ત્યારથીજ (સરકારે ઠરાવેલા વખત તથા કેળવણી આપવા ઉપર ધ્યાન ન લેતાં) સાંબેલું લઈ છોકરાના મગજો ખાંડવા મંડી પડ્યા છે[1]; ને કેળવણી આપનાર એવું ઉત્તમ નામ ઉખેડી નાખી ગોખણ કરાવનાર[2] એવું ધિક્કાર ભરેલું નામ ધારણ કરવાની ઉમેદ રાખના મંડ્યા રહેલ લાગે છે. આ રીતે અર્થ તરફનો લાભ તો મળવા લાગ્યો. તોપણ પોતાને બીજા માનસિક કામ કરનારા અને કારકુનોથી પણ ઓછું માન મળેછે એમ જોયું ત્યારે કહેવા લાગ્યા કે, ધિક છે આ ધંધાને; અરે આપણને આ કારકુનોના જેટલું પણ માન નથી મળતું તો માનાભિલાષીઓને વિનતી કરૂંછું કે, મહેતાજીનો ધંધો લોકોને માબાપ તુલ્ય છે ને બીજા ધંધાઓ ઘણું કરી બાઈબંધ તરીકે છે. છોકરાંને માબાપ બહુ ગુણપાડ કરેછે તે છતાં એ છોકરાં પોતાના બાઇબંધોના જુજ ગુણ પાડ બહુ ગણી ઓશીંગણ થાયછે. તેની માફકજ મહેતાજીનો ધંધો કરનારને છે. મા બાપ જેમ છોકરાની અણુજાઈ ઉપર ધ્યાન ન દેતાં હમેશાં તેનું શ્રેય કર્યા જાયછે તેમ આ ધંધો કરનારાએ પણ કરવું જોઇએ. તમારૂં માન હમેશાં

---

૧ આંહી સર્વ મહેતાજીઓને માથે દોષ મૂકવાનું કારણ નથી. જેમ પૃથ્વીના આકર્ષણમાં વરાળ ને ધુમાડો અપવાદ દાખલ છે તેમ તે છે.

૨ ગોખણથી મગજ બેર મારી જાયછે, અને બીજી મનશક્તિઓ બળવાન હોઈ શક્તિ નથી. આના કરતાં વગર કેળવણી સારી છે.

કાયમ રહેવાનું છે. જો જગતનું સારૂં ચાહતા હો, ને લાંબો સ્વાર્થ ઇચ્છતા હો, તો લોકો પસેથી ગુરૂપદે કરેલા ઉપકારનો બદલો લેવાને ઇચ્છવું
૨ પણ ન જોઇએ. એ ઉપકારનો પૂરો બદલો જગદ્નિયંતા, અદ્વિતીય પરમેશ્વર વગર બીજા કોઇથી પણ અપાઈ શકે નહિ.

આ દેખાઈતી જે સ્થૂળ દેહ ને અદ્રશ્ય જે મન દેહ તે મળીને મનુષ્ય થયેલું છે. તેઓ થોડાં કિંવા વધારે મજબૂતીમાં આવવાં તે તેની કેળવણી ઉપર આધાર રાખેછે. સ્થૂળ દેહને મજબૂત કરવો તે પુષ્ટિકારક ખોરાક, મિતાહાર, ને આરોગ્યતાના થોડા નિયમો જાણવાથી થાય છે, પણ અદ્રશ્ય જે મન દેહ તેની શક્તિઓની જે મજબૂતાઈ થવી તે પુષ્ટિકારક ખોરાક રૂપ વિદ્યા અને તેને કસરતરૂપ વિદ્યાને મેળવવા મન જે પોતે મહેનત કરેછે તે. એ વિના બુદ્ધિ (મનની સર્વ શક્તિઓ) કોઈ દિવસ મજબૂત હોઈ શકે નહિ. તો એ બુદ્ધિને મજબૂત કરવાનું અથવા તેને કેળવવાનું કામ કરનાર તે મહેતાજી છે.

ઉપર કેળવણીનો અર્થ કાંઈ કાંઈ તો સમજાયો પણ તે સ્પષ્ટ સમજવાને નીચે લખ્યુંછું—

"અનેક તરેહની મદદથી બુદ્ધિને એટલે મનની સર્વ શક્તિઓને મોટી કરવી અને મનને સુનીતિને માર્ગે ચઢાવવું તેનું નામ કેળવણી"

મનોશક્તિઓ જ્યારે પુરી કસરત પામી કેળવાય છે, ત્યારે તે સંબંધના કામમાં તે ફતેહ પામ્યા વગર કોઈ દિવસ રહેતી નથી. જેમ દેહ કસરતી માણસ વગર મહેનતું કરતાં વધારે હિમત ધરાવે છે, ને તેમાં તે ફતેહ પામેછે, તેમ કેળવાએલી શક્તિઓ મન સંબંધી કાર્ય વધારે સારી રીતે કર્યા વગર કોઈ દિવસ નહિ રહે.

વળી પરમેશ્વરે જે અતર્ક્ય ને, અમાપ પૃથ્વ્યાદિ વસ્તુઓ બનાવી છે તેના વિષે દ્રઢ સિદ્ધાંતો આપી, નિર્ણય કરવો, તે આ બળવાન શક્તિઓ વગર કોઈ દિવસ હોઈ શકે નહિ.

પરમેશ્વરનો નિયમ છે કે જેમ સ્વાભાવિક શરીરે પુષ્ટ તો કોઈકજ હોયછે તેમ સ્વાભાવિક મનશક્તિઓથી પુષ્ટ, વિરલાજ હોયછે ને એવા

ન્યો થઈ ગયા, તે પંડિત નામે પંકાએલાછે. જુઓ ન્યુટન ગાલીલીઓ સોક્રેટીસ વગેરે.

ઉપર જણાવેલા નિયમ ઉપરથી સાફ સાબિત થાયછે કે સર્વના૧ માનસિક શક્તિઓ એકત્ર બળવાન હોઈ શક્તિ નથી, માટે તેને બળવાન કરવી જોઇએ. જો બુદ્ધિને કેળવીએ તોજ મહત્ વિચારો કરવાને ખપ લાગે. માટે તેને બનતી જોગવાઈ કરી, જેમ ઉમદા કેળવાય તેમ ઉમદી કેળવવી જોઇએ.

બુદ્ધિ ઉમદા કેળવાણી હતી, તો સ્વર્ગવાસી કરસનદાસ મૂળજી, મહેતાજી દુર્ગારામ મંછારામ, તા. હયાત રા.સા. મહીપતરામ રૂપરામ, રા.નવલરામ લક્ષ્મીરામ, કવિ દલપતરામ ડાહ્યાભાઈ, રા. મનસુખરામ સુરજરામ, રા. રણછોડભાઈ ઉદયરામ તથા રા. હરગોવનદાસ દ્વારકાંદાસ વગેરે કેવા દેશમાં ઉપયોગી કામ કરવાને શક્તિમાન થયાછે'. તે આ બધા પ્રતાપ કેળવણીનાજ છે. પ્રાચીન ઋષિઓ બૃહસ્પતિ,વત્સ, ગૌતમ,યમદગ્ની,ભારદ્વાજ, શુક્ર, ઈત્યાદિ ઋષિઓની મંડળીના અધ્યક્ષો પણ પોતાની ઉત્તરાવસ્થાની તપશ્ચર્યામાં ઈશ્વરી ભક્તિમાંસામેલ છતાં પણ વિદ્યાને બોધ લેનારાને મોટી હોંસથી તે આપતા. હાલ તો દેશના કોઈ વિદ્વાન ઉત્તરાવસ્થામાં બાધક બુદ્ધિ વિરલાજ ભોગવતા હશે, તો નિર્બુદ્ધિ માણસોના બ્હોળા જથાની શી વાત કહેવી અને આમ હોવાથી દેશનું સંપત્ત ક્યાંથી વધે! અફસોસ!! અફસોસ!!! તેઓએ જે ગુજરાત નમી જતી તેને કાંઈ ટકારમાં લાવ્યા તે લાવનાર તેના કેળવાએલા મગજોજ છે (અત્યારે સ્વદેશ પ્રીતિવાળા મહેતાજીઓને ધ્યાન આપવું જોઇએ છીએ કે ઉપર કહેલા જેવા અમૂલ્ય રત્નો થવાની આશા આપણો દેશ આપણે માથે વિશ્વાસ રાખીને બેઠોછે; તો તે (આશા) પાર પાડવી એ આપણી ફરજજ છે) મગજ જો કાંઈ પણ કેળવાણો હશે તો તેથી દેશને ફાયદોછે છેને છેજ.

આવી રીતે દેશોપકારી ને અતર્કીય (જ્યાં વિચાર પહોંચી શકવા

---

૧ પરમેશ્વર, આ શ્રેષ્ઠ ગુણો છે એમ બતાવવાને આ જગતમાં નમુના મોકલેછે જેમ સત્યના નમુના હરિશ્ચંદ્ર, સોક્રેટીસ, રેગ્યુલસ ઈ. તેમ માનસ શક્તિઓના બળવાન મનુ, ન્યુટન, ગાલીલીઓ ઈ. તે નમુના એમ દર્શાવે છે કે જો તે શક્તિઓ બળવાન હોય તો અમારા જેવાં દિવા કાંઈ અમારાથી ઓછાં મહત્ કાર્યો કર્યા વગર ન રહે.

અઘરા ત્યાં સિદ્ધતા સહિત વિચાર પહોચાડવાને શક્તિમાન) ને નવા શોધો કરનાર ઉમદા મગજો કરવા, તે કરનાર તે મહેતાજી છે. તો આવો ઉમદો સ્વબુદ્ધિનો[2] ધંધો કરનાર, પોતાના ધંધાને કોણ નીચો કહેશે.

આ ધંધો જેટલો ધંધાદારને સજ્જન તથા પરમેશ્વર તરફથી ઉંચો દરજ્જો આપનાર છે; તેવોજ તે સંસારી કામમાં પણ ઉપયોગી છે. જેણે કેળવણી લીધી છે તે આ સંસારી તથા ઈશ્વરી પુરૂષાર્થ કામોમાં ઘણી સારી રીતે વર્તી શકેછે. પુરૂષાર્થ કામોમાં મુખ્ય વિદ્યા, ધર્મ (ફરજ), અર્થ સંપાદન, લાંબા સ્વાર્થ (પરોપકાર), શ્રેષ્ઠ કીર્ત્તિ એઓ છે.

આ સંસારમાં પોતાનું ગૂજરાન ચલાવવું તથા પૈસા એકઠા કરવા, એ ચપળ આશા, સર્વને ન્યુનાધિક હોયછે, પણ તે બર લાવનાર કેળવણી છે. જુઓ, આગળ આપણો આ ભરતખંડ, ખેતી, વિદ્યા તથા હુન્નરને વેપારાદિ કાર્યોમાં શ્રેષ્ઠ હતો તો કેવો સુખી હતો, પણ હાલ તેમાંનું કાંઇએ નથી તો અર્થ વિદ્યાના નિયમ[3] પ્રમાણે દુઃખ પામીએ છીએ. આપણા દેશીઓ, અર્થ તરફ સુખ ભોગવતા જ્યારે મગજ કેળવાશે ને હુન્નરાદિ શોધોમાં મંડ્યા રહેશે, ત્યારેજ સુખી થશે.

( અપૂર્ણ )

---

# ચર્ચાપત્રનો જવાબ.

મેહેરબાન શાળાપત્રના એડિટર સાહેબ,

માહે ફેબ્રુવારી સને ૧૮૮૧ના ગૂજરાતશાળાપત્રના પૃષ્ઠ ૩૭ માં ગણિત વિષે જે પ્રશ્ન પૂછેલા છે, તેના જવાબ મારા સમજવા પ્રમાણે જે છે તે નીચે જણાવવા રજા લઉંછું.

---

૨ આ ધંધાનું કેટલુંક, તો અનુભવી કામ છે ખરૂં, પણ પ્રમાણમાં વધી પડનાર સ્વબુદ્ધિ છે "આ ધંધામાં કેટલુંકતો અનુભવી કામછે ખરૂં" આ વાક્ય ઉપરથી કેટલાક ભૂલાવો ખાશે માટે તેના વિસ્તારની અગત્ય જાણી, વિસ્તારૂંછું કે જે જે ધોરણોમાં ચોપડીઓ ચાલેછે તેના કરતાં તે વિષે અસનુભવવિના કોઈ દિવસ સાક્ષાતકાર થવાનું નથી કેમકે ચોપડીઓના કરતાં અતિજ્ઞાન, એ તે વિષયનો પ્રકાશ છે. માટે દરેક ગુરૂપદ ધારણ કરનારે વિષયો કરતાં અતિજ્ઞાન મેળવવું અવશ્ય છે.

૩ અર્થ વિદ્યાનો નિયમ છે કે ઉત્પત્તિને ને ઉત્પત્તિસ્થાનના પ્રમાણમાં ઉપભોગ કરનાર હોય તોજ દેશ સુખી.

આમાંના ઘણાખરા હિસાબ કોયડાને મળતા છે; કોયડા કઠણ ને અસ્પષ્ટ હોયછે, માટે મનની ગ્રાહક તથા ગણવાની શક્તિ વધ્યા વગર સમજવા કઠણ પડે છે. એ વ્યવહારોપયોગમાં ક્વચિતજ આવેછે, પણ મનશક્તિને કસરત આપવા તથા મનને ગમત અને આનંદ ઉપજાવવા દાખલ ઉપયોગી છે, તથાપિ કોઈ વિવાદાર્થે એમાં બહુ કાળક્ષેપ કરેતો તે નિરૂપયોગી છે.

દા. ૧ લો. આ જાતના હિસાબને માટે નીચેના અનુક્રમથી કોઠા ભરતા આવડવાની જરૂરછે.

દરેકને તેની નીચેનાં નંબરનાં ગામ સમજવા.

| | ૧લાને | ૨જાને | ૩જાને | ૪થાને | ૫માને | ૬ઠાને | ૭માને | ૮માને | ૯માને |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ચઢતા નંબરને અનુક્રમે ઉપજમાં એકેક રૂપિઆ વધેછે, માટે જેટલામાં નંબરનું ગામ તેટલાજ રૂપિઆ તે ગામની ઉપજના ગણાશે. તેથી દરેકને કુલ રૂ.ની સંખ્યા. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૦ |
| | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૧૯ | ૨૦ |
| | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૨૮ | ૨૯ | ૩૦ |
| | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ |
| | ૬૧ | ૬૨ | ૬૩ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ |
| | ૭૧ | ૭૨ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ |
| | ૮૧ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ |
| | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ | ૩૬૯ |

આ પ્રકારની વેંહેંગણની રીત પાછળ એક અંકમાં પ્રગટ થએલીછે માટે ચર્ચાપત્રી ભાઈઓ પોતાની શંકાના નિવારણ અર્થે યોગ્ય તપાસ કર્યા

બાદ તેને જાહેરાંતમાં મૂકતા હોયતો સારૂં, કે તેથી પુનરાપિ લખાણ થઈ આવા અમૂલ્ય પત્રમાં બર્થ જગાનું રોકાણ થાય નહિ, કેમકે વખતે તેટલી જગામાં કોઈ વિદ્વાનની કલમથી લખાએલાં વાક્યોથી અમૂલ્ય જ્ઞાન મળેછે.

દા. ૨ જો. એજ પ્રમાણે હોય ત્યારે તો થવો અશક્ય છે.

દા. ૩ જો. લઘુતમ સાધારણ ભાજ્યનો છે. માટે કહેલી બેઉ કિમ્મતની રકમનું અપૂર્ણાંક રૂપ $\frac{૧૮૨૩૫}{૨}$ તથા $\frac{૩૨૭૭૨૧૫}{૩૨}$ થાયછે તેનો લઘુતમ ભાજ્ય $\frac{૨૮૧૫૫૮૦૫૪૪૮૦}{૩૨}$ આવેછે તેને એ દરેક કિમ્મતની રકમે ભાગવાં ૬૩૯૪૨૩ તથા ૫૮૭૫૨ આવેછે તે અનુક્રમે અ, બ નો જવાબ જાણવો. દરેક જણને એટલાં નંગ કહેલા ભાવથી વેચવાથી સરખા રૂ. ૫૮૨૯૯૩૬૨૦૨॥ આવે છે. જવાબમાં આવેલાં નંગ ઓછામાં ઓછાં જાણવાં. એ પ્રમાણથી બમણાં, ત્રંમણા વગેરે લેવાથી પણ સરખા રૂ. આવશે.

દા. ૪ થો. આ જાતના હિસાબને એક અમુક રીત લાગુ પડતી હોય એવું જણાતું નથી. પરંતુ છેડેથી વિચારપૂર્વક ગોઠવણ કરતાં નીચેનો જવાબ આવેછે. ૧૯-૧૧-૧૪-૨૦

સલતાને માટે દાખલામાં કહ્યું છે તે રીતે કરી જોતાં કુલ માણસ ૬૪ છે, તે દરેકમાં સોળ સોળ થઈ જશે. એજ પ્રમાણથી અમુકગુણી સંખ્યા લેવાથી પણ જવાબ મળશે.

દા. ૫ મો. આ હિસાબ ઉપરનાને મળતો છે, તોપણ કેટલાએક હિસાબ ગણી જોતા એની રીત એવી નીકળેછે કે, જેટલાં વહાણ કલ્યાં હોય તેનાથી એક વધારે એટલાં માણસ છેલ્લાં વહાણમાં સમજવાં ને તેની પછીનામાં તે માણસની બમણાઈ ઓછાએક,એરીતે આગળ લેવાં માટે આ હિસાબમાં ચારવહાણછે તેથી નીચે પ્રમાણે જવાબ આવેછે.

૩૩-૧૭-૯-૫

એજ રીતે સાત વહાણ હોય તો આ પ્રમાણે જવાબ આવશે. ૧૧૩-૫૭-૨૯-૧૫-૮ દાખલામાં કહ્યા પ્રમાણે કરવાથી તાળો મળશે.

દા. ૬ ઠો બેવડી ઇષ્ટરાશીથી થાયછે. પણ હિસાબમાં કહ્યા મુજબ જે રકમ ધારવામાં આવે તેના ચોગણાઇમાંથી ૬૪ આપતાં બાકી રહે તેના ચોગણાઇમાંથી ૬૪ અપાય એવું ચાર વખત થવું જોઇએ, માટે અનુમાનથી ખરા જવાબ કરતાં કાંઇક મોટી રકમ ધારવી જોઇશે.

પ્રથમ ૨૮ ધારતાં હિસાબમાં કહ્યા પ્રમાણે આપતાં આખરે ૧૭૨૮ વધેછે. ને રેહેવું જોઇએ શુન્ય માટે +૧૭૨૮.

બીજી વખત ૨૨ ધારીને તેનું કહેલીરીતે ફળ ઉપજાવતાં ૧૯૨ વધેછે માટે +૧૯૨ તેથી રીત પ્રમાણે { (૧૭૨૮×૨૨)-(૧૯૨×૨૮) } ÷(૧૭૨૮-૧૯૨)=૨૧⅗ જવાબ.

દા. ૭ મો. એના પૂર્વાર્ધમાં ચઢતિ ગણિત પ્રમાણ એઢિની અને ઉત્તરાર્ધમાં ચઢતી ભૂમિતિ પ્રમાણ એઢીનો વિચાર રહેલો છે.*પૂર્વ ભાગનો સાર એવી રીત છે કે, એક સરખા કાયમ રેહેનાર પદ સાથે એઢિનું આદિ પદ સરખાવતાં જે તફાવત માલમ પડે, તેની બમણાઇને એઢિના ઉત્તરે ભાગીને એક ઉમેરવો. જેમકે આમાં ૧૯૯૯ કાયમ પદ છે તેની સાથે આદિ પદ ૧ ને સરખાવતાં તફાવત ૧૯૯૮ છે તેની બમણાઈ ૩૯૯૬ ને ઉત્તર એકે ભાગીને એક ઉમેરતાં ૩૯૯૭ આવેછે તે જવાબ. આ હિસાબનો તાળો આ પ્રમાણે એઢીનાં પદ સમજીને કરવાથી મળશે. આદિ ૧, અંત (જવાબ) ૩૯૯૭, ઉત્તર ૧, ગચ્છ ૩૯૯૭ નું સર્વધન તે બચ્ચાંના એટલા દિવસમાં ચાલેલા ગાઉની સંખ્યા, તેની બરોબર ૧૯૯૯×૩૯૯૭ સાંઢણીનું ચાલેલું થવું જોઇએ.

હવે વળતાં બચ્ચું રોજ બમણું ચાલે છે, તે રીતે ચાલતાં ૧૧દિવસ સુધી તેનો વેગ તેની મા કરતાં ઓછો રેહેછે, ને બારમે દિવસથી તેના કરતાં વધવા માંડે છે. એ પ્રમાણે દી.૧૪ સુધી ચાલતાં તે બચ્ચું ૧૬૩૮૩ ગાઉ ચાલ્યું, અને તેની મા ૨૭૯૮૬ ગાઉ ચાલી તેથી ૧૧૬૦૩નું અંતર પડ્યું. હવે પંદરમે દિવસે બચ્ચાંની ગતિ ૧૬૩૮૪ થશે ને માનીતો ૧૯૯૯ કાયમ રહેછે તેથી ૧૪૩૮૫ નું અંતર પડશે, માટે એટલું અંતર હોયતો તે બચ્ચું ૨૪ કલાકમાં ભાગેપણ ૧૧૬૦૩નું અંતરછે તે કેટલી મુદતમાં ભાગશે. તે ત્રીરાશીની રીતે ૧૯-૩૫ કલાક આવેછે. માટે જવાબ દિ. ૧૪ને કલાક ૧૯-૩૫ની લગભગ.

દા. ૮ મો. આમાં સેહેજ વિચાર કરવાનો છે. એક દિવસની નોકરીનો પગાર આપવાને એક વીંટી એક રૂપિઆની જોઇએ, ને બે દિવસને માટે બીજી બે રૂપિઆની જોઇએ, ત્રણ દિવસનું તે બે મળીને અપાશે, ને ચાર દિવસને માટે ત્રીજી વીંટી ચારરૂપિઆની જોઇશે. તેમાંથી ૫-૬-૭દીવસનું

ચુકવાશે. અને આઠ દિવસને માટે ચોથી ચીઠી આઠ રૂપિઆની કરાવવી ઓએલ તેમાંથી ૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪ એ દિવસોનો પગાર અપાશે ને પાંચમી ચીઠી પંદર રૂપિઆની હોવી જોઈએ કે તેથી મહીનાના ગમે તે ટલા દિવસોનું અપાઈ શકશે. માટે ૧-૨-૪-૮-૧૫ એ કિમતની પાંચ ચીઠી કરાવવી.

ચોરસ જમીન માપવાનાં માપ સંગ હો છે. સો હાથ લંબાઈના માપને દોરી કહે છે, ને તે દોરીના વીશમા ભાગને વસો અથવા કાઠી કહે છે. ને તેના વીશમા ભાગને વીસવાસી કહે છે. એક દોરી લાંબુ ને એક દોરી પોહોળું હોય તેને વીઘું કહે છે. એ વીઘાના ચોરસ માપના વીશમા ભાગને અને એ વીશમા ભાગના વીશમા ભાગનેપણ અનુક્રમે વસાને વીસવાસી નામ આપેલાં છે. એ બેઉ નામ એક છે પણ તેના અર્થ ને ઉપયોગ જુદો છે. પેહેલી સંજ્ઞા જમીન માપવાના સંગ માપના ભાગ અને વિભાગ બતાવે છે, અને બીજી સંજ્ઞા જમીનનું થએલું ચોરસ માપ બતાવવાનાં ભાગ અને વિભાગ છે. આ વિષે વધારે જુવાસો દેશી હિસાબ ભા.૨ નાં પૃષ્ઠ ૪૩ તથા ૪૪ ધ્યાન દઈને વાંચવાથી વધા યોગ્ય ગળશે.

મુ. ભાડભૂત }
તા.૧૫-૪-૮૧ } ભગવાનદાસ ભૂખણદાસ.

---

# કેળવણીખાતાની ખબરો.

## પ્રાંત કાઠીવાવાડ.

### જા. નં. ૬૨૬

કુતીઆણા તાલુકે જુનાગઢની મુખ્ય મુલ્કરોની નિશાળ અને કન્યાશાળા અને તપાસી તે વખત નીચે લખ્યા પ્રમાણે ઈનામ જુનાગઢના પાટવી કુમાર શ્રી બહાદુર ખાનજી તથા બીજા ગૃહસ્થોએ પોતાની તરફથી છોકરાઓ અને કન્યાઓને આપી મોટી ઉદારતા બતાવી છે.

૧૮-૩-૦ પાટવી કુમારશ્રી બહાદુર ખાનજી સાહેબ તરફથી રૂ૫) મહેતાજીને પાઘડીના. રૂ૨૮) છોકરાઓને રૂમાલ રૂ૨-૮-૦ આસિસ્ટંટોને ઝોળીઆં રૂ૫) છોકરાઓને મીઠાઈ કુલ રૂ૪૦-૮-૦ રૂ૧૮) કન્યાઓને પાટડીઓ. રૂગા મેહેતીજીને આડણી રૂ૧-૫-૦ છોકરીઓને રંગેલ

ભાયીના ૨ માલ. ૩૨) છોકરીઓને મીઠાઈ કુલ ૩૨૩-૧૩-૦ કુલ ૩૬૪-૩-૦
શેઠ કાળીદાસ પરમાનંદ ૩૪-૨-૦ છોકરાઓને ચોપડીઓ ૩૨-૬-૦
કન્યાઓને સ્લેટો તથા પેનોની ખોટ પુરી પાડી. ૩૧-૧૨-૦ ગૂજરાતનો
નકશો લઈ દીધો. ૩૧-૮-૦ કન્યાઓને ચોપડીઓ કુલ ૩૯-૧૨-૦ આ-
જમ વહિવટદાર સાહેબ ભવાનીદાસ પ્રભુદાસે ૩૨) છોકરાઓને ચોપડીઓ
આજમ ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટ સાહેબ મોરારજી શામળજી ૩૨) છોકરા-
ઓને ચોપડીઓ. ઠેબાણાના ગરાશીઆ જમાદાર આજમભાઈ કાયમ
બાઇએ ૨૩) છોકરાઓને ચોપડીઓ—ઠકર દેવચંદ કુવરજી તરફથી
છોકરાઓને ૩૧) ચોપડીઓ કુલ ૩૮૧-૧૫-૦

રાજકોટ (સહી.) ગોપાળજીસુરભાઈ દેશાઈ.
૧૯—૩—૮૧ ડેપ્યુટી. એ. ઈ. પ્રાંત કાઠીયાવાડ.

## सारसंग्रह.

લાર્ડ બીકન્સ્ફીલ્ડનું મરણ. ઈંગ્લાંડનો માજી દિવાન, ડીઝ્રાએલી નામે જગતમાં પંકાયલો, રસિક વાર્તાઓનો રચનાર, પાછલા પાંચ દશ વર્ષમાં આખા યૂરોપમાં મહા પ્રસિદ્ધિ પામેલો લાડ બીકન્સફિલ્ડ ૭૬ વરસની ઉમરે ગયા એપ્રિલ માસની ૧૯ મી તારીખે મરણ પામ્યોછે.

રાજ કુંવરોનું વિલાત ભણવા જવું. ભાવનગરના ઠાકોરના ભાઈ જ-વાનસિંધજી, તથા મોરબીના ઠાકોરના ભાઈ હરભમજી ગયા માસમાં મુંબાઇથી ઉપડીને ઈંગ્લાંડની કોઈ પાઠશાળામાં પોતાનો અભ્યાસ વધા-રવા સિધાવ્યા છે.

ઇંગ્લાંડમાં વપરાતા સિક્કાઓ. ૧૩ કરોડ સોનાના સિક્કા (પૌંડ કે ગીની), તથા ૨૩ લાખ કાઉન, ૪ કરોડ ને ૧૫ લાખ અર્ધા કાઉન, ૧ કરોડ ૪૬ લાખ ફ્લોરિન, ૧૨ કરોડ ૫૫ લાખ શિલિંગ, ૮૨ લાખ છપેની, ૧ કરોડ ૨૦ લાખ ચારપેની, ૨॥ કરોડ ત્રણપેની મળીને આ-શરે ૩૦ કરોડ રૂપીઆના સિકાછે. સોના રૂપા શિવાયના બીજા (બ્રાંઝ નામની હલકી મિશ્ર ધાતુના) સિક્કા વિષે એવી ગણત્રી થઇછે કે ટંકશાળ ઉઘડ્યા પછી હમણા સુધીમાં ૬૮ હજાર ટનના સિક્કાઓ પડી ચૂક્યા છે.

કાબુલ લડાઈના ખરચમાં ઇંગ્લાંડની મદદ. આખરે પાર્લામેંટે મતભેદ પાડ્યા વિના પાંચ કરોડ રૂપિયા આપવાનું મંજુર કર્યુંછે. એ આપવાની રીત એવી રાખીછે કે બે કરોડ રૂપિયા હિંદુસ્તાનને વગર વ્યાજે ધીર્યાછે તે માંડીવાળવા, ને બાકીના ત્રણ કરોડ વરસો વરસ ના કરોડ આપીને પૂરા પાડશે. ૧. હપતે એટલે વરસે આ મદદ અપાઇ રહેશે.

રૂશીયાના શેહેનશાહનું ખુન. આખરે નિહિલિષ્ટ ટોળી પોતાનું ધારેલું દુષ્ટ કર્મ કરવામાં ફતેહ પામીછે માર્ચની ૧૩ મી તારીખે સેન્ટપિટર્સબર્ગના રાજમાર્ગમાંથી ઝારની ગાડી જતી હતી તેવામાં રસ્તાપર એ ટોળીના કોઇએ ગરબછાંટના બે ગોળા મૂક્યા. પૈડાતળે ચગદાવાથી એક ગોળો ફાટ્યો પણ કાંઈ નુકશાન થયું નથી. પણ બીજો ગોળો ફાટતાં જ બાદશાહના પગ ઉડી ગયા, ને બે કલાક સુધી રીબીને તે તુરત મરણ પામ્યો. તે ખૂનીઓ પકડાવવા લાગ્યાછે. તેમાં મુખ્ય તો ૨૧ વર્ષનો રીસેકોફ નામનો કોઈ છોકરો જણાયછે. તે સુરંગ તથા ખાણ ખોદવાની વિદ્યાની પાઠશાળાનો વિદ્યાર્થી હતો, અને પોતાને મળેલા જ્ઞાનનો તેણે આ રીતેજ ઉપયોગ કર્યો છે.

શેહેનશાહનો વડો છોકરો ત્રીજો આલેકઝાંડર એ નામ ધારણ કરીને ગાદીએ બેઠોછે,

આઇરિશબિલ ને પાર્લમેંટની ૪૨ કલાકની બેઠક. બીજી ફેબ્રુઆરીના રાતથી સભા મળી હતી તે છેક ચોથીની રાતસુધી ઉઠવાજ પામી નહોતી. ખાણાપીણા વગેરે કામને સભાસદો વચમાં વચમાં ઉઠીને જઈ આવતા હતા, પણ સભાનું કામ જારીજ હતું. આટલો બંધ વિલંબ થવાનું કારણ એ હતું કે આઇરિશ સભાસદો ડગલે ડગલે હરકતો નાંખી સભાનું કામ ચલાવવા દેતા નહોતા, અને તેથી આખરે તે સર્વને થોડા વખત પાર્લામેંટ બહાર બળાત્કારે મોકલવાની જરૂર પડી હતી, ક્રામવેલના વખતના "જુલામ" પછી એકદમ આટલા બધા સભાસદોને કાઢી મૂકવાનો પ્રસંગ આજસુધી કોઈ દિવસ આવ્યો નહોતો.

વસ્તીની ગણત્રી. હાલ થઇ તે ઉપરથી સને ૧૮૭૨ ને મુકાબલે મુંબાઈ, પૂના, તથા સોલાપુરમાં નીચે પ્રમાણેનો વધારો માલમ પડેછે

મુંબાઈ ૬૪૪૦૦૦ ૭૫૦૦૦૦ (આશરે)

ઠરાવઃ—અરજદારને ખબર કરવી કે સરકારના ધારા પ્રમાણે નિશાળના વિઝિટરો પાસેથી મહેતાજીઓ ઇનામ લઈ શકતા નથી.

(સહી.) સી. ગૉન
ઓફ સેક્રેટરી ટુ ગવર્મેન્ટ
ખરી નકલ.
(સહી). એસ. વી. પાટવર્ધન.
આક્ટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,
ઉત્તરપ્રાંત.

---

૧ લા અને બીજા ગ્રેડની સરકારી નોકરીના સર્ટિફિકેટની પરીક્ષાઓમાં સાનિટરી પ્રેમર ( આરોગ્ય વિદ્યા ) મંજુર કરેલીછે તે ઘણામાં ઘણા ૫૦ દોકડાનો છૂટો વિષય ગણાશે.

( સહી ). કે. એમ. ચીટફીલ્ડ.
ડીરેક્ટર ઓાવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.

### શુદ્ધિપત્રક.

માર્ચ માસના અંકમાં સર્ટિફિકેટ પરીક્ષાઓની જાહેરખબરમાં નીચે પ્રમાણેની ભૂલો છાપવામાં થઈ ગએલી છે તે વાંચનારે સુધારી લેવી.

| લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|
| ૩ | ચોપડીઓ | નીચે લખેલી ચોપડીઓ |
| ૫ | ગજરાતી | ગુજરાતી |
| ૯ | રાબિન્સ ક્રુસો | રાબિન્સનક્રુસો |
| ૧૨ | ૫ મું | ૬ ઠું |
| ૧૯ | ૧૧મી | એ ઉપલી જાહેરખબરની તારીખ સમજવી, અને તેની નીચે પણ મહેરબાન ઈ. જાઈલ્સ સાહેબની સહીછે એમ જાણવું. |

ન. લ.
એ. ગુ. શા.

# गूजरात शाळापत्र.

પુસ્તક ૨૦ મું.    જ્યુન સન ૧૮૮૧.    અંક ૬ ઠો.


## इंग्रेज लोकनो संक्षिप्त इतिहास.

( સાંધણ પૃષ્ટ ૧૦૬ થી. )

### એડવર્ડ બીજો.

આ રાજા પ્હેલા એડવર્ડનો વડો પુત્ર થાય. પોતાનો બાપ મૂઓ કે તુર્તજ એ સ્કાટલાંડનો બળવો ઉભો મૂકી પાછો આવ્યો, એ વાતતો પાછલા પ્રકરણમાં કહી ગયા; અને તે ઉપરથી તમને વિચાર તો થયો હશે કે આ નવા રાજામાં શૂરાતન નહિ હોય. તેમજ હતું. એ રાજા સ્વભાવે રાંક અને લડાઈ ટંટાથી કાયર હતો, પણ એને ખબર નહોતી કે આ દુનિયામાં લડાઇ ટંટા દૂર કરવાનો રસ્તો કાંઈ કાયરપણું નથી. લડાઈથી કંટાળી એ ઈંગ્લાંડમાં આવ્યો, તો ત્યાં એના તાલુકદારો ક્યાં એને સુખે બેશી રહેવાદે એવા હતા ? એના આખા રાજમાં અમીરોના બળવા ઉઠયા કર્યા અને આખરે તેમાં એનો જિવ પણ ગયો. પરંતુ એ બળવાઓનો હેવાલ આપવા પહેલાં આપણે આ ઠેકાણે ભેગું ભેગું સ્કાટલાંડનું શું થયું તે જોઇ લઇએ.

બાનોકબોર્નની લડાઈ, સ્કાટલાંડનું પાછું સ્વતંત્ર થવું. એડવર્ડ પાછો વળ્યો, કે રાબર્ટ બ્રૂસે એક પછી એક કિલ્લાઓ લેવા માંડ્યા; અને પાંચ સાત વરસમાં ઘણો ખરો મુલક પાછો એને હાથ આવ્યો. એડવર્ડતો આ બધો વખત તાલુકદારોના ઝગડાઓમાંજ રોકાએલો હતો, અને હજી પણ તેમાંથી કાંઈ પરવાર્યો નહોતો; પરંતુ અમીરો કામે લાગે તો હેરાન કરતા રહે એમ ધારી એણે સ્કાટલાંડ ઉપર સ્વારી કરવાનો વિચાર કર્યો. આ સમે રાબર્ટ બ્રૂસે સ્ટર્લિંગ ઉપર ઘેરો ઘાલ્યો હતો, અને હવે કાંઈ ખરેખર કરવાની જરૂરેજ હતી. એડવર્ડે તૈયારીતો મારી કરી. વીણી વીણીને એક લાખ માણસ ભેગું કર્યું, અને તે લઈ સ્કાટલાંડમાં પેઠો.

આ મોટું દળ આવતું સાંભળી બ્રૂસને વિચાર પડ્યો કે હવે કરવું શું? એની પાસેતો ઘણામાં ઘણું ૩૦ હજાર માણસ ભેગું થાય એમ હતું. પરંતુ એ સઘળા શૂરા, સંપીલા, અને દેશાભિમાનથી ભરપૂર હતા. તેથી બ્રૂસે યુદ્ધ આપવાનો નિશ્ચય કર્યો, ને બાના ક્બર્નના મેદાનમાં પોતાના સૈનની ઉત્તમ વ્યૂહ રચના કરી શત્રુની રાહ જોતો ઉભો. આ મેદાનની એક તર્ફ મોટા ડુંગરા, ને બીજી તર્ફ બે મૈલના પટવાળી ફોર્થ નદી આવેલી છે; અને વચમાં બનાક નામનું નાળું આડું આવેલું છે તે ફોર્થ નદીને જઇ મળેછે, અને તે તર્ફ ઘણો કાદવ રહેછે. ડુંગરા તર્ફ એ નાળાને કાંઠે મોટું જંગલ ઊગેલું હતું. બ્રૂસે પોતાનું લશ્કર એ કાદવને જંગલના વચલા ભાગમાં બાનોકને કાંઠે ઉભું રાખ્યું, અને કાંઈ ગાળા રહ્યા ત્યાં ખાડા ખોદાવી તે પર ઝાડની ડાળીઓ પથરાવી દીધી.

આ વ્યૂહરચના એવી હતી કે સામાનું મોટું લશ્કર નકામું થઈ પડે; અથવા જો ભૂલથી ઘણા માણસો એ મેદાનમાં આવી પડે, તો તેને માટે એક તરફ કળણ ને બીજી તરફ ખાડા તૈયારજ હતા. ઘાટ ઘડ્યા પ્રમાણેજ ઉતર્યો. એ નેળ વટાવી બીજે રસ્તેતો જવાય એમ હતું નહિ, તેથી નાળું ઓળંગી આખુ સૈન આ તરફ આવ્યું, અને આવતાની સાથેજ સાંણસામાં સપડાઈ ગયું. કેટલાક કાદવમાં કળી મૂઆ; ને કેટલાક ખાડામાં પડ્યા, તેને શત્રુએ વીણી વીણીને માર્યા. લશ્કર મોટું તેથી તે માંહેમાંહેજ ગુંચવાઈ પડ્યું. તીરંદાજ, ભાલાવાળા, ને તરવારીઆ એ સઘળા સેળભેળ થઇ ગયા, અને ઈંગ્રેજી લશ્કરમાં મોટો ગભરાટ છૂટ્યો. આ જોઈ બ્રૂસે છેવટનાં હલ્લાં કર્યાં, ભારે ખુનરેજી ચાલી, અને લાખ માણસનું લશ્કર ઘડીમાં પાયમાલ થઈ ગયું. (ઈ. સ. ૧૩૧૪). જે થોડાક બચ્યા તેને નાસતાં ભોંય ભારે પડી, અને ફરીથી કેટલાક વર્ષ સુધી સ્કાટલાંડ તર્ફ નજર કરવાની પણ હિંમત ચાલી નહિ.

સ્કાટલાંડના આ યશસ્વી વિજયથી તેમનો દેશ સ્વતંત્ર થયો તે છેક ૧૬૦૩માં તેમના રાજા જેમ્સને ઈંગ્લાંડની ગાદી વારસામાં મળી ત્યાં સુધી છૂટો ને સ્વતંત્રજ રહ્યો.

### તાલુકદારોના બળવા.

એડવર્ડ પહેલો પાર્લામેંટ ભેળવી તેમાંજ અમીરો સામા થયા, ને કહ્યુંકે

તમારા માનીતા પીયર્સગાવેસ્ટનને દેશપાર કરો. આ માનીતો નાલાયકજ હતો અને તે કુંવરને બદ સલાહ આપેછે એમ જણાયાથી મોટા એડવર્ડે પણ તેને દેશનિકાલ કર્યો હતો. પાર્લામેંટની આ માગણીને ના તો ન કહેવાઈ, પણ દેશ પાર કરવામાં એને આયર્લાંડનો સુબો કરીને મોકલ્યો, અને ટુંકે વર્ષમાં પાછો રાજાએ પોતાની પાસે બોલાવી લીધો. તાલુકદારોએ તુરતજ પાછાં હથીઆર તેમણે પકડ્યાં, ધણીધોરી રાજ સત્તા પોતાગાંના ૧૨ જણને સોંપી, અને એક અગત્યનો કાયદો કર્યો કે વરસમાં એક બે વાર તો રાજાએ પાર્લામેંટ મેળ-વવીજ જોઈએ. પણ હજી આ બેવકુફ રાજા કાંઈ સમજ્યો નહિ. એણે ત્રી-જીવાર એને પાછો બોલાવ્યો, અને ત્રીજીવાર અમીરો સામા થયા. આ વખતે તેમણે લાંકેસ્ટરની ડ્યુકની સરદારી હેઠે એવો ખુલ્લો બળવોજ ઉ-ઠાવ્યો કે રાજાને નાસવું પડ્યું, અને ગાવેસ્ટન પકડાઈ ગયો તેને તેજ ઠેકાણે અમીરોએ ફાંસી દીધો. (ઈ.સ.૧૩૧૨)

સ્કાટલાંડમાં હાર ખાધા પછી તો એનો બધો ભાર ભાગી ગયો, અને તાલુકદારો સહેજ સહેજ વાતમાં એનો તુચ્છકાર કરવા લાગ્યા. આ સમે રાજાની પ્રીતિ સ્પેન્સર નામના બાપદિકરા ઉપર ઘણી હતી. તરૂણ સ્પેન્સર ચતુર ને સુજાણ પુરૂષ હતો, અને બુઢો તેના શાણ પણને લીધે રાજાનો સલાહ કાર થવા જોગજ હતો. પણ તાલુકદારોથી એ દેખી ખમાયું નહિ. તેમણે બંડ કરી લંડન લઈ લીધું, પાર્લામેંટ મેળવી, અને બંને સ્પેન્સરને બરતરફ કર્યા. આ જોઈ એડવર્ડની આંખ ફાટી, સ્પેન્સરને પાછા બોલાવ્યા, ને લસ્કર લઈ બંડખોરોની પછાડી ધાયો. તેમણે સ્કાટલાંડની સહાય લીધી, પણ રાજાએ તેમને હરાવ્યા (ઈ. સ. ૧૩૨૨). લૅંકેસ્ટરને પકડ્યો, અને તેને તેના પોતાના કિલ્લા આગળ આણીનેજ ફજેતીની સાથે ફાંસીએ લટકાવ્યો.

"પણ ઘર ફૂટે ઘર જાય" એ કહેવત પ્રમાણે બિચારા એડવર્ડને થયું. એની કુભાર્જા રાણી રાજરમાર્ટિમર નામના કોઈ અમીરની સાથે કુછંદમાં પડી અને તેની શીખવણીથી હાલ ખુલ્લી રીતે બંડખોરોનો પક્ષ કરવા લાગી. ફ્રાન્સમાં ગઈ હતી ત્યાંથી ધણીને કાહાવી મોકલ્યું, કે તમે સ્પેન્સરને કાઢી મૂકો તોજ હું આવું. રાજાને પૂછ્યા વિના કુંવર એડવર્ડનો વિવાહ કર્યો, અને તેના સસરા પાસેથી લસ્કર લઈ ઈંગ્લાંડમાં આવી બળવામાં સામેલ થઇ. રાજાના બંને ભાઈઓ પણ તેમાં મળી ગયા. એકલો બિચારો એડવર્ડ શું

કરે? તે વેલ્સમાં નાઠો, ને બંને સ્પેન્સર પકડાઈ ગયા તેને રાણીએ ફાંસી દીધા. રાજા વેલ્સમાંથી આયર્લાંડ જવા નીકળ્યો, પણ માઠા ભાગ્યે એના વાહાણને પવને પાછું માર્યું, ને એ શત્રુઓના હાથમાં આવી ગયો. (ઈ. સ. ૧૩૨૭). પાપણી રાણીએ એને એક કિલ્લામાં કેદ કર્યો અને કહેછે કે ત્યાં ધગ ધગતા સળીયા પેટમાં ઘોંચી મારી નંખાવ્યો.

## એડવર્ડ ત્રીજો.

અભાગીયો એડવર્ડ પકડાયા પછી રાણીએ પાર્લામેંટ પાસે તેને પદભ્રષ્ટ કરાવ્યો, ને પોતાના કુંવરને ત્રીજો એડવર્ડ એ નામ આપી ગાદીએ બેસાડ્યો. (ઈ.સ.૧૩૨૭). એ રાજા હજી ચૌદ પંદર વર્ષનો હતો તેથી સઘળો કારભાર રાણી, એટલે, પેલા પાપી રાજ્યે માર્ટિમરના હાથમાં આવ્યો. ત્રણેક વરસ રહ્યો તેમાં એણે ઘણો જુલમ કર્યો, ને બીજાને લૂટી પોતાની જાગીરો વધારી. સ્કાટલાંડની સાથે લડાઇ ઉઠી તેમાં તો એણે હારી તેનું સ્વતંત્રપણું કબુલ કર્યું. અમીરો કાયર થઇ ફિતુરો કરવા લાગ્યા. માર્ટિમરે રાજદ્રોહનું તોહોમત મૂકી રાજાના કાકાને મારી નાંખ્યો, તેની જાગીરો જપ્ત કરી, અને પોતે હવે રાજાના જેવું ડોળ કરવા માંડ્યું. જુવાન એડવર્ડ આ બધું સાંખી રહે એવો નહોતો. કેટલાક અમીરોસાથે મસલત કરી, જે કિલ્લામાં એની મા ને માર્ટિમર રહેતાં હતાં ત્યાં એકાએક રાતના ઘસી ગયો, તે બંનેને પકડી લીધાં, અને કાંઇ પણ વિધિવિના માર્ટિમરને ફાંસીને લાકડે લટકાવી દીધો, તથા પોતાની ભૂંડી માને જીવતાં સૂધી એક કિલ્લામાં કેદ રાખી (ઈ. સ. ૧૩૩૦)

**સ્કાટલાંડ પાછું મેળવવાની મેહેનત.** આ રાજા, એના દાદા જેવો મહાકાંક્ષી હતો. બાળક છતાં પણ સ્કાટલાંડ સાથે લડાઇ થઈ તેમાં તે ચડ્યો હતો. હવે, પોતાના હાથમાં રાજ લીધા પછી એણે બેએક વર્ષ રાજનો બંદોબસ્ત કરવામાં કાઢ્યાં, અને પછી સ્કાટલાંડ સાથે પાછી લડાઈ ઉઠાવી. આ વેળા મોટો બ્રૂસ મરી ગયો હતો, ને તેનો પુત્ર ડેવિડ ગાદીએ હતો તે હજી નાની ઉમરનો હતો. તેથી એડવર્ડે બેલિયલના છોકરાને આગળ કર્યો. તે ફ્રાંન્સમાંથી આવી લડ્યો, ને રાજ લીધું; પણ તે એડવર્ડના પક્ષમાં છે એમ જણાતાંજ સ્કાટલોકોએ તેને થોડા અઠવાડીયામાં ગાદીપરથી હાંકી કાઢ્યો. એડવર્ડ એની વાહારે ગયો, ને હાલિડન હિલ આગળ મોટી જીત મેળવી;

પણ એનું લસ્કર પાછું વળ્યું, કે લોકો પાછા હતા તેવાને તેવા—તેમણે નિશ્ચય કર્યો હતો કે પરદેશીને તાબે થવું નથી. આશરે છ વરસ એ લડાઈ ચાલી પણ કાંઈ ફળ થયું નહિ, ને આખરે ડેવિડ પાછો ગાદીએ આવ્યો.

એડવર્ડે જોયું કે સ્કાટલોકનો હવે ઘણો કેડો લેવામાં કાંઈ માલ નથી. વાલેસ ને બ્રૂસની તાલીમ લઇ તેઓ દેશાભિમાનથી મસ્ત થયા હતા, અને હવે જીતાયતો શું પણ ઉલટો ઇંગ્લાંડપર ધસારો કરવા માંડ્યા હત. એડવર્ડ જ્યારે ફ્રાન્સમાં જયના ડંકા કરી રહ્યો હતો, તે વેળા આ લોકે એક બારે હુમલો કર્યો. પણ એડવર્ડની રાણી જેના હાથમાં આ સમે રાજની લગામ સોંપેલી હતી તેણે હિમતથી બચાવ કર્યો, ને નેવિલ ક્રાસની લડાઈમાં ફતેહની સાથે તેમના રાજા ડેવિડને કેદી પકડ્યો (ઇ. સ. ૧૩૪૬)

**સોવરસની લડાઈનો આરંભ.** સ્કાટલાંડમાં ન ફાવ્યું તેનું વેર એડવર્ડ ફ્રાન્સ પર લેવાનો ઠરાવ કર્યો, કેમકે એ લડાઈમાં ફ્રાન્સની મદદ હતી. ફ્રાન્સનો રાજા કેટલાક વર્ષપર મરી ગયો તે વેળા કાંઈ તકરાર ચાલી હતીકે હવે એ ગાદીનો હક એની માની તર્ફથી એડવર્ડનોછે; પણ ખરૂં જોતાં એ હક બિલકુલ ના પાયેદાર હતો, ને એડવર્ડે પંડેજ નવા રાજાનું ૧૩૨૯ માં સ્વામીત્વ કબુલ કર્યું હતું. પણ આ સમે એણે તે જૂનો હક ઉકેલ્યો, ને ૧૩૩૮ માં ફ્રાન્સપર પહેલ વહેલો હુમલો કર્યો.

આ પ્રમાણે ફ્રાન્સ સાથે એક સેંકડા સુધીની લડાઇ ઉઠી, અને ફળ એટલુંજ થયું કે બંને દેશ પૈસે ટકે ખરાબ થઈ ગયા, અને ઈંગ્રેજ ને ફ્રેંચ લોક વચ્ચે એવો વેરભાવ બંધાઇ ગયોકે તે છેક હાલ સુધી ચાલતો હતો. એ સમે તો પોતાના બે ત્રણ રાજાએ ફ્રાન્સમાં જે ફતેહો મેળવી તે જોઇ ઈંગ્રેજો ફૂલાઇને રાજી રાજી થઇ ગયા હતા, પણ હાલના દીર્ઘ દ્રષ્ટિવાળા પુરૂષો સમજેછે કે ફ્રાન્સ ઈંગ્લાંડથી બરાબર જીતાઈ ગયું હોત, તો ઈંગ્લાંડની મહા દુર્દશા થાત. જો ફ્રાન્સ જીતાત તો ઈંગ્લાંડના રાજા પોતાની રાજધાની ત્યાંજ કરીને રહેત; અને રાજધાની પરદેશમાં હોવાથી કેટલા ગેરફાયદા છે તે ખુલ્લુંજ છે મુસલમાનના જુલમી રાજથી હિંદુસ્તાન આબાદ થયુ હતું તેનું કારણ એજ કે તેઓ આ દેશમાં રહેતા હતા, અને હાલ ઈંગ્રેજ જેવા અદલ રાજ્યથી પણ કેટલો ના રાજીપો થાયછે તે એટલાજ માટે, કે અહિના સઘળા મોટા અમલદારો વિલાત વાસી છે. પરંતુ આ કાળ અર્થવિદ્યાના વિચારનો

નહિ, પણ વીરરસના ઝડાકાનો હતો. આ લડાઇથી ઇંગ્રેજોના હથીઆર ઝળક્યાં, યૂરોપમાં પંકાયાં, અને પ્રજામાં સ્વાભિમાન આવ્યું. આ વખતથી ફ્રાન્સના રાજા ઇંગ્લાંડપર સ્વામીત્વનો દાવોજ કરવો ભૂલી ગયા, અને હવે પછી ઇંગ્લાંડની યૂરોપના એક મોટા રાજમાં ગણત્રી થવા લાગી.

ક્રેસીનું યુદ્ધ ઈ. સ. ૧૩૪૬. આ વરસે ફ્રાન્સની લડાઇ બહુ જોરપર આવી. એડવર્ડ પંડે ૩૦૦૦૦ ત્રીસ હજાર માણસ લઇને ફ્રાન્સમાં ઉતરી પડ્યો, અને ચોમેર મુલકને ઉજડ કરતો કરતો પારિસ સુધી જઈ પહોંચ્યો. પણ એણે એ શેહેરને ઘેરો ઘાલ્યો નહિ, કેમકે ત્યાં કિલ્લો બહુ મજબૂત હતો, અને તેની વાહારે ફિલિપરાજા આશરે સવાલાખ માણસ લઇ પાછળથી દોડ્યો આવતો હતો. તેથી, એડવર્ડ સમજીનેજ પાછો વળ્યો, અને કાલે શેહેર ફ્રાન્સની કુંચી ગણાતું હતું તે લેવાનો પોતે વિચાર કરી તે તર્ફ ચાલ્યો. ફ્રેંચ લશ્કરે એની પૂઠ લીધી. આગળ ઇંગ્રેજ ને પાછળ ફ્રેંચ, એ રીતે કેટલા દહાડા સુધી દોડ ચાલી. એડવર્ડે જોયું કે હવે એ પકડી પાડ્યા વિના રેહેવાના નથી, ત્યારે એણે પોતાનું લશ્કર વાટમાં ક્રેસીની *ધાર આવી તે ઉપર ચડાવી દીધું. આ ધાર બચાવની લડાઇમાં જોઇએ તેવી હતી. પાછળ મોટા ડુંગરો, બે બાજુએ જંગલ, ને આગળ રસ્તો એવો સાંકડો કે શત્રુઓ ગમે એટલા હોય પણ ટુકડી તોડીનેજ આવે તો આવાય. વળી વધારે રક્ષણને માટે એણે લશ્કરની ચોમેર ખાહી ખોદાવી દીધી. આ રીતે કોઠો બાંધી એણે પોતાનું સૈન્ય નીચે પ્રમાણે ગોઠવ્યું. તીરંદાજોને જંગલની આડો આડ છેટે છેટે ઉભા રાખ્યા. પાછળ ભાલોડીયા તથા તરવારીઆ પોતાની સોડ રાખ્યા; અને મોખરે ઊંચી ટેકરીઓ ઉપર થોડીક †તોપો પણ ચડાવી દીધી.

હવે ફ્રેંચનું લશ્કર ત્યાં દોડતું આવી પહોંચ્યું. ફિલિપનો વિચારતો થાક ખાઈ તાજા થવા કેડે બીજે દહાડે લડાઈ કરવાનો હતો, પણ ઉછાંછળા સરદારોએ માન્યું નહિ, ને આવી વેરણ છેરણ હાલતમાંજ એકદમ

*નાની ઢાળપડતી જગા.

† આજ સુધી યુરોપમાં તોપ કે બંદુક નીકળી નહોતી. થોડા વરસથીજ તે લડાઈમાં વપરાવવા લાગી હતી, પણ હજી તેનો ઉપયોગ નામનોજ હતો, અને ખરી લડત તીરકામઠાં ને તલવારનીજ હતી. ફિલિપતો તેને નકામી સમજી પોતાની જોડે આ વેગા લાવ્યોજ નહોતો.

હલ્લાં કર્યાં. તીરંદાજો ધસાવડો કરેછે એટલામાં એક વરસાદનું ઝાપટું આવી ગયું, અને તેમના ધનુષ્યની પ્રત્યંચાઓ ભીંજાઈ ગઈ. તેથી,તેઓ તીર ફેંકે તે નિશાન સુધી જાય નહિ. અથવા જાયતો જોરે જોરથી વાગે નહિ. ઈંગ્રેજી તીરંદાજો તો ધીરજથી અત્યાર સુધી પોતાના ધનુષ્યને મ્યાનમાં રાખીજ ઉભા હતા. તેમણે હવે પોતાના બાણનો મારો ચલાવ્યો. આ સમે ઈંગ્રેજો તીરંદાજી સર્વોપરી ગણાતા હતા; અને તેમનો આગળ ફ્રેંચ તીરંદાજોથી ટકી શકાયું નહિ.

એ જોઈ પાછળથી ઘોડેસ્વારોએ મોખરે આવવા દોડ કરી, અને તીરંદાજો પાછા નાસતાં પોતાનાજ ઘોડાની લપટમાં આવી ઘણા ખરા માર્યા ગયા. હવે ઘોડેસ્વારનો માર ખાવાનો વારો આવ્યો. ઈંગ્રેજોના સવા સવા વાર લાંબા તીર તેમના ટોપ ને ઢાલ ઉપર ખણ ખણ કરીને અથડાય, ને ઘણાના પ્રાણ જાય. આખરે સ્વારોમાં બમણું ભંગાણ પડ્યું, ને ફરથી તયા ભાલાવાળા ઈંગ્રેજો તેમની ઉપર તૂટી પડ્યા. જેમ ખડકપર અથડાઈ ને મોજું અસ્તાવ્યસ્તા થઈ પાછું પડેછે, તેમ આ મોટું હેલ્ળ હારીને પાછું ઓસર્યું. હવે તલવારીઆઓએ તેમની પૂઠ પકડી, નાસતાં નાસતાં પોતાના પેદળ પર આવી પડ્યા, અને તેથી ફ્રેંચની સેનામાં દોડાદોડ ને કચડાકચડી થઈ રહી. પાછળથી કાપાકાપ કરતું ઈંગ્રેજનું આખું લશ્કર તેમની ઉપર તૂટી પડ્યું, ફ્રેંચનું ૩૬ હજાર માણસ મૂઉં, અને છેવટે ફિલિપને જીવ લઈ પારિસ તરફ નાસીજવું પડ્યું.

આ લડાઈમી આગેવાની એડવર્ડના વડા દીકરાને હાથ હતી, અને તેથી આ કૃતેહૅનો ઘણો જશ તેને છે. એના ઉપર ઈંગ્રેજ લોકની બહુ પ્રીતિ થઈ અને તે લડાઈમાં કાળુ બખ્તર પહેરતો હતો તેથી એનું નામ શામ યુવરાજ એવું નામ પડ્યું.

કાલે શહેરપર ઘેરો. હવે એડવર્ડને કાલે તરફ જતાં કોઈ વાતની દહેશત રહી નહી. બીજે દહાડેજ સવંથી તેભણી ચાલ્યો, પણ લોકોએ દરવાજા બંધ કરી ઘેરો ઘાલવાની જરૂર પાડી. આ ઘેરામાં એક વરસ સુધી એડવર્ડનું કાંઈ વળ્યું નહિ તેથી એનો મિજાજ છેક તપી ગયો; અને એણે નિશ્ચય કર્યો કે મારે એ ગામના એક પણ માણસને જીવતું મૂકવું નથી. એવામાં આખરે દાણો પાણી તમામ ખુટી ગયો, ને લોકોને શરણે જવાની જરૂર

પડી. એડવર્ડે જવાબ આપ્યો કે તમારોમાંના છ આબરૂદાર ગૃહસ્થ પોતાની કોટે તોબરો બાંધી મારી આગળ નાકલિસોટી તાણતા આવે, અને હું ફાંસી દઈતો તેને ખુશીથી તાબે થાય, તોજ હું મારો ઠરાવ ફેરવી બીજા લોકને જીવતા મૂકીશ. આ સાંભળી ગામમાં હાહાકાર થઈ રહ્યો, બીજાને સારૂ પોતે મરવા કોણ જાય ? પણ ઇશ્વરના લાલ એવા પણ કોઈ પોતાની મેળે નીકળ્યા, અને એડવર્ડની સામા આવી મરવાને ઉભા રહ્યા. આ જોઈ ઇંગ્રેજોને પણ એમ લાગ્યું કે આવા પરદુઃખભંજનને તો રાજા માફ કરેતો સારૂં. પણ ક્રોધાંધ એડવર્ડે કોઇનું માન્યું નહિ, અને ફાંસીનાં લાકડાં તૈયાર કરાવ્યાં. ચોતર્ફ ત્રાહિ ત્રાહિ થઈ રહ્યો, પણ કોની તાગાદ હતી કે ખોજવાએલા સિંહને વારે ? એવામાં એની રાણીને ઇંગ્લાંડમાં આ વાતની ખબર થઈ હતી તે દોડતી આવી, ને ફાંસી દેવાનો હુકમ આપેછે તેજ વેળા એકાએક હાજર થઈ પોતાના સ્વામીને પગે બાઝી ચોધાર આંસુએ કરગરવા લાગી. એડવર્ડે કહ્યું "શા માટે રડેછે ? બોલ તું જે કહેછે તે કરવા હું તૈયારછું " "રાણીએ કહ્યું " આ છ જણને જીવતદાન આપો " આ સાંભળી રાજા ચૂપ થઈ ગયો. એણે નહોતું ધાર્યું કે આવું તે માગશે. વચને બંધાઇ ગયો, ને વળી આ સમે રાણીને ના કહેવાય એમ નહોતું. તે સ્કાટલાંડમાં મોટી ફતેહ ( નેવિલક્રાસની લડાઈમાં ) કરીને આવી હતી, અને વળી થોડાજ વખત ઉપર પુત્રને પ્રસવ્યો હતો. " રાણી, તું આ વેળા બીજે કોઇ સમે તે ઠેકાણે હોતતો સારૂ " એમ કહી એણે રાણીનું માન રાખ્યું, ને પેલા છ જણને આબરે છોડ્યા.

પછી થોડાક વરસ સુધી ફ્રાન્સને ઇંગ્લાંડ વચેની લડાઈ બંને પક્ષ વાળાએ સમજીને બંધ રાખી, કેમકે લડાઇના ખરચથી બંને દેશ પાયમાલ થઈ જવા આવ્યા હતા.

પોઈક્ટીયરનું યુદ્ધ ( ઇ. સ. ૧૩૫૬ ). મહેતલ પૂરી થઈ અને પાછી બંને દેશ વચ્ચે લડાઈ ચાલી. સ્કાટલોક બહુ મસ્તીપર આવી છેક ઇંગ્લાંડમાં ધસી આવવા લાગ્યા હતા તેથી આવાર એડવર્ડ પોતે દેશમાંજ રહ્યો, અને બધી લડાઇ પોતાના યશસ્વી પુત્ર શામકુંવરરાજને સોંપી. આવેળા પણ આરંભમાં ઇંગ્રેજોએ ઝપાટો બતાવી દીધો. શામકુંવરરાજે દક્ષિણ તર્ફ હુમલો કરી ઘણો મુલક સર કરી લીધો, અને બોર્ડોમાં રાજધાની કરી ચોતર્ફ લૂંટફાટ ચલા-

વવા લાગ્યો. આ પ્રમાણે લૂટ ફાટ ચલાવી પાછો વળતો હતો તેવામાં ફ્રેંચ લોકે આવી એને ઘેરી લીધો. ફ્રેંચ લશ્કર ૬૦ હજારનું હતું, અને શામપુત્રરાજ પાસે માત્ર ૧૨ હજાર માણસ હતાં. એણે સઘળી લૂટ પાછી આપી લડાઇ પણ બંધ રાખવાની મરજી દેખાડી. પરંતુ ફ્રેંચ રાજાએ તે માન્યું નહિ. યુદ્ધ કર્યા વિના છૂટકોજ નથી એમ જણાયું, ત્યારે શામપુત્રરાજે પોઇક્ટીયર આગળ રણભૂમિ પસંદ કરી. બહુરસના ઘણીખરી ક્રેસીના યુદ્ધ જેવીજ હતી, અને ફળ પણ તેવુંજ થયું. ફ્રેંચ લોકે મોટી હાર ખાધી એટલુંજ નહિ, પણ તેમનો જાનરાજા પકડાયો. એ પકડાયાની ખબર સાંભળતાંજ શામપુત્રરાજ સામો જઈ માન સન્માનથી લઈ આવ્યો, અને ખાણાની વખતે એની ખૂરશી પાસે ઉભા રહીને એણે ખવાસની માફક સેવા બજાવી. ઇંગ્લાંડમાં લઇ ગયા ત્યાં એડવર્ડે પણ એનું સારૂં સન્માન કર્યું. કેદી જાનરાજા આ સઘળાં સન્માનને યોગ્યજ હતો. એણે તો આ વખતે જે ખૂબી બતાવી તેવી આપણા પૌરાણિક ઇતિહાસ સિવાય કોઈ પણ ઠેકાણે જોવામાં આવતી નથી. છતાએણે મુલક તથા કેટલુંક નાણું આપવાની સરતે તે ફ્રાન્સમાં પાછો ગયો. આ કરાર લોકોએ કબુલ કર્યા નહિ, અને તેથી એ સત્યવાદી રાજા પોતાની મેળે પાછો જઇ એડવર્ડનો કેદી થયો. એડવર્ડે આવા અપૂર્વ પ્રમાણિકપણાની કદર બરાબર જાણી હોત, તો આ ક્ષત્રી વટની વાર્તા વધારે રસિક થાત. એણેતો કાંઇ તેમ કર્યું નહિ, અને જાન મૂઓ ત્યાંસુધી તેને બંદીખાનામાં રાખ્યો. હાય! બકત ને જકતની રહેણી એક હોતી નથી. આવું જાણવા છતાં ધર્મને માર્ગે વળગી રહેવું, એમાંજ ખરે ખરી ખૂબી છે. જકત એજ બકતની કસોટી છે.

છેવટ પરિણામ.—આવેળા સ્પેનમાં કોઇ રાજા મહા જુલમી હતો તેથી તેની રૈયતે તેને મારી કાઢ્યો. તેણે આ દિગ્વિજયી શામપુત્રરાજની મદદ માગી. આવા અધર્મીનો પક્ષ પકડ્યો એ એણે સારૂં કર્યું નહિ, અને પરિણામે ફળ પણ ઈશ્વરે તેવુંજ દેખાડ્યું. એણે વિટોરિઆના મેદાનમાં મોટી જીત મેળવી,ને બિચારી સ્પેનની રૈયતને પાછો તે જુલમી રાજા કબુલ કરવો પડ્યો. પણ એ વખતથી શામ પુત્રરાજને ક્ષયી રોગ લાગ્યો; અને એ લડાઇનો ખરચ પૂરો કરવા ફ્રેંચ રૈયત ઉપર ઘણા જુલમ ભરેલા કર એને મૂકવા પડ્યા. આથી મોટો બળવો ઉઠ્યો. રોગથી શામપુત્રરાજને તો ઇંગ્લાંડ જવું પડ્યું, ને

જે સેનાપતિ રહ્યા તેમનાથી ફ્રેંચ રાજાની સામા ટકી શકાયું નહિ. એક પછી એક જીતેલો મુલક સઘળો જતો રહ્યો, ને ઈ. સ. ૧૩૭૪ માં સલાહ થઈ ત્યારે ઈંગ્લેન્ડના હાથમાં ફક્ત ત્રણજ ગામ રહ્યા.—બોર્ડો, બેયોન, ને કાલે. આખી જીંદગીની સઘળી મેહેનત આ પ્રમાણે બરબાદ થયેલી જોઇ એડવર્ડને મહાખેદ થયો, અને તેમાં કાંઈ બાકી હશે તો તે પૂરૂં કરવા શામળુવરાજ સારો ન થતાં આખરે મૂઓ.

આ મોટી લડાઈઓ ચલાવી હતી તો પાર્લામેંટની મંજુરીથી, તોપણ તેનો બોજો બહુ ભારે થઈ પડ્યો, અને હવે જ્યારે એ સઘળો ખર્ચ પાણીમાં ગયો એમ માલમ પડ્યું ત્યારે લોકો બહુ કકળવા લાગ્યા.

આ બધી ગમી દૂર કરવા રાજાએ ઘડપણમાં મોજમઝાહ તર્ફ પોતાનું મન લગાડ્યું, પણ દિલના ઊંડા ઘા એમ શીરીતે રૂઝાય? આખરે ઇ. સ. ૧૩૭૭ માં આ પ્રતાપી રાજા ૫૨ વર્ષ રાજ કરી ૬૫ વર્ષની ઉમરે દેવલોક થયો. એના રાજમાં પાર્લામેંટના હક વધ્યા તથા ઇનસાફના કાયદા સુધર્યા, પણ એ વેળાની જનસ્થિતિનું વર્ણન આગળ આપવાનો વિચાર રાખીએ છીએ તેથી અત્રે એ વિષે કાંઇ વધારે બોલતા નથી.

---

# निबंध लखनारने सूचना.

## ૩૨ સંસ્કૃત ભાષા.

૧. સંસ્કૃત એ આર્ય વર્ગની જૂનામાં જૂની ભાષા છે.

अ. ભાષાઓના આર્ય અનાર્ય (તુરાની), અને સેમિટિક એવા ત્રણ વર્ગછે. તે દરેકનું કાંઇક વર્ણન.

ब. આર્ય વર્ગની શાખાઓઃ—હિંદુ, ઇરાની, યાવની, લાટિની, ટયુટોનિક, સ્લાવોનિક. તેનું કાંઇક વર્ણન.

क. એ મૂળ આર્યભાષા સંસ્કૃત જેવીજ નહિ, તો એને બહુ મળતીતો હશેજ.

૨. સંસ્કૃત ભાષાનો ઇતિહાસ.

अ. હિંદુસ્તાનમાં પ્રથમ શી રીતે આવી અને એનું સંસ્કૃત

એ નામ પડવાનું કારણ.

च. વેદ, સુત્ર, ઇતિહાસ, ને કાવ્ય એ ચાર કાળનાં સંસ્કૃત માં ફેર છે. એ પ્રત્યેક કાળમાં રચાએલા પુસ્તકોનાં નામ વગેરે.

क. સંસ્કૃત ભાષા બોલાતી ક્યારે બંધ પડી, રાજ વ્યવહારમાં ક્યાં સુધી રહી, હાલ કેવા ઉપયોગમાં આવે છે વગેરે.

૩. એ ભાષાનું બળ તથા બેડાણ.

अ. શબ્દનો ભંડાર એમાં અપાર છે. વિદ્યા, કળા, વ્યવહાર, રસ, વગેરે હરેક જાતનો વિચાર એ ભાષામાં સંપૂર્ણ રીતે બતાવી શકાય છે.

ब. શબ્દોના રૂપાખ્યાન કરવાનો વિસ્તાર એ ભાષામાં છે તેવો કોઈ ભાષામાં નથી, અને તેથી નવા શબ્દ પણ જોઇએ તેટલા ઘડી શકાય છે.

क. એ ભાષા બહુજ ખેડાએલી છે. જે વિષયના ગ્રંથો જોઇએ, તે સંસ્કૃતમાં જોઇએ તેટલા છે, અને વળી તે ઉત્તમ રીતે લખાએલા છે.

૪. એ ભાષા ભણવાના ફાયદા.

अ. ભાષાશાસ્ત્ર ભણનારને એની આવશ્યકતા.

ब. હિંદુઓના ધર્મ તથા શાસ્ત્ર એ ભાષામાં છે.

૫. ઉપસંહાર તથા એ ભાષા ભણવાનો બોધ.

### ૩૩ ઇંગ્રેજી ભાષા.

૧. એ આર્ય વર્ગની ટ્યુટાનિક શાખાની ભાષાછે.

अ. આંગ્લો સાકસન, નાર્મન, કેલ્ટિક, લાટિન, ગ્રીક વગેરે અનેક ભાષાઓ મળીને થએલી છે. એમ શી રીતે થયું તે ઇંગ્લાંડનો ઇતિહાસ લઇને સમજાવવું.

च. પરંતુ ભાષાનું બંધારણ બહુધા આંગ્લોસાક્સનને આધારેજ રચાએલુંછે. શબ્દ પણ એમાંનાજ ૯૭ ઘણા છે. સંસાર વ્યવહારી આંગ્લો સાકસન, રાજદરબારી નાર્મન, અને વિદ્યાના ગ્રીકકે લાટિન ભાષાના શબ્દોછે.

૨. ઇંગ્રેજી ભાષાનો ઇતિહાસ.

૧. આદ્ય કવિ ચાસર—જાનું ઇંગ્રેજી.

૨. શેક્સપિયરને બેકનના વખતથી નવા ઇંગ્રેજીની શરૂઆત.

૩. બીજા ચાર્લ્સના વખતથી ઇંગ્રેજીએ હાલનું રૂપ પકડ્યું,

૩. એ ભાષાનું બળ તથા વિસ્તાર.

अ. એમાં જે વિષય લખવો હોય તે સારી રીતે લખી શકાય.

ब. એમાં ગ્રંથો કેટલા છે તેનોતો ગણતાં પણ પાર આવે એમ નથી. વિદ્યાકળાનાં હજારો પુસ્તકછે. એ હાલના જમાનાની ઘણામાં ઘણી ખેડાએલી એક ભાષાછે.

क. એ ભાષા બોલનાર દુનિયામાં જ્યાં જોઇએ ત્યાં મળી આવેછે. વેપારથી એનો ઘણો ફેલાવો થાયછે- કોઇ ધારેછે કે આગળ જતાં એ દુનિયાની ભાષા થઈ જશે.

૪. ઉપસંહાર તથા ભણવાનો બોધ.

### ૩૪. કવિતા એટલે શું.

૧. એ બાબત લોકોમાં ચાલતી મોટી ભૂલ.

અ. પદ્ય એ કવિતા નથી. સંસ્કૃતમાં તો વૈદ્યક કે વ્યાકરણ કોષના ગ્રંથોપણ શ્લોક બદ્ધ હોય છે. આંક ભણવામાં પણ રાગડો કાઢે છે માટે શું તે કવિતા કહેવાય.

૨. કવિતાનું લક્ષણ રસ છે.

અ. માણસનું હૈયું ઉસ્કેરાઈ તેને જે આનંદ થાય તેનું નામ રસ. રસનેજ સંસ્કૃત તથા ઇંગ્રેજી પંડિતોએ કવિતાનું લક્ષણ માન્યું છે.

ब. હસવું આવે તેનેજ કવિતા કહેવી એમ નથી. રસ નવ પ્રકારના છેઃ—શૃંગાર, હાસ્ય, કરૂણા, વીર, રૌદ્ર, અદ્ભુત, ભયાનક, બિભત્સ, ને શાંત. ઉત્તમ પ્રકારની કવિતાતો કરૂણા કે વીરરસવાળીજ ગણાયછે.

૩. ગદ્યપદ્યનો ભેદ.

અ. માપવાળું જે લખાણ તેને પદ્ય કહે છે, અને બીજું તે ગદ્ય.

ब. પદ્ય એ કવિતાનું અંગ છે. આત્મા નથી. આત્માતો રસજ છે. રસ હોય તો ગદ્યમાં પણ કવિતા છે એમ બોલી શકાય, અને રસ નહિ હોય તો પદ્ય કહેવાય પણ કવિતા કહી શકાય નહિ. અંગ જેમ સુંદર હોય તેમ વધારે સારૂં, પણ જો જિવ ન હોયતો તે મડદુંજ કહેવાય.

૪. કવિતાનો અખંડ ઉદ્દેશ રસ-આનંદ આપવો એજ છે.

અ. કવિતાથી જ્ઞાન ને બોધ મળે ખરો, પણ તે એનો ઉદ્દેશ નથી. "જાનેવારી જાણજો, ફેબ્રુઆરી કરી હોય" એ કવિતા કદી કહેવાયજ નહિ—અગરજો એથી મહીનાનાં નામનું જ્ઞાન મળે છે. શીખામણ બહુ હોય, પણ જો કાંઈ રસ હોય નહિ, તો તે કવિતા નજ કહેવાય. તેમજ શીખામણ કે જ્ઞાન કાંઈ મળતું ન હોય પણ જો રસ સારો હોય તો તે કવિતા કહેવાય. ગૂજરાતી, ઈંગ્રેજી, સંસ્કૃત કવિઓના દાખલા.

ब. જેમ રસ વધારે બળવાન, નિર્મળ, ને ઊંચો તે પ્રમાણે તે કવિતા વધારે સારી કહેવાય છે. એ કારણથી અનીતિ કે બિભત્સ કવિતા સારી લાગતી નથી કેમકે તેમાં મલિનપણું રહેલું છે. ધર્મ, નીતિ, ને જ્ઞાનની લાગણીઓને કંટાળો લાગવાથી કવિતાનો રસ ખંડિત થાય છે, અને તેથી તે સંપૂર્ણ કવિતા થઈ શકતી નથી. માટે, ઉત્તમ કવિતાથી રસ, ધર્મ, ને જ્ઞાન એ ત્રણેની વ્યવહારમાં પ્રાપ્તિ થાય છે ખરી. તોપણ પ્રાધાન્યતો રસનુંજ રહેલુંછે.

૫. કવિત્વશક્તિ ઇશ્વરદત્તછે.

અ. "કવિ થતા નથી, પણ જન્મેછે" એ ઈંગ્રેજી કહેવતનો ભાવાર્થ.

२. સંસ્કૃતમાંતો કવિતા શક્તિને પ્રસાદજ માનેલો છે.

३. કવિઓનો ઇતિહાસ જોતાં પણ માલમ પડશે કે અભ્યાસથી કવિ થવાતું નથી. અસાધારણ તર્કશક્તિ, ને રસિકતા હોય,તોજ કવિ થવાય. અભ્યાસને મેહેનતથી હરકોઈ માણસ પિંગળ-

બંધ બાંધી શકે, ને ઝડઝમકોના ઢગલા વાળે, પણ એવા બાળખેલથી રસિક લોક રીઝતા નથી. સાંભળનારનું હૈયું ભેદ-ચાહેતો હસાવે, ચાહેતો રડાવે, ચાહેતો હથીઆર પકડાવે, ચાહેતો ભગાડે, અને ચાહેતો શાંત કરી મૂકે તેજ કવિ. એવા બુદ્ધિશાળી તો પરમેશ્વર થોડાજ પેદા કરે છે, અને તેથીજ કવિઓનું દુનિયામાં સઘળે ઠેકાણે આટલું બધું માન છે. અભ્યાસથી પંડિત થવાય, પણ કવિ થવાય નહિ.

ઉપસંહાર તથા બોધ. સ્વભાવિક શક્તિ વિના કવિતા કરવા બેસવું નહિ, પણ એ વસ્તુ કેવી મોટી ને ઘણાને અસાધ્યજ છે તે દરેક શિખાઉએ સમજવું જોઇએ.

## મહેતાજીના ધંધાનું મહત્વ.

( સાંધણ પૃષ્ટ ૧૧૧થી. )

ઉંચા વિચારનો માણસ મહેતાજી થઈ નિશાળીઆ સાથે એવો મળી જાય કે, તેમના મનમાં પેસી જાય, અને તેના લક્ષણો ઉંચી જાતના થયાથી પોતાના ગુણોના ભાવ ભજેલો જોય તો એવા મહેતાજીની પદ્વિ, આબરૂદાર કે નહિ એ વિષે વાદ કરવો એ મિથ્યા છે. એ પદ્વિ ધન્ય છે. એ માણસ પોતાનું અને તેની આસપાસના લોકોનું કલ્યાણ કર્તા છે." આ વાક્ય વિષે એક વિદ્વાન મત આપેછે કે "હું માનુંછું કે આવા માણસો ઈંગ્લાંડમાં છે" આ, પ્રોફેસર ટીન્ડોલનું કહેલું વાક્ય હાલના સ્વદેશના વિચારવંત મહેતાજીઓને જેવું શીખામણ કર્તા છે, તેવું આ વખતે બીજું કોઈપણ 'નહિ હશે. આ વાક્યનો તો વારે વારે અભ્યાસ કરી મીઠો સ્વાદ લેવો જોઇએ, અને આ વાક્યનો સ્વાદ તો એવા છે કે, જેમ જેમ જીન્હારૂપી મન ચાખશે,' તેમ તેમ તે વધારે સ્વાદ આપતું રહેશે.

ઈંગ્લાંડના લોકો વિદ્યાગુરૂનો આપેલો ફાયદો બરાબર સમજેછે, ને આપણા લોકો બરાબર સમજતા નથી. તેથી કરી મનો શક્તિઓને કે-ળવનારના ધંધાને આ સંસારી માનમાં નહિ લાવતાં કેવળ ઉલટા

પ્રમાણમાં લખવે છે,

મ્હેતાજીનો ધંધો જેવો સદગુણનો રસ્તો બતાવનાર તેવોજ દેશ એયસત્તામાં પણ મોટોછે. તે વિષે એક જર્મન લખનાર કહેછે કે, "જે શિક્ષક જુવાનીની હોંસથી પોતાના પવિત્ર કામમાં આસક્ત છે તેના કરતાં આ દુનિઆમાં બીજું કંઈ વધારે સુંદર છેજ નહિ."

હાલ આપણા પ્રાંતમાં કેળવણીનો બહુ વિસ્તારતો થોડી મુદત થયાં થયો છે. તેથી કેળવણી આપનાર જે મ્હેતાજીઓ છે તે બહુધા યુવાવસ્થાનાજ છે. તો તેઓએ આ ઉપરનું વાક્ય વારંવાર વાંચી હમેશાં પોતાના આ પવિત્ર ધંધામાં આસક્તતા ને હોંસ રાખી મંડ્યા રહેવું જોઇએ. પરમેશ્વર તરફથી આ ધંધો મળવાનો ઉપકાર માની, પગારની લાલચે મજુરની માફક મગજ ખાંડવાનું કામ નહિ કરતાં) હમેશાં દેશોન્નતિ ને પરમેશ્વરની ઉત્તમ ભક્તિ જાણી, અહર્નિશ કેળવણી આપવામાં આસક્તતા ને હોંસ રાખવી જોઇએ.

વિદ્યારૂપી જે અમૂલ્ય હીરો તેનું મૂલ તો બરાબર ઈંગ્લાંડના તિવ્ર પારેખોજ સમજે પણ આપણા લોક જે કાળે કરી કડીઆરા જેવા થઈ ગયા છે, તે બિચારા તેનો મર્મ શું સમજી શકે!! તેઓ તો ફક્ત પ્રત્યક્ષ સપાટી ઉપર નજર કરીને બોલનાર છે. તેઓ કેળવણીનો ફાયદો ટૂંકી નજર હોવાને લીધે સમજી શકતા નથી. કારણ કે આ ફાયદો હમેશાં માબાપના આપેલા મિશ્ર ફાયદા (દૃશ્યને અદૃશ્ય બંને) કરતાં આ કેવળ અદૃશ્ય અપાય છે. ને કારકુનોથી થતો ફાયદો કિંવા ગેરફાયદો જે થાય તે, ભાઈબંધોની રીતે (ભાઈબંધનો કરેલો ગુણ હમેશાં જલદી સાક્ષાતકાર હોઈ શકેછે) તરત દેખાય છે. માટે તેને લોકો મનુષ્ય રીતિનું માન વધારે આપેછે. તો હે વિદ્યા ગુરૂઓ, તમને વિનતી કરૂંછું કે, એવા મનુષ્ય રીતિના માનાભિલાષીઓ ન થતાં હમેશાં મહત્ સ્વાર્થ ઈચ્છી પરમેશ્વર તરફથી માન લેવા પ્રયત્ન કરો, ને છેલ્લીવાર પ્રો. ટીન્ડોલના વાક્યનો ખરો મર્મ જાણો ને તે અમલમાં લાવો. આ વિષે મારે છેલ્લીવારની વિનતી એજછે કે, લૌકિક માન કે અપમાન નહિ લેખતાં, પોતાના સરખા સાથીઓના કાયરાઈના વાક્યો ઉપર ધ્યાન ન દેતાં

(લાંબો સ્વાર્થ) પણ સ્વાતંત્રીયપણું લેખી, પોતાના કામનો હમેશનો નમ્રતા ભરેલો ઉત્સાહ મંદ નહિ પાડતાં, દિલમાં સ્વદેશની દાઝ લાવી, હાલના આર્યાવૃતને ખરાબ રીવોના ખાડામાંથી કાઢી સુંદર શિરોમણરૂપી વિદ્વાનોના તૈયાર કરેલા ગ્રંથને ઉપયોગમાં લાવનારા કરીએ છીએ, એવું અભિમાન રાખી, નીતિનો વધારો કરનાર છીએ એમ માની બીજા (કેટલાક) જનો જેમ પેગમ્બરીના રજકણો છે, તેમ તે પેગમ્બરીના અણુસમુહોછો એમ જાણી, આ ગરીબડો દેશ જે માઠી હાલતમાં આવી પડ્યો છે, તેને ઉંચે દરજ્જે ચડાવનાર જે મનુષ્યો કરવા તે કરનાર અમે છીએ, પોતાના ધંધાદારોને દાખલારૂપે (એવા દાખલારૂપે દુર્ગારામ મહેતાજી થયા) થઈ, પોતાને આ પરમેશ્વર તરફથી ઉત્તમ ધંધો મળ્યો છે એમ જાણી દુનીઆનું શ્રેયસ હમેશાં કર્તા રહેવું. હે જગનિયંતા તારી પાસે વંદના કરૂંછું કે, મારા ધંધાભાઇઓનું ભલું કર. તથાસ્તુ.

મેહેતાજી હરજીવન વિ. કાનજી
કુંડલા બ્રં. નિ.

---

## सत्यधर्ममां निष्टा राखवा विषे.

(સવૈયા એકત્રીશા.) રૂચીરાછંદ.

સત્ય નીતિ આ જગત્ વિષેછે, તરવા નૌકારૂપ ઉપાય;
એ શુભ હેતુ સમજી હૈયે, કરજો અંગિકાર સદાય;
અનાચારિને અધર્મિ નર તે, નર્ક વિષે નિશ્ચે જાનાર.
ધર્મ તણો જય ધરણીપર છે, કરણી ફળ મળશે નિર્ધાર— ૧
સુકૃત કરણી પાર ઉતરણી, દુષ્કૃત તે દુસ્તર થાનાર;
અંતકાળ વેળા છે વસમી, તેનો તું કરિ લે નિસ્તાર;
દુર્લ્લભ મનુષ્ય દેહ મળ્યાથી, શુભ કોનું કીધું સંભાર. ધર્મતણો૦ ૨
મિથ્યા માન પ્રપંચ તજી તું, સમરી લે શ્રી સરજનહાર;
પુણ્યદાન સતકર્મ કર્યાથી મોક્ષ માર્ગ નિશ્ચે મળનાર;
દયા ધર્મ ને શીલ સુગુણથી, સત્કીર્તિ શતધા સુખકાર. ધર્મ૦ ૩
જુઓ જના હરિશ્ચંદ્ર ભૂપને, સત્ય થયું કેવુંજ સહાય;

સત્ય તુંજીથી સિંધુ ઉતરી, અસત્ય દૂર કર્યું દુખદાય;
દશરથ સરખા સમર્થ નરપણ, સત્યથેં ગયા સ્વર્ગમુઝાર. ધર્મ૦ ૪
પુણ્યશાળી વળિ પ્રૌઢ પરાક્રમી, વિક્રમ ભોજ અને બળિરાય;
જાત તજી જશ વા'લો કીધો, જુઓ જશ કેવા વંચાય;
કોટિ કોટિ કદિ કષ્ટ વહિને, ઠેઠ લગીન થયા લાચાર. ધર્મ૦ ૫
સત્ય સુધર્મે સૃષ્ટિ રહીછે, સત્યે વૃષ્ટિ થાય વિશેષ;
સત્યે ચંદ્ર સુરજ ચળકે છે, સત્યે કરે સમુદ્ર પ્રવેશ;
સત્યે નાવ તરે સાગરમાં, સત્ય નામનો છે આધાર. ધર્મ૦ ૬
ધર્મ સુકૃળ નિર્મળ મનમાની, સજે શુચિજતાનો સણગાર;
વૈદેહી વૈદર્ભિ વિશ્વમાં, સતી શિરોમણી જે વખણાય;
પ્રાચીન ને અર્વાચીન અભિમત, છે સિદ્ધાંત તણો એ સાર. ધર્મ૦ ૭
સત્ય નીતિમાં નીષ્ઠા રાખી, કર વિશ્વંભરનો વિશ્વાસ;
ઔર્ય ઐક્ય ઉમીન ચિત્તથી, કરે પોષણ કારણ સુપ્રકાશ;
પરમારથમાં પ્રૌઢ પ્રાણ તું, ભર અક્ષય ધનનો ભંડાર— ધર્મ૦ ૮
ધાનત સમ બર્કત કે'વત છે, રે! મન તે અંતર ઉતાર;
બીજ વાવિ ફળ પામિશ તેવું, મીઠ કડુતા સ્વાદ સદાય;
સુગમ માર્ગ છે સત્યવૃત્તિનો, અસત્ય છે આપતિ દેનાર. ધર્મ૦ ૯
સત્ય શીલજન સુરતરુ સરખા, કામદુધા મતિ તેનિ મનાય;
ધન્ય જન્મ તેનો ધરણીમાં, જનુનીને પણ જય ઉચરાય;
પિતા નામને સાર્થક કરિને, અપૂર્વ પ્યારે લહે સુખકાર. ધર્મ૦ ૧૦
હસવામાં પણ અસત્ય બાપણુ, ભાઈ ન કરવું કદી લગાર;
અસત્ય છે અધમૂળ અકામું, અવસ્ય દૂર કરો દિલદાર;
અસત્યથી અપવાદ ચડે શિર, આળ પડે વ્યાપે કળિકાળ. ધર્મ૦ ૧૧
વિશ્વ વિષે વિશ્વાસ રહે નહીં, વિશ્વપતિ નકરે પુરવાર;
વિસ્મયતાથી વિશ્વોઓને મન, અધમ ગુમાવે છે અવતાર;
સત્ય એજ સર્વત્ર સુસાધન, ઇચ્છિત અભિમતનું દાતાર. ધર્મ૦ ૧૨
સંક્ષેપે સૂચવ્યું વિવેચન, સુજ્ઞ જનોને જે સુખદાય;
સાર ગ્રાહીજન સત્ય ગ્રહીને, લેશો લક્ષ વિષે અભિપ્રાય;
ધર્મસિંહ સુત ધર્મ ગણી નિજ, ધરવા સત્ય ધર્મ અધિકાર,

કહે કાનજી કરજોડીને, દે મતિ શુભ જગના કિરતાર— ૧૩

દોહરો.

સત્ય નીતિ આ જગત્માં, તારક નૌકા રૂપ;
પવિત્ર મન પ્રસન્નથી, દે' આનંદ અનૂપ. ૧

કાહાનજી વિ. ધર્મસિંહ ઠ.
ખંભાળિયા.

---

# केळवणी खातानी खबरो.

## સોરઠપ્રાંત.

चाळागाम—વહિવટદાર સાહેબ રેવાશંકર રૂ૦-૯-૬ મીઠાઈ. ખુદાવંદ નવાબના પાટવી કુમાર શ્રી બાદુરખાંનજી રૂ૦-૧૪-૬ મીઠાઈ, રૂ૫-૧૦-૯ રૂમાલ. अमरापुर—વહિવટદાર શેક કાશમઅલી અને માજી વહીવટદાર સાહેબે રૂ૦-૬-૨ મીઠાઈ.—राणपुर—મહેરબાન માણાવદરના ખાનશ્રી ગજેફરખાનજી તર્ફથી રૂ૧-૨-૯ મીઠાઈ કારભારી ભીગાજી મદનજી રૂ૧-૦-૦ મીઠાઈ મજેવડાં આજમ અમરજીભાઈ રૂ૦-૧૩-૬ મીઠાઈ ખુદાવંદ નવાબ તર્ફથી રૂ૧-૦-૦ મીઠાઈ—वंथली. મે. ખુદાવંદ નવાબ સા. બા.ના કુમારશ્રી. એદલખાંનજી. વહિવટદાર, અનંતરાવ, નહાલચંદ, ફોજદાર છોટમલાલ પ્રીતમલાલ રૂ૨-૦-૦ મીઠાઈ ખુદાવંદ નવાબ સાહેબ તર્ફથી રૂ૨-૦-૦ મીઠાઈ—कामदोआळा. પાટણના પે. વર્ગના માજીસ્ટ્રેટ લાધારામ ઉમીયાશંકર રૂ૧-૪-૦ वगडु.—વહિવટદાર સાહેબ. તથા બીજા સદગ્રહસ્થોએ મળી રૂ૧-૮-૦ મીઠાઈ मेदनगसरा ખુ. નવાબ સાહેબ તર્ફથી રૂ૧-૦-૦ મીઠાઈ.—शील. ગામના માહાજન તર્ફથી રૂ૦-૧૨-૦ મીઠાઈ. ખુદાવંદ પાટવી કુમારશ્રી બહાદૂરખાનજી તર્ફથી રૂ૨-૮-૦ રૂમાલ રૂ૧-૦-૦ મીઠાઈ રૂ૫-૦-૦ મેહેતાજીને.—जुनागढ उर्दु. ખુદાવંદ નવાબ સાહેબ તર્ફથી રૂ૩-૦-૦ ચોપડીઓ રૂ૩-૦-૦ રૂમાલ રૂ૩) પાઘડીના. जु. ग्रे. नं. बीजो. જમાદાર શેખ બહાદુર તર્ફથી ખુદાવંદ નવાબ સાહેબ બા. તર્ફથી રૂ૩-૦-૦ છોકરાઓને ચોપડીયો તથા વજીર સાહેબ તર્ફથી રૂ૨-૮-૦ મેહેતાજીને कन्याशाळा ખુદાવંદ નવાબ સાહેબ તર્ફથી રૂ૨૪) નાં ઓઢણાં રૂ૨-૮-૦ આસિસ્ટંટને રૂ૨-૦-૦ મેહેતાજીને રૂ૨-૦-૦ મીઠાઈ पाठशाळा.—ખુદાવંદ નવાબ સાહેબ બહાદુર તર્ફથી રૂ૫-૦-૦ ચોપડીયો.—

બગસરા.—અત્રેના મહાજન તર્ફથી રૂ ૧-૮-૦ મીઠાઈ સોની વીસામણ પીઠા તર્ફથી રૂ ૧-૦-૦ મીઠાઇ બગસરાના ભાગદારો તર્ફથી ૧૯-૦-૦ ચોપડીઓ. રૂ ૨-૦-૦ મીઠાઈ.—હડાળા. સ્કૂલ કમિટિના પ્રેસિડેન્ટ રા. રેવાશંકર બળાશંકર તર્ફથી ૨૦-૧૪-૦ ચોપડીપો ૦-૨-૦ મીઠાઈ—વરવાળા. જેતપુરના ભાગદાર આજમ દેશાવાળા તર્ફથી કામદાર ગિરધરલાલ માધવરાવે રૂ ૨-૧-૦ ઈનામ. માણેકવાડા.—મે. સો. પ્રાં. આ. પો. એ. સા. એ. એમ. ફીલીપ્સ, સા. તથા તેમનાં મડમ સાહેબ તર્ફથી રૂ ૩-૦-૦ ઇનામ વેહેંચ્યું—વાર્ષિક પરીક્ષા વખતે સાહેબ મોસુફ તર્ફથી રૂ ૧૩-૨-૦ રૂમાલ, ફેંટા, ચુંદડીઓ છો. રૂ ૨) મીઠાઈ રૂ ૫) મેહેતાજીને, વસાવડના ભાગદારોએ રા. દુર્ગાશંકર કેશવલાલ સારાભાઈએ રૂ ૧) મીઠાઈ—ઉના. મે. ઉના વહિવટદાર સાહેબ શેઠ દેવચંદ દેવજી તર્ફથી રૂ ૧૭-૮-૯ છોકરાઓને રૂ ૨-૧૪-૦ મેહેતાજીને રૂ ૪-૧-૭ આસીસ્ટંટને. રૂ ૨-૧૦-૯ મીઠાઈ, નગરશેઠ મોતીચંદ વલભ તર્ફથી રૂ ૪-૧૩-૦ છોકરાઓને રૂ ૮) મેહેતાજીને રૂ ૧) આસિસ્ટંટને, દલાલ રૂ ૫ા લાલજી તર્ફથી રૂ ૨) છોકરાઓને—દેલવાડા. શા. પ્રાગજી લાલજી તર્ફથી રૂ ૨) છોકરાઓને રૂ ૧-૪-૦ મેહેતાજીને રૂ ૧-૨-૦ આસિસ્ટંટને—દેલવાડા કન્યાશાળા. શા. પ્રાગજી લાલજી તર્ફથી રૂ ૦-૧૫-૦છોડીઓને—સીમર. માજન તર્ફથી રૂ ૦-૧૪-૦ મીઠાઈ—ટીંબા. સ્કૂલ કમિટિના મેમ્બરો તર્ફથી રૂ ૦ાા મીઠાઈ—ડેડાણ. દરબાર શ્રી કોટીલાના જાબાઈ રાણીંગ તર્ફથી રૂ ૨-૪-૦ છોકરાઓને રૂ ૫-૨-૦ મેહેતાજીને રૂ ૦-૬-૦ આસિસ્ટંટને જાફરાબાદ. જંજીરાના મે. કારભારી તર્ફથી રૂ ૧૦) ઈનામ વહેચ્યું—વેરાવળ. સોની કેશવજી સામજી તર્ફથી રૂ ૧) છોકરાઓને. રૂ ૧) મહેતાજીને. ખુદાવંદ નવાબ સાહેબ તર્ફથી રૂ ૩) મીઠાઈ—ચોરવાડ. માંગરોળના શેઠ નેમચંદ વશનજી તર્ફથી રૂ ૩-૧૩-૬ શાકર, ચોપડીઓ, કાગળ, વહિવટદાર મુળશંકર કલ્યાણજી તર્ફથી રૂ ૧) મીઠાઈ—સુત્રાપાડા. દફતરી રા. લીલાધર મુળશંકર તર્ફથી રૂ ૦ાા મીઠાઈ. ગોરખમઢીના માંનત પ્રભાતનાથજી તર્ફથી રૂ ૬) છોકરાઓને. બી. વર્ગ. માજીસ્ટ્રેટ રા. હરિલાલ પ્રજારામે રૂ ૦ાા રૂમાલ—પાદરી. વેરાવળના શેઠ હાજી ઓસમાણ. તર્ફથી રૂ ૦ મીઠાઈ, વેરાવળના શેઠ દાદાભાઈ હાજી અબદલલતીફ તર્ફથી રૂ ૦ મીઠાઈ—મદ્રુરી. ખુદાવંદ નવાબ સાહેબ તર્ફથી રૂ ૧-૫-૦ મીઠાઈ—

બાટવા. ખુદાવંદ નવાબ સાહેબના પાટવી કુમારશ્રી બહાદુર ખાનજી તરફથી રૂ૮ા મહેતાજીને તથા મદ્રેસાના મુનસીને પાઘડી રૂ૭-૧૫-૬ આસિસ્ટંટને રૂ૩૮-૧૫-૬ સ્કૂલના તથા મદ્રેસાના છોકરાઓને રૂમાલ. રૂ૪ાા મીઠાઈ. રૂ૨૫) ગરીબના છોકરાઓને માટે ગૂજરાતી તથા ઉર્દુ ભણનારાને માટે સ્લેટો, પેન. તથા ચોપડીઓ અપાવવા માટે મે. બાટવાના ન્યાયાધીશ માર્ફત અનામત રખાવી—માણાવદર. ફુટેચનામંગ છગન ખીમજી રૂ૧) રૂમાલ. થાનીઆણાના મૈયા હીરા નાથા વગેરે તરફથી રૂ૧) મીઠાઈ, પાટણ વાવનામંગ વસાશીરાજ ડાહ્યા રૂ૦ા મીઠાઈ—કેશાદ. દરબારશ્રી કોટીલાના જાભાઈ રાણીંગભાઈનાં કુંવર રામભાઈ નાજાભાઈ તથા નાજાભાઈ નિશાળે બેશતાં ઈનામ વેહેચ્યું. રૂ૧) છોકરાઓને રૂમાલ રૂ૧) મીઠાઈ. ૦-૮-૦ આસિસ્ટંટને કુપડા. રૂ૫-૨-૦ મેહેતાજી પાઘડીના કુલ રૂ૭-૧૨-૦ ઈનામ વહેચ્યું.

(ઈંગ્રેજી સહી.) દોલતરામ મણિરામ.
સ. ડેપ્યુટી. એજ્યુ૦ ઈ૦ સાહેબ. સોરઠ.

---

જીલ્લે ભરૂચ.

ના. નં. ૧૨૦

ધંતુરીયા—તારીખ ર૩-૮-૮૦ ને રોજ કિમિટિના મેમ્બરો અને બીજા સદગ્રહસ્થોએ પરીક્ષા કરી તે વખત તે ઝાડેશ્વર પ્રા. ભરૂચના પટેલ મીઠાભાઈ રાયજીએ રૂ૧) તથા ત્રીજા ક્લાસમાં કરસન મોરારે રૂ૦ા તથા ઊકા વસએ રૂ૦ા તથા સીપાઈ ગુલાબખાં જુલેખાંએ રૂ૦ા નાં એ રીતે કુલ રૂ૧ાાા નાં પતાસાં વેહેચ્યાં છે. સીમળીયા—નિશાળમાં સ્કુલ કમેટીના મેમ્બર પોલીસ પટેલ નાગરભાઈ નથુભાઈ તથા એમની સ્ત્રીએ નિશાળમાં પધારી પરીક્ષા કરીને તમામ છોકરાઓને જમાડ્યા તથા તલંગપોરના દેસાઈ વસનજી હરિભાઈએ રૂ૦ા ની મીઠાઈ વેહેંચી તથા મેહેતાજી ગુલાબભાઈ વસનજીએ રૂ૦ાા ની ચોપડી સ્લેટ વગેરે ઈનામ આપ્યાં—તા. ૧-૯-૮૦ નિશાળમાં એ ગામના ઇજારાતદાર પરાગદાસ દુલભભાઈ તથા પટેલ ભીખા હરિભાઈ એ બંને સખ્સોએ પોતાના છોકરાઓને પેહેલ વેહેલા નિશાળમાં બેસાડ્યા તેથી નિશાળના તમામ છોકરાને જમાડ્યા.તા.૨૦-૯-૮૦વેડછા—તા.૮

૭-૮૦ ને રોજ સ્કુલ કમિટિના મેંબરો અને બીજા સદગ્રહસ્થોએ પધારી નીચેના સખસોએ મીઠાઈ વેંહેંચી છે. રૂ૧ પોલીસપટેલ ખુમાનસંગ ભાવસંગ રૂ૧ તલાટી ગોવીંદલાલ હરીવલ્લભ રૂ૦ાાા પા. ગોવીંદભાઈ હમલ રૂ૦ા મેહેતાજી રણછોડલાલ અંમરતલાલ. કુલ રૂ૩) દોરા—નિશાળમાં તા.૧૫ ૭-૮૦ ને રોજ નીચે લખેલા સદગ્રહસ્થોએ પધારી પરીક્ષા કરી રૂ૪ાા ની ચોપડીઓ અને રૂ૧) ની મીઠાઈ ઈનામમાં આપી તથા નિશાળના ઉપયોગ સારૂ ઘડીઆળ રૂ૭ાા નું લઈ નિશાળમાં આપ્યું છે. રૂ૧) પટેલ ઈશવર જીજીભાઈ. રૂ૧) પા. કેસુર ગુલાબ. રૂ૧. પા. બાપુ નારણ. રૂ૧) પા. પરસોતમ બેચર. રૂ૧) પા. ઈશ્વર નારણ. રૂ૧) સોની લખમીદાસ ખુશાલ. રૂ૧) પરશોતમ દાજી. રૂ૧) ઠા. ઈશ્વર તળશી નંદી. રૂ૦ાા પા. રણછોડ જીભાઈ. રૂ૦ાા પા. જીજીભાઈ લાલા. રૂ૦ાા પા. દરભાઈ ભાઈજી. રૂ૦ાા પા. ભગવાન લખા. રૂ૦ાા વીઠલ વસ્તા. રૂ૦ાા પા. ગીરધર મોરાર. રૂ૦ાા પા. ભગવાન નાગર. રૂ૦ાા પા. ગુલાબ નાથા. રૂ૦ાા પા. હીરા દેસાઈ. રૂ૦ાા ત્રીકમ કેશવ. કુલ રૂ૧૩) અણોર—તા. ૨૨-૬-૮૦ ને રોજ કમિટિના મેંબરો તથા બીજા સદગ્રહસ્થો પધારી પરીક્ષા કરી તેથી ખુશ થઈ પટેલ નાગજી રાયજીએ તમામ છોકરાઓને જમાડ્યા છે. જંબુસર કન્યાશાળા—તા. ૧૪-૬-૮૦ ને રોજ તાલુકા સ્કુલના આસીસ્ટંટ મેહેતાજી પરશોતમદાસ વલભદાસે પોતાની બદલી થવાની કન્યાશાળામાં પરીક્ષા લઈ છોકરીઓને રૂ૧) ના પતાસા વેંહેંચ્યા છે. તા, ૧૪-૬-૮૦ ને રોજ એ તાલુકા સ્કુલના પેહેલા આસીસ્ટંટે પરશોતમદાસ હરીવલ્લભદાસે પોતાની બદલી થવાથી ખુશીમાં રૂ૧) ના પતાસાં વેંહેંચ્યાં છે, (ઈંગ્રેજી સહી) ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી.

ડે. એ. ઈ. ભરૂચ

## જીલ્લે ખેડા.

### જા. નંબર ૯૨૨

વાડદ—કડી પ્રાંતના નાયબ શુબા રા. સા. કીશનલાલ નાહાળચંદે નિશાળની પરીક્ષા લઈ રૂ૧-૩-૦ ની ચોપડીઓ છોકરાને ઈનામ આપી તથા રૂ૧) ના પતાસાં વેંહેંચ્યા. વીણા—હાથેજના મુખી અેહેચરદાસ હમીરજી તથા કાશીરામ જેભાઈ તથા વીણાની નિશાળમા સ્કુલ કમિટિના મેમ્બર સાહેબોએ પરીક્ષા કરી રૂ૨) ની ચોપડીઓ તથા રૂ૦ાા ની મીઠાઈ વેંહેંચી. શલુણ—કુકડમાંડનીની વિદ્યાશાળાના હેડમાસ્તર મી. રાજારામ દવેએ સ્કુલ ક-

મિરિના મેમ્બર શાહેબોને સાથે રાખી નિશાળની પરીક્ષા કરી ઈનામ વેહેચ્યું. શુશશામળ—ચકલાશીના કાશીબાઈ રણછોડભાઈએ નિશાળમાં પધારી રૂ૦॥ ની મીઠાઈ ૩૦॥ ની સ્લેટો વેહેચ્યાં.

(ઇંગ્રેજી સહી.) મણિધરપ્રસાદ તાપીપ્રસાદ.
ડીપુટી. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ખેડા.

---

# सारसंग्रह.

**અફીણ છોડવાનો ઉપાય.** દાક્તર પામર લખેછે કે અફીણનો બંધારણી કોકો પીએ, તો તેને અફીણ ખાવાની જરૂર પડે નહિ. તેણે ઘણાક બંધારણીપર એ પ્રયોગ કર્યા તેમાં તે ફતેહ પામ્યો છે. ઘણાકનું એ માઠું વ્યસન એક અઠવાડીયામાં નાશ પામ્યું. થોડે થોડે મૂકનાર કરતાં એકદમ મૂકનારપર એ વધારે સારી અસર કરેછે. અફીણ ખાવાનું કે કસુંબો પીવાનું મન થાય કે કોકો પીવો. કોકો એ નામનો પદાર્થ વિલાતથી બહુ આવેછે અને તે નાળીએરમાંથી બનાવવામાં આવેછે. ચમચાવડે ઘોડો ચલાણામાં લઈ ઉકળતું પાણી રેડે તેનો કાવો થઈ જાયછે ને પછી પીએ સ્વાદિષ્ટ લાગેછે. મોળો ન ભાવે તો તેમાં સાકર કે ખાંડ નાખ્વી.

**જ્વાળામુખી વિસુવિયસમાં** અગ્નિનું બળ વધતું જાયછે. ઓગળેલા રસના બે મોટા વેહેળા તેમાંથી હાલ વહેછે.

**ઇરાનમાં પારસી.** એ લોકની હાલ ત્યાં વસ્તી ગયા વરસને અંતે ૮૧૮૮ હતી. તેમાંના ૬૪૮૩ યેઝ્દમાં રેહેછે, ૧૪૯૮ કિર્માનમાં, ૧૫૦ તેહેરાનમાં, ૩૦ શીરાજમાં, ૧૫ કાશાનમાં. અને ૧૨ બુશાયરમાં રેહેછે. એ દેશમાં તેમની ૨૯ અગીઆરી એટલે અગ્નિનાં દેવળ છે. તેઓ ઘણું કરીને નિર્ધન અને અભણ છે. મુસલમાન લોકોનો જુલમ તેમનાપર ઘણો છે. તેઓ તેમનાપર જુલમ કરનારાથી વધારે પ્રમાણિક અને સુનીતિમાન છે. આખા કુટુંબમાંથી (ઘણા ભાઇઓમાંનો) એક મુસલમાન થાય તો તેમની સકળ મિલકત સરકાર તેને અપાવે છે. તેઓ ત્યાંના સરકારને ૩૩૬૦૦ નો વેરો ભરેછે તે મુંબાઇના પારસી તેમને આપેછે. હિંદમાં ૭૦૦૪૩ પારસી વસેછે. એમાંના ૬૭૧૧૫ તો ફક્ત

મુંબાઈમાંજ રેહેછે.

**કસબી ભરત કામ કરવાનું યંત્ર.**—જાત જાતના કસબી ભરત કામો કરવાનો એક સંચો હાલમાં એક ફ્રેંચે શોધી કહાડ્યો છે.—આવી *કીસમનો સંચો શોધી કાહાડવા પાછળ ઘણાક કીસબીઓ લાંબો વખત થયો લાગેલા હતા, પણ તેઓ તેમાં તદન નિષ્ફળ થયા હતા; પણ આ ફ્રેંચ તેમાં ભારે જેહેમતથી ફતેહ પામ્યો છે. એ ફતેહ મેળવવા આગમજ, તેને ઘણી મુશ્કેલીઓ સાથ બાથ લેવી પડી હતી, અને ઘણીકવાર નિષ્ફળતા ખમવી પડી હતી. એ સાહસિક શોધ કરતા પાસેથી તેના નવી શોધનો હક મેળવવા માટે એક માતબર અમેરિકન પેહેડીએ તેને ૫૦ લાખ ડાલરની રકમ આપીછે, તથા તેટલીજ રકમ ઈંગ્લાંડના એક શ્રીમંત સાહુકારે પણ આપી છે. આ શોધથી, કસબી ભરતકામના હુનરને નવું ઉતેજન મળશે, અને તેનો ઉપયોગ બેહોળો થઈ પડશે, એવી વકી રાખી શકાય છે. અલબત આ શોધ થયાથી, હવે રેશમ તથા ઉનનાં ભરત કામ માટેનાં પણ યંત્રોની શોધ થવાની આશા રેહેછે.

**બેચલર આવ સાયનસની પદવી.**—સાંભળવા મળે વૈદકને તથા ધારાને લગતી યુનીવરસીટીની ફેકલતીઓએ આ નવી કાહાડેલી પદવી ધરાવનારાઓને એમ. ડી. (ડાકટર આવ મેડીસીન) અને એલ. એલ. બી. ની પરીક્ષા મધે જવાની રજા આપીછે, અને એ રજા યુનીવર્સિટીના ફેલોઝની એક બેગી સેનેટની મીટીંગ આગળ મૂકવામાં આવશે, જે સભા જો પોતાની મંજુરીઆત આપશે તો તે રજા બહાલ રાખવામાં આવશે. હાલમાં જે પ્રમાણે એમ. ડી. અને એલ. એલ. બી. માં જવાને બી. એ. ની ડીગરીની જરૂરછે તેમ હવેથી તેજ હકનો લાભ આ નવી બી. એસ. સીની ડીગરી ધરાવનાર ઉમેદવારોને પણ આપવામાં આવશે, અને તેથી કરીને બી. એસ. સી. ની પદવીઓ બધી રીતે એક સરખી ગણાશે. આવું થયાથી સાયનસની નવી કાહાડેલી ડીગરીને વધારે ઉત્તેજન મળશે.

**યાંત્રિક કળાથી ઉડનારાં બલુનની શોધ.**—રૂશિયાનાં બે વિદ્વાનોએ હવા વગર આકાશમાં ઉચે ઉડે એવા એક વિમાનની શોધ હાલમાં કરી

# ગુજરાતશાળાપત્ર.

# GUJARATSCHOOLPAPER.

JULY 1881.

પુસ્તક ૨૦ મું. જુલાઈ અંક ૭ મો.

મેં'તાજી બહુ મોટું તુજ, નામ તેમ છે કામ;—
કર ખંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ





(કેળવણીખાતાના હુકમથી)

અમદાવાદમાં

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરેલ એજનસી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપીપ્રગટ કર્યું.

મૂલ { ૩૧) વરસનો અગાઉથીજ. / ૩૦)= /છૂટક અંક એકના. } ટપાલ ખર્ચ જુદું.

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૦ મું    જુલાઈ સન ૧૮૮૧    અંક ૭ મો.


## ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

### પ્રકરણ ૧૦ મું.

#### રીચાર્ડ ૨ જો.

ગાદીનો વારસ શામપુત્રરાજ તો આ વેળા મરી ગએલો હતો, તેથી તેના કુંવર રીચાર્ડને ગાદીએ બેસાડ્યો. એની ઉમર ૧૧ વર્ષની હોવાથી સઘળો કારભાર એના કાકાઓના હાથમાં આવ્યો. મોટો થયો ત્યારે એને એ સત્તા પાછી મેળવતાં ઘણી મેહેનત પડી, અને પૂરેપૂરી કદી પણ આવી શકી નહિ. એનામાં ડહાપણ કે ઝાઝા રામ નહોતા,ને જુલમ કરતી વેળા પાછું ફરીને જોતો નહિ. એ બધાનું ફળ એ થયું કે એણે રાજ ખોયું ને કમોતે જિવ ગયો. એના કાકા ડ્યુક આવ લાંકેસ્ટરના કુંવર હેન્રીને કાંઇ કારણસર એણે દેશપાર કર્યો હતો, પણ કહ્યું હતું કે તારા બાપની સઘળી જાગીરો તને ભોગવવા દઇશ. વખત આવ્યો ત્યારે રીચાર્ડ બાનાં કાઢવા માંડ્યાં તેથી હેન્રી, આયર્લાંડમાં બંડ ઉઠ્યું હતું તેનો લાગ જોઇ, ઇંગ્લાંડમાં આવ્યો અને તેને ઘણા અમીરો મળી ગયા. રીચાર્ડ લાગલો ત્યાંથી પાછો વળ્યો, પણ આખો દેશ ઉલટેલો જોઇ બીહી ગયો, ને વગર લડાઇએ શરણ થવાની જરૂર પડી. પાર્લામેંટ મળી તેણે એને પદભ્રષ્ટ કરી કેદખાનામાં નાંખવાનો હુકમ કર્યો, અને સઘળાએ એક મતે રાજગાદી લાંકેસ્ટરવાળા હેન્રીને આપી (ઇ. સ. ૧૩૯૯). એમ ધારવામા આવ્યુંછે કે બંદી ખાનામાં ભૂખે મારી રીચાર્ડનો થોડા વખતમાં એના શત્રુઓએ અંત આણ્યો.

વાટ ટાઇલિરનું બંડ, એ આ રાજ્યમાં પ્રજાસંબંધી જાણવા જોગ બનાવછે. ફ્રાન્સ ને સ્કાટલાંડ સાથે લડાઇઓ ચાલી તેમાં કાંઇ લાભ ન થતાં સોળ વરસની ઉમરના સઘળાં સ્ત્રી પુરૂષો ઉપર બારે માથાવેરો

મૂકવાની જરૂર પડી. આ સમે વેરા ઇજારે આપવાનો ઈંગ્લાંડમાં ધારો હતો, તેથી દેશમાં ચોતર્ફ ઈજારદારો લોકોને પીડવા લાગ્યા, અને ત્રાહે ત્રાહેનો પોકાર ઉઠ્યો. વાટ નામેનો એક ચાળો હતો તેની છોડીને સોળ વરસ થઈ ગયાં છે એમ કહી ઈજારદારના માણસે વેરો માગ્યો. એણે કહ્યું કે સોળ વરસ હજી નથી થયાં. તે ઉપરથી તે છકેલ માણસ પેલી કુંવારકાને બેઅદબીથી અડક્યો; આ જોઈ રૂએ રૂએ વાટને ક્રોધ આપી ગયો, અને હાથમાં હથોડો હતો તેવડે તે પાપીને તે ઠેકાણે પૂરો કર્યો. ગામના સઘળા લોકો પણ એની પાસે દોડી આવ્યા, ને સરકારના આવા જુલમની સામા ખુલ્લું બંડ ઉઠાવવાનો નિશ્ચય કર્યો. તેઓ જેમ જેમ આગળ ચાલતા ગયા તેમ તેમ ગામે ગામથી લોકો આવીને તેમના લશ્કરમાં સામિલ થવા લાગ્યા. જ્યારે તેઓ લંડન આગળ જઈ પહોંચ્યા, ત્યારે તેમની સંખ્યા વધીને એક લાખ માણસની થઈ ગઈ હતી. કોઈના હાથમાં તરવાર, તો કોઇના હાથમાં પાવડા; કોઇના હાથમાં કુવાડા, તો કોઈના હાથમાં ભાલા; કોઇના હાથમાં નરેકામડાં, તો કોઈના હાથમાં દાતરડાંજ રહી ગયાં હતાં. આ રીતનું વિલક્ષણ પણ વિફરેલું સેન જોઈને સરકાર પણ દબી ગઇ, ને તેમને હોસલાથી પાછા વાળવાની જુક્તિ કરવા લાગી. આ ટોળાના આગેવાનોને વાતચિત કરવા બોલાવ્યા. તેમાં વાટ રાજાની સામો એવો ચડી ચડીને બોલવા લાગ્યો કે કોઇ તિરસ્કારખાં સિપાઇએ ખંજર મારી તેનો ત્યાંજ પ્રાણ લીધો. આ જોઈ પેલું આખુંસેન કીકીયારી કરી ઉઠ્યું, ને બાળ રાજાએ જો અસાધારણ સમય સૂચકતા ન બતાવી હોત તો, તેના રાજ્યનું બેશક તે વેળાજ બીંકુ વળ્યું હોત. તે તુર્ત ઘોડો દોડાવતો તેમની તર્ફ ગયો ને બોલ્યો કે "આવો, તમારો આગેવાન પડ્યો, તો હું તમારો આજથી આગેવાન થાઉંછું. ચાલો, હું તમને ઇનસાફ અપાવુંછું" એમ કહી તે તેમને પાસેના ખેતરમાં લઇ ગયો, ત્યાં બેસાડી ટાઢા પાડ્યા, ને જેજે છૂટો માગતા હતા તે આપવાનું વચન આપ્યું. અજ્ઞાન ગામડીયા લોક ભોળાજ હોયછે—તેમણે જાણ્યું કે રાજા કહેછે તે પ્રમાણે કરશેજતો. પણ એ રાજાએ તો તેમને આ રીતે પટાવી પાછા વાળી તુર્તજ પોતાના તાલુકદારોને બોલાવ્યા, અને તેઓ આવી રહ્યા કે તેમને આ બંડખોરોની પછાડી મૂકી આ બિચારા ગામડીયાનો ઘાણ કાઢી નંખાવ્યો.

આવી ચતુરાઈ રીચાર્ડ બીજા કોઇ વખત બતાવી નથી,

પણ જૂઠો ને જુલમી સ્વભાવ તોયે એનો એજ રહ્યો અને આખરે એ-થીજ તે મૂઓ.

## તેરમા તથા ચૌદમા સૈંકડામાં ઇંગ્લાંડની ઉન્નતિ.

**વર્ણ વ્યવસ્થા.** તેરમા સૈંકડાને આરંભે ઈંગ્લાંડમાં ક્ષત્રી ને શુદ્ર એવી બેજ વર્ણ હતી એમ કહીએ તો ચાલે, ક્ષત્રી વર્ગ મહા બળવાન, શૂરો, ને મદોન્મત્ત હતો. આ સમે યૂરોપમાં પ્રેમશૌર્ય ભક્તિ પૂર્ણ જુસ્સાથી ચાલતી હતી તેના મદ તથા તરંગમાંજ તેઓ સદા ગુલતાન રહેતા. યુદ્ધ એજ તેઓ પોતાનો મુખ્ય ધર્મ સમજતા, અને બીજો કોઈ પણ ધંધો કરવો એ તેઓ-ને મહા નીચ કામ લાગતું.

ધંધાદારી લોકો, એટલે, વસ્તીનો ઘણો ખરો ભાગ શુદ્ર વર્ગમાં ગણાતો, અને તેમની સ્થિતિ ગુલામગીરી કરતાં થોડીજ સારી હતી. જાગીરો વેચાય તેની સાથે એઓનો પણ ઢોરઢાંખરની પેઠે બીજા ધણીને હાથ જતા,અને જા-ગીરદારો તેમની ઉપર ચાહેતે જુલમ ગુજારવાને ઘણું કરીને મુખત્યાર હતા. વસવાયા લોકપર ભારે વેઠ હતી. બીજા વેપાર ધંધા અનેક જાતના હતા, પણ તે કરનારને આબરૂ કે સ્વસ્થતા નહોતી. કેટલાક શહેરના સાહુકારો ધનાઢ્ય હતા અને તેથી તેમનું કાંઈક માન હતું, પણ સત્તા કાંઈ નહિ ને ક્ષત્રીઓને રાજી રાખે તોજ રહેવાય. યાહુદી તો ગમે એવો લખપતિ હોય, પણ અતિશુદ્ર ગણાતો, ને તેના ઉપર કોઇ ગમે એવો જુલમ કરે તોપણ તેની કાંઈ દાદ કે ફર્યાદજ હતી નહિ.

મતલબ કે આ વેળા બધી વર્ણ દુઃખી ગુલામીમાં, ને એક ક્ષત્રીજ સત્તાધારી હતા. ક્ષત્રીમાં પણ ખરું જોર જાગીરદારોનું હતું. તેઓનો રાજાને પણ ભાગ્યેજ ગાંઠતા. તેમની પાસે મોટી મોટી લશ્કરી જાગીરો હોવાથી, એક ડચકારી વગાડે તો સૈંકડો સિપાઇઓ આવીને તેમના વાવટા નીચે ઉભા રહે. આવા પાંચ દશ સરદારો ભેગા થાય, તો રાજાને પણ વિચાર પડે એ-માં શી નવાઈ! રાજા પાસે પોતીકું લશ્કર તો આ સમે થોડુંજ હતું, અને આ સરદારોનું સમસ્ત લશ્કર તેજ રાજાનું મોટું લશ્કર હતું. તેથી રાજાઓ આ જાગીરદારોને પોતાના ભાયાત પ્રમાણે ગણતા, ને કેટલાક ખરેખરા ભાયાતે હતાજ. રાજાને જે કામ કરવું હોય, તે પોતાના આ સરદારોને રાજી રાખે તોજ થાય. કદાપિ કોઈ રાજા વાંકો ચાલતો, તો આ ક્ષત્રી બચ્ચાઓ ટપ

હથીયાર લઇને ઉભા થતા, અને તેવેળા તેઓ કેવા પરાક્રમ કરી શકતા તે તો તમે પાછળ આ બસેં વરસનું વૃત્તાંત વાંચ્યું તે ઉપરથી તમે બરાબર જાણી લીધું હશે.

જેની પાસે મોટી જાગીરો નહોતી, તે નાઈટ (ગરાસીયા) કહેવાતા. એ પણ જાતે ક્ષત્રી તેથી મૂળનો અધિકાર જાગીરદારોના જેટલોજ હતો, પણ તે ધીમે ધીમે ઓછો થઇ ગયો હતો, કેમકે પંડે પોતાની નાની જાગીરોની દેખરેખ રાખેનોજ ગુજરો થઇ શકે એવી તેમની હાલત હોવાથી ઘડીએ ઘડીએ લડવું કે રાજ કારભારમાં માથું ઘાલવા લંડન દોડી જવું એ તેમને કેમ પાલવે! પાર્લામેંટમાં બોલાવે, તોપણ તેઓ ભાગ્યેજ જતા; અને તેથી તેરમા સૈકડાને આરંભે તેમના હક નહિ જેવા થઈ રહ્યા હતા. તોપણ તેમણે ક્ષત્રીવટ છોડી નહોતી. અસ્ત્રશસ્ત્રમાં જોઇએ તેવા કુશળ હતા. વખત આવે હથીઆર પકડવા એ પોતાનું કર્તવ્ય સમજતા હતા. તેથી રાજમાં તેમની એ કાંઈ તો ગણના હજી હતી ખરી. એ કેવી રીતે બધી, અને આ ગરાશીઆઓમાંથી આગળ જે ગૃહસ્થ વર્ગ ઉભો થયો તેની સત્તા દેશમાં શીરીતે સર્વોપરી થઇ પડી તે તમે ઇંગ્લાંડનો ઇતિહાસ જેમ જેમ આગળ વાંચતા જશો તેમ તેમ તમને સમજાશે.

પ્રજા સત્તાનો ઉદય ને વૃદ્ધિ ઉપર જે કહ્યું તે ઉપરથી તમને માલમ પડ્યું હશે કે તેરમા સૈકડાને આરંભે ઇંગ્લાંડના ઘણા લોકતો કેવળ સત્તારહિત હતા, પણ તેના બદલામાં થોડા બહરૂરી જમીદારો રાજાને પણ હંફાવે એવા હતા. આ સમે યૂરોપના બીજા દેશમાં જુઓ, તોતો તે ક્યારના પોતાના રાજાઓ સાથે આથડીને સ્વતંત્ર થઇ રહ્યા હતા; અને જાન, ત્રીજોહેન્રી, બીજો એડર્વડ, અને બીજો રીચાર્ડ, એ રાજાઓના રાજમાં તેમણે અહિંયા પણ થોડું મદોન્મત્તપણું બતાવ્યું નથી. પણ વિલિયમ વિજયીની દીર્ઘ દ્રષ્ટિના પ્રતાપે તેઓથી રાજતોડી સ્વતંત્ર તાલુકા સ્થાપન થઈ શક્યા નહિ. ઇંગ્લાંડના તાલુકદારો મૂળથીજ જાણતા હતા કે એમનો આપણાથી થઇ શકવાનું નથી, અને તેથી સ્વતંત્ર થવાનો ઉમેદ રાખવાને બદલે તેઓ માંહોમાંહે સંપ કરી રાજાને હમેશા દાબમાં રાખવાની તજવીજ કરતા.

નાર્મન તાલુકદારો મૂળથીજ ડાહ્યા પણ હતા. પોતાના જાતનો અમલ જ્યાંસુધી પૂરેપૂરો ઇંગ્લાંડમાં જામ્યો નહોતો, ત્યાંસુધી તેઓ સંપૂર્ણ રાજભક્ત

રહ્યા. એ સમે ગાદીને માટે કુંવરો વઢતા,ત્યારે તેઓ તાજગી કે ગેરતાજગી કોઇનો પક્ષ ન લેતાં લડાઇ જેમ આવે તેમ પતાવીજ નાંખતા. સમાધાનીમાં પણ એવીજ સરત લાવતા કે એક મરે ત્યારે બીજો ગાદીએ બેસે. આમ કરવાનો હેતુ એ હતો કે નાર્મન રાજના કકડા પડી જાય નહિ. તે છતાં ગાદીને માટે રાજકુંવરો વઢીજ ન મરે એ હેતુથી તેમણે રાજપરંપરાનો, એટલે, એક રાજા મરે તો તેના પછી તેનો વડો પુત્ર કે તેનો પુત્રજ ગાદીએ બેસે એવો રિવાજ જલદીથી પાડી દીધો. ત્રીજાહેન્રીના રાજમાં આટલા બધા બખેડા થયા હતા તોપણ તે મૂઓ ત્યારે વડો કુંવર પાલેસ્ટાઇનમાં છતાં લોકોએ તેનીજ દવાઇ ફેરવી.

આ વિચક્ષણ જમીદારોએ ઇંગ્લાંડમાં આવી જોયું, તો તેમને માલમ પડ્યું કે રાજાનો જુલમ અટકે અને લોકની સ્વતંત્રતા જળવાય એવા કાયદા માગ્જી રાજમાં સારા બંધાયા હતા. તે અમલમાં આણાવવાની શક્તિ આંગ્લો સાક્સનોમાંથી જતી રહી હતી, અને તેથીજ તેમનું રાજ પડી ભાગ્યું. પણ આ નાર્મનો તો જેવા જોઇએ તેવા શાણા, સંપી, ને શૂરા હતા. તેમણે પહેલા હેન્રીના વખતથીજ રાજા પાસે કાયદા પ્રમાણે વર્તવાનું વચન લેવા માંડ્યું હતું, ને તેરમા સૈકડાના આરંભમાંતો જાનરાજા પાસે "મોટો પટો" લખાવી ઇંગ્લાંડના પ્રજા હકની જબરી કબુલત કરાવી લીધી.

આ 'મોટો પટો' મેળવવાનું માન આ જાગીરદારોનેજ છે. એમાં બીજા લોકનો ભાગ કાંઇજ નહિ અથવા બહુ થોડો હતો. એ પટામાં હકતો આખી પ્રજાના ઘણેરાને મંજુર થએલા છે, પણ રાજસત્તામાં બીજા લોકને એથી કાંઇ ફાયદો થયો નહિ. એમાં મહાજનની સંમતિ લેવાનું કહ્યું છે, પણ મહાજન મળે તેમાં જાગીરદારો સિવાય બીજા કોઇ લોકને આવવાનો હજી અખત્યાર નહોતો. પ્રજાએ પસંદ કરેલા પોતાના પ્રતિનિધિઓ આવે, ત્યારેજ તે દેશનું મહાજન ગણાય, એવું જે હાલ પાર્લામેંટનું મુખ્ય લક્ષણછે, તે હજી કોઇની સમજમાં નહોતું. પણ એ મહાભારત કામ કરતાં પણ ઇંગ્લાંડને પછીવાર લાગી નહિ. ઈ. સ. ૧૨૬૫ માં સૈમનડી માન્ટફર્ડની માર્ફતે એ અમૂલ્ય હક ઇંગ્રેજી પ્રજાને મળ્યો. એ વખતથી ગામડીઆ, અને કેટલાક મોટા મોટા શહેરના લોકો પોતાના પ્રતિનિધિ પાર્લામેંટમાં મોકલવા લાગ્યા, અને આ વખતથીજ ખરેખરી પાર્લામેંટ ઇંગ્લાંડમાં થઈ

એમ ગણાય છે.

રાજા ને જાગીરદારોના ઝગડાથી પાર્લામેંટને બહુ ફાયદો થયો. બંનેપક્ષના મનમાં એમ રહેતું કે ગરાસીઆઓ આપણી તર્ફ રહેતો સારૂં. તેમાં જાગીરદારો તો વિશેષે કરીનેજ તેમની સહાયતા શોધતા, કેમકે તેઓ એકલા રાજાની સાથે આથડી શકે એટલા યૂરોપના તાલુકદારો જેટલા કાંઈ જબરા નહોતા. રાજાને પણ જ્યારે નાણાંનો ખપ પડે, ને જાગીરદારો વાંકા થયા હોય, ત્યારે તેઓ પાર્લામેંટને ખૂશ રાખતા.

પહેલાં તો જાગીરદારોની ભેળાજ પ્રજાના પ્રતિનિધિઓ પાર્લામેંટમાં બેસતા, પણ સને ૧૩૧૩ થી તેઓ જૂદા જૂદા મકાનમાં બેસતા થયા, અને ત્યારથી "હાઉસ આવ્ લાર્ડસ" (અમીરોની બેઠક) અને "હાઉસ આવ્ કામન્સ" સામાન્ય લોકની બેઠક અથવા આમની સભા એવાં નામ પાડ્યાં. આમની સભામાં સ્પીકર (પ્રમુખ જેવો ઉપરી) પસંદ કરવાનો રિવાજ ઈ. સ. ૧૩૭૭ થી નીકળ્યો.

ત્રીજા એડવર્ડ રાજાએ પાર્લામેંટની રજા વગર કર ઉઘરાવવાની ઘણી તજવીજ કરી, પણ તે આવો પ્રતાપી હતો તોપણ તેમણે તેને કળેકળે નમાવ્યો. તેઓ જાગીરદારોની પેઠે લડવા તો નહિ નીકળતા, પણ જ્યારે રાજા એમ કરે ત્યારે તે કામ કાયદાવિરૂદ્ધ છે એમ ઠરાવ કરતા,વારંવાર અર્જીઓ મોકલ્યા કરતા; અને કોઇ અડીની વખતે હઠ લઇનેજ બેસતા કે અમારી ફરિયાદ નહિ સાંભળો તો અમે કર નહિજ મંજુર કરવાના. કર મંજુર કરતાં આટલી પંચાત ઉઠાવતા એટલુંજ નહિ,પણ આપેલા નાણાં શીરીતે વાપર્યાં તેનો પણ ત્રીજા એડવર્ડના વખતથી હિસાબ માગવા લાગ્યા. આ રાજાના છેલ્લા ભાગમાં જે કાયદાઓ રાજાએ કર્યા તેના મથાળાપર એમ લખ્યુંછે કે આ કાયદો અમીરો તથા આમની સભાની સંમતિથી કર્યોછે. રાજા નઠારો ચાલે તો રાજાને ઠપકો દેવાને બદલે કારભારીઓ બદલવાની રીત કાઢી. પ્રધાનોને કાઢી મૂકાવવાનો આગ્રહ અમીરોને તો મૂળથીજ હતો; પણ પાછળથી આમની સભાવાળા તેમ કરતા શીખ્યા, અને તે કરવાની રીત સારી પકડી, બંડ ઉઠાવવાને બદલે નાણાંની મંજુરીજ ન આપે, અને તેથી આખરે રાજાને કબુલ કરવું પડે. વખતે રાજા બહુ જબરો ને મમતી હોય. તો પાર્લામેંટની માગણી રદ પણ જાય. પણ વળી પાછો લાગસાધી પોતાનું ધાર્યું મેળવે,ત્યા-

રેજ તેઓ જંપે. પાર્લામેંટ કળેકળે કેવા હક ભોગવે છે તે જોતાં મધ્યમ વર્ગના ઇંગ્રેજોમાં કેટલો આગ્રહ છે તે બરાબર માલમ પડે છે.

ચૌદમા સૈકાની છેવટે પાર્લામેંટની સત્તા આટલે સુધી વધીને થઇ હતી. હજી તે જાગીરદારોની સત્તાના તેજ આગળ ઝંખવાઈ જતી એ વાત ખરી. ઘણીવાર તે રાજા કે બંડખોર તાલુકદારોની હાથેહાજ બણતી. બીજા એડવર્ડ, કે બીજા રીચાર્ડને પદભ્રષ્ટ કર્યા એ મહોન્મત્ત ભાવાતોનુંજ કર્મ હતું, અને પાર્લામેંટનું તો માત્ર નામજ વપરાવાનું હતું. પણ નામને ખાતર પણ પૂછવું પડે, નામની એ મંજુરીવિના કાંઈ થાય નહિ. એ તમે નાનો ગુનો અત્યારે સમજશો નહિ. એ ઉપરથી સાફ જણાય છે કે પાર્લામેંટ શેને માટે છે એ મત તો અત્યારથીજ ઇંગ્લાંડમાં સ્થાપિત થઈ રહ્યો હતો.

આ રીતે મધ્યમ વર્ગના લોકની સત્તા રાજ્યમાં ઉભી થઇ અને વધી. એ વર્ગ હજી નાનો હતો. ધંધાદારી તથા મજુર લોકની સ્થિતિમાં કેટલોક સુધારો થયો હતો, તોપણ તેમની ઉપરના જુલમ તથા ક્ષુદ્રતા (જેને વિલનેજ) કહેતા તે હજી દૂર થયાં નહોતાં. તેઓ મહાદુઃખી હતા, અને વાટટાયલરનું બંડ એ એક તેનુંજ પરિણામ હતું. શુદ્રલોકોએ પોતાના હકને માટે ઉઘરાણી કરવાનો ઇંગ્લાંડના ઇતિહાસમાં પહેલવહેલો દાખલો એજ છે. ખરો ખરો વરસથી દેશમાં હકના પોકાર જાગીરદારો ને ગરાસીઆઓ પાડી રહ્યા હતા, અને નિરંતર તેને માટે હથીઆરના ઝણકારા થયા કરતા હતા, તો તેની અસર કાંઇપણ આ લોકપર થયાવિના કેમ રહે? તેપણ સ્વતંત્રતાની કિંમત ઓળખતા થયા હતા. હજી જબરદસ્ત જાગીરદારોની આગળ મધ્યમ વર્ગનાનુંજ પૂરૂં ચલણ નહોતું, તો આ શુદ્રજાતિઓ બિચારી અજ્ઞાન શું કરી શકે! તોપણ આ બંડપેળા એમનો પોકાર એજ હતો કે સઘળા માણસ સરખાજ છે, અને વળી ઉંચને નીચ તે ક્યાંથી થયા. ઠામ ઠામ તેઓ આ દુહો બરાડતા.

જ્યારે આદમ આદમે, હળખેડ્યો નિજ હસ્ત;
ઇવે કાંત્યો રેંટિયો, ત્યારે ક્યાં હતો ગૃહસ્થ.

શરીરી મહેનત કરવી નહિ અને તે કરે તે નીચ એમ જે ગૃહસ્થ લોકો અભિમાન રાખતા હતા તે ઉપર આ શબ્દ ટાણો હતો.

મિથ્યા ધર્મની સ્થિતિ તથા સુધારો. લોક મહા વહેમી ને ધર્માંધ હતા.

બગડી ગએલો ખ્રીસ્તિ ધર્મ ચાલતો, ને તેનો મહારાજ રોમમાં રહેતો તેની સત્તા સઘળે ઠેકાણે મોટા મોટા ભૂપતિઓને પણ કંપાવતી. જાનના વખતમાં ઇંગ્લાંડ ઉપર ખંડણી બેસાડી તેતો આપણે પાછળ કહી ગયા છઈએ, પણ આ નવું લાકડું નીભી શક્યું નહિ, કેમકે લોકને તે ગમ્યું નહોતું. ભાગ્યેજ કોઈ રાજાએ ખંડણી ભરી, ને ત્રીજા એડવર્ડના રાજમાં તો કાયદો કરી પર્લામેંટે એ વાત બંધ કરી. એજ રાજના પાછલા ભાગમાં એવો કાયદો થયો કે કોઈએ રાજ બાબત ફર્માન દેશમાં દાખલ કરવો નહિ. ધર્મ ગુરૂઓના ગુણદોષની ચર્ચા કરતા પણ લોકો થયા હતા, કેમકે રાજકિય બાબતની સાથે ધર્મમાંએ કાંઈ કાંઇ સ્વતંત્ર બુદ્ધિ થવા લાગી હતી. ધર્મ સુધારાનો પહેલો પોકાર પણ આજ વખતમાં વિકલીફનામના સાધુએ ઉઠાવ્યો, અને તેનું કહેવું તો સો વરસપછી ધર્મસુધારકોએ જે વાત કરી તેના કરતાં પણ વધારે ઓખું ને હિંમત ભરેલું હતી. એણે બાઈબલનું ભાષાંતર પહેલવહેલું ઇંગ્રેજી ભાષામાં કર્યું એ મોટું પરાક્રમ હતું, કેમકે એ વેળા સઘળી ધર્મક્રિયાઓ પણ લાટિનમાં થતી અને ધર્મ પુસ્તકનો દેશી ભાષામાં તર્જુમો કરવો એતો મહા પાપછે એમ પાદ્રીઓએ બધા લોકને મનાવી મૂક્યું હતું. પાદ્રીઓ આ સમે બહુ લોભી, લુચ્ચા, ઠગારા, ને વિષયાસક્ત થઈ ગયા હતા.

વિદ્યા તો આ કાળને અંતે પણ દેશમાં થોડીજ હતી. પહેલાં તો કોઈને લખતાં વાંચતા પણ આવડતું નહિ, અને રાજાઓ તથા તાલુકદારો પોતાના નામની મહોર કોતરાવી રાખી, ખપ પડે ત્યારે સહીને ઠેકાણે છાપ મારતા. પહેલો હેન્રી કાંઈ ભણેલો હતો તે એટલું નવાઈ જેવું લાગ્યું કે વિદ્વાન હેન્રી એવીજ એની અટક પડી ગઇ.એ સમે કાંઇ વિદ્યા હતી, તે સાધુઓના મઠમાંજ; તોપણ કોઈ સાધુને ખરેખરા પંડિત થવું હોય; તોતો તેને રોમ કે ફ્રાન્સની પાઠશાળાઓમાં જવાની જરૂર પડતી.

ચૌદમા સૈકડામાં ઉપલા વર્ગના લોકોને ભણવા ઉપર રૂચિ થવા લાગી. પાછલા સૈકડામાં દેશભાષા ઇંગ્રેજી થઈ ચૂકી હતી તે હવે એડાણપર ચડી. ત્રીજા એડવર્ડના રાજમાં બે ઉત્કૃષ્ટ પુસ્તકો રચાયા,ને ઇંગ્રેજી ભાષાના સુધારાનો પાયો નંખાયો. એક ઉપર કહ્યું તે પ્રમાણે વિકલીફે બાઇબલનું ભાષાંતર કર્યું તે, અને બીજુ ચાસર કવિનું કાવ્ય. આ કવિની ગણના આજ પણ ઇંગ્રેજી ભાષાના સર્વોપરી કવિઓમાં થાયછે, અને એનું કાવ્ય લોકો હે-

તથી ભણેછે. આજ રાજમાં સરકારી લખાણોમાંથી ફ્રેંચ ભાષા નીકળીને ઇંગ્રેજી વપરાવા લાગી. લાટિન ભાષાનો અભ્યાસ વધ્યો. રાજરબેકન નામના એક સાધુએ પદાર્થ વિજ્ઞાન તર્ફ પોતાનું મન દોડાવ્યું અને એમ કહેવાયછે કે પાછળથી કેટલાક સૈકડા કેડે જે શોધો થઈ તે એણે પણ કરી હતી; પરંતુ આસપાસના ઘાડા અંધકારને લીધે તે પ્રગટ થઈ શકી નહિ, અને ઉલટું ધર્માધ લોકો તર્ફથી એને ઘણું દુઃખ ખમવું પડ્યું. એને માટે એટલે સુધી કહેવાયછે કે વરાળયંત્રનું એક ડોળીયું પણ એણે બનાવ્યું હતું.

---

## मूर्खाइ विषे.

### દોહરા.

દેવું કરિ દુનિઆ વિષે, દેનાં દિલગિર થાય;
સજ્જન જાણો સૃષ્ટિમાં, તે મૂરખનો રાય. ૧
માત પિતા પદને તજી, પૂજે પત્ની પાય;
લજવ્યો લજ્જાશે નહીં, તે મૂરખનો રાય. ૨
ચોરે વસ્તુ વિતરઈ, જેનો ખપ ન જરાય;
નાણાંના પાણા કરે, તે મૂરખનો રાય. ૩
નાત વરામાં નીશદિન, દ્રવ્ય ખરે ખરચાય;
ગરીબને આપે નહીં, તે મૂરખનો રાય. ૪
જે વસ્તુથી વરસમાં, નિશદિન પોષણ થાય;
તે નાંખે ઊંડે કુવે, તે મૂરખનો રાય. ૫
કાચ ગ્રહે રત્નો તજી, દિલમાં નહિ દૂખાય;
સોનાનું પીતળ કરે, તે મૂરખનો રાય. ૬
સદવિદ્યા શિખે નહીં, મંત્રો ભણવા જા'ય;
સવળાનું અવળું કરે, તે મૂરખનો રાય. ૭
કલેશ કરી કુટુંબમાં, લડવા સામો ધાય;
સંપ ન રાખે સૃષ્ટિમાં, તે મૂરખનો રાય. ૮
ઇશ્વરને અળગા કરી, પાખંડ પૂજવા ધાય;
દુખિ થાશે દુનિઆવિષે, તે મૂરખનો રાય. ૯

કરિને સારૂં કોઈનું, રાજી રૂદે ન થાય;
ખોટું કરિ ખૂશી રહે, તે મૂરખનો રાય. ૧૦
પરનારીની પ્રીતથી, ખૂબ ખુશી દિલ થાય;
નાણાં ખરચે નેહથી, તે મૂરખનો રાય. ૧૧
પીતા દારૂ પ્રીતથી, દડબડ દોડ્યો જાય;
પૈસા નાંખે પાણિમાં, તે મૂરખનો રાય. ૧૨
કસબ અધિકતો આવડે, પણ ઊદ્યમ નવ થાય;
ભૂમીમાં ભૂખે મરે, તે મૂરખનો રાય. ૧૩
બુઢ્ઢાને દઈ બાળકી, પછી મનમાં પસ્તાય;
રાંડે ત્યારે બહુ રડે, તે મૂરખનો રાય. ૧૪
ચાકર મિત્રી સર્વદા, ઝેર હળાહળ ખાય;
સમજો તેને સૃષ્ટિમાં, સહુ મૂરખનો રાય. ૧૫
ઉપજ ઉર દેખ્યાવિના, જર ખરચ્યો બહુ જાય;
દેવામાં ડુબી જશે, તે મૂરખનો રાય. ૧૬
કુલક્ષણી થઈને ફરે, કરે કમાઈ ન કાંય;
કમાણિ ખાયે કોકની, તે મૂરખનો રાય. ૧૭
મદદ ન કરે ગરીબને, કરે ચોરને સાંય;
એવો જે આ અવનિમાં, તે મૂરખનો રાય. ૧૮
સંગ્રહ કરતાં પાપનો, દિલ નહિં દિલગિર થાય;
પુન્ય કરે નહિં પૃથ્વિમાં, તે મૂરખનો રાય. ૧૯

લી. ઓઝા લલુ કાળીદાસ
વાઘનગર તાબે મહુવાની સ. ગુ. નીશાળનો મેહેતાજી.

---

## અંધેરી નગરીનો ગર્ધવસેનઃ-એક ઉટંગ વાર્તા.

આ ચોપડી એના બનાવનાર મિ. હરગોવિંદદાસ કાંટાવાળાની તરફથી ત્રણેક મહીનાથી અમારી પાસે આવી છે. આ ભાઈ ગૂજરાતી ભાષાના એક જાણીતા લખનાર છે. હાલ એમણે નવોજ દેશ પકડ્યો છે અને તેથી તેમાં બરાબર સિદ્ધિને ન પામે તો કાંઈ નવાઈ જેવું નથી એમ જાણતાં

છતાં આ પુસ્તકે અમને નાઉમેદ કર્યા છે. "દેશી કારીગરીના ઉત્સાહી" પ્રચારકની નિર્મળ, સરળ, ને ઉજ્જ્વલ ભાષા, કે "પાણીપત" ના કવિની રસિકતા અમને આ ઉટંગ વાર્તામાં કોઇ પણ ઠેકાણે માલમ પડતી નથી. ભાષા બાબત તો એ બાઇ એક નવા અશાસ્ત્રિય મતવાળ સ્થાપનાર થવાનો અનિષ્ટ લોભ રાખતા હોય એમ જણાયછે. બિચારી આપણી ગૂર્જરી માતાને ભીખ માગતી ગણી તેનો શબ્દ ભંડાર વધારવા ગામડીયા ને પ્રાંત ભેદના બોલ વાપરવાનો પ્રસ્તાવનામાં લાંબો બોધ કર્યો છે. મિ. હરગોવન દાસ જાણતાજ હશે કે બધી ભાષામાં ગ્રામ્ય ને પ્રાંત ભેદના શબ્દો અતિ નિંદ્ય ગણાય છે, પણ એમ શામાટે ગણાયછે તેનાં કારણો વખતે સમજ્યામાં ન હોય એમ અનુમાન થાયછે. ગામડીયા શબ્દ સુશિક્ષિત વાંચનારના મનમાં તિરસ્કારજ ઉત્પન્ન કરેછે અને તેથી તે ગમે એવા ગ્રંથની પ્રૌઢિનો ભંગ કરવાને બસછે. પ્રાંત ભેદના શબ્દનું તો મોટું દુઃખજ એ છે કે તે પોતાના પ્રાંતમાં ગમે એટલા રૂઢને શુદ્ધ હોય, પણ બીજા પ્રાંતમાં તે સમજાતાજ નથી, અને ન સમજાય તો પછી તે લખવાનો શો ફાયદો! ન સમજાય એવાજ લખવા હોય તો તો પછી ચિનાઇ કે જંગબારી ભાષાના બોલ લખતાં પણ શી હરકત છે? અપ્રસિદ્ધ સંસ્કૃત શબ્દ લખવાની રીતને પણ અમે તો પસંદ કરતા નથી, પણ તેમ કરવું આ કરતાં સારૂંછે, કેમકે તે શબ્દ સંસ્કૃત ભણેલાને તો સમજાય અને એટલું સંસ્કૃત જાણનારા હાલ ગૂજરાતમાં જે વર્ગના વાંચનારા છે તેમાં ઘણાછે. અને તે દિનપર દિન વધતા જાયછે. પણ આ પ્રાંત ભેદના શબ્દતો પરપ્રાંતનો શાસ્ત્રી કે ગામડીઓ કોઇએ સમજે નહિ.

આ તો એ બાઇ જે નવતરે મત ફેલાવવાની તજવીજ કરી છે તેનું વિવેચન થયું. બાકી ગ્રંથમાં તો એટલે દરજ્જે એ બાઇએ કાંઇ અજુક્તા શબ્દો વાપર્યા નથી એ જોઇ અમે ખૂશી છઇએ, અને અમે કહીએછઇએ કે સારો ગ્રંથકાર કુતર્કે ચડી પોતાની ભાષા બગાડવા માગે, તો પણ તે એટલે દરજ્જે તેનાથી બગાડી શકાતી નથી. તો પણ આવો કુતર્ક એ બાઇ સવેળાથીજ સમજીને છોડીદે તો સારૂં, કેમકે એની માઠી અસર આ ગ્રંથની ભાષા ઉપર ઠેકાણે ઠેકાણે થયા વિના રહી નથી. ઘરેખુણીયા શબ્દની સામા અમારે કાંઇ વાંધો નથી, પણ ઉલટા તે નાટકાદિના પુસ્તકોમાં વધારે

વપરાય તેમ સારૂ એમ અમે માનીએ છઇએ, પણ એ ઘરખુણીયા શબ્દો આમડીયા કે પ્રાંત ભેદના તો નજ જોઇએ. એવો શબ્દ કોઇ માર્મિકજ હોય અને તેની ખોટ કોઈ પણ બીજા માન્ય શબ્દથી પૂરી ન પડતી હોય, તો તે વાપરવો. પણ તેની સાથે સમજુતીને માટે નીચે એક ટીપ આપવી. આજ અમને ભાષાને શ્રીમંત કરવાનો ખરો માર્ગ જણાયછે.

ઘરખુણીયા શબ્દોને વાક્યોજ વાપરીશ એવી પ્રતિજ્ઞા કર્યા છતાં વાક્ય રચના તો એ ગ્રંથકારની હમેશની સરળતા છોડી ડોળ ભરી ક્લિષ્ટતા તર્ફ દોડી ગઇછે. આ ચોપડીનું પહેલુંજ વાક્ય અડધા પાનાનું છે. અને તેનો આરંભ કેવા ડોળ ભરેલો ! " કાદંબરી નામના ઉત્તમ પુસ્તકમાં જેવી શિક્ષા પ્રધાને રાજકુંવરને આપેલી" વગેરેથી આરંભ થાયછે. એ વાર્તાના વાંચનારામાંથી કેટલાએ કાદંબરીનું નામ સાંભળ્યું હશે વારૂ ? અને નામ થોડાકે સાંભળ્યું હશે તો પણ તેમાંના કેટલા થોડાએ એ ગ્રંથ વાંચ્યો હશે ( કેમકે એ ગ્રંથ સંસ્કૃતમાંજ પ્રસિદ્ધ છે), અને તે સંસ્કૃત વાંચનારામાંથી એ કેટલા થોડાને એ શિક્ષા શી હતી તેનું આ વખતે કાંઇ પણ સ્મરણ હશે! આવી જાતની વાક્ય રચનાને ડોળ નહિતો બીજુ શું કહેવું ?

હરગોવનદાસ જેવા અત્યાર સુધી શુદ્ધ ને અક્લિષ્ટ લખનારમાં આવું વલણ જોવું એ અત્યંત ખેદકારકછે, પણ અમે ધારીએ છઇએ કે પ્રસ્તાવનામાં એ ભાઇ લખેછે કે " જૂદે જૂદે સ્થળે, જૂદે જૂદે સમયે, અને મનની જૂદી જૂદી સ્થિતિની અંદર" આ વાર્તા લખાએલીછે તેનુંજ આ પરિણામ હશે, અને અર્થ ભાગમાં પણ જેજે ખામીઓ દેખાયછે તેનું કારણ આપણે ઉદારતાથી એજ ગણવું જોઇએ. માટે હવે અર્થ ભાગ પર આ રીતની ટીકા વિસ્તારવાને બદલે ટુંકામાંજ પતાવી હંસની પેઠે 'નીર' નો ત્યાગ કરી "ક્ષીર" ગ્રહણ કરીએ છઇએ.

કોઇ કલ્પિત અંધેરી નગરીમાં ગર્ધવસેન કરીને રાજા હતો. કયે ઠામે તે કહ્યું નથી. અને કાળ ચીતરવા કોઇપણ રીતનો બંધ રાખ્યો નથી કે વાંચનાર તે અટકળી શકે. એમાંના વર્ણન હાલના સમયને બરાબર જેમ બંધ બેસતા આવતા નથી, તેમ સો ઉપરના કે હજાર ઉપરના કાળને પણ લાગુ પડતા નથી. દેશ ને કાળ વિનાની આ વાર્તા ગ્રંથકાર પોતે કહેછે તેમ ઉટંગજ છે. એ ગર્ધવસેન એના નામ પ્રમાણે ગધેડોજ અને નગરી અંધેરી તે અં-

ધેરીજ હતી. એનો પ્રધાન ગંડુપુરી નામે કોઇ બાવો; દુર્બળસિંહ સેનાપતિ, બોથડપંત ખજાનચી, અજ્ઞાનભટ ન્યાયાધીશ, જુલમેશ્વર જકાત ખાતાનો ઉપરી. કપટચંદ મહેસુલખાતાનો વડો, ને હજુરનો મહેરેગીર અબુધ કરીને કોઇ આરબ હતો! પાત્રના તો જોતાં જેવાં ભેગાં થયાંછે, પણ પાત્રના ઉપર ગ્રંથકારનું કાંઇ પણ લક્ષ ન હોવાથી બધો રંગનો ભંગ થઈ ગયોછે.

આમાંના ઘણાખાને લુચ્ચા કલ્પ્યા તે તો ઠીકછે પણ તે ને તેજ માણસને બીજે પ્રસંગે છેક બેવકુફ-બેનાજ કહેવાય એવા- ચીતર્યાછે એ શું ? પણ થયુંછે એમકે રજવાડાને લગતી અંધેર ને જુલમની કાહાણીઓ ભાટ લોકોની તર્ફથી દેશમાં ચાલેછે તેને આ ગ્રંથમાં આડી અવળી જેમ આવે તેમ ગોઠવી દીધીછે, અને તેથી એમાં પાત્રતાની આશાજ રાખવી એ ફોકટછે. આ પ્રત્યેક કાહાણીઓ છૂટી છૂટી વાંચતાં ફાર્સ જેવી પણ રમુજી છે,અને.તે દેશી રજવાડાના અંધેર ઉપર અચ્છા ઝપાટા ગણાય.પરંતુ એ મૂળે તો ભાટની કાહાણીઓ અને તે આ વાર્તાના પાત્ર જોડે જોડાઇ એટલે તેનું અસંભવિતપણું સંભવની પણ બહાર જતું રહ્યુંછે.

વળી, આ કહાણીઓ એટલી બધીછે કે તે મૂળ વાતમાં ભંગાણ પાડી વાંચનારના રસને તોડી નાંખેછે. આ વાર્તાની સંકલનામાં આવી આડકથાઓ દાખલ કરતાં ઘટતો વિવેક ન વાપરી શકાયો તેથીજ બધી ખરાબી થઇછે. બાકી એ મૂળવાત તો ઘણીખરી સંભવિત, હાલના રાજાઓને ચાનક આપનારી, તથા સમજે તેને સુબોધકારી છે.

મૂળવાત આ પ્રમાણે છે. ગર્ધવસેન એના બાપને ઘડપણનો એકને એક કુંવર હોવાથી છરાયો ને લાડઘેલો તો હતોજ તેવામાં એને ગાદી મળી. એને બગાડવા ચોતરફથી નઠારાં માણસો ભેગાં થયાં. સારા ને ભલા કારભારીઓ દૂર થયા, ને લુચ્ચા માણસોના પોબાર પડવા લાગ્યા. ગંડુપુરી કરીને એક બાવો હતો તેને એ નાનપણથી મામો મામો કહી બોલાવતો અને તેના ઉપર ઘણી પ્રીતિ હતી. તેને એ મૂર્ખાએ પ્રધાન કર્યો. એ બાવો મહા લુચ્ચો, ને સ્વાર્થી હતો. એણે રાજાને કુછંદમાં નાંખી પોતાના હાથમાં સઘળો અધિકાર લઇલેવા ધાર્યું, પણ તેમાં એને રાજાની સગુણસુંદરી નામની રાણી તર્ફથી કેટલીક હરકત નડી કેમકે તે ડાહી ને ભલી હતી. માટે એ રાણી ઉપર અભાવો કરાવવા તે બહુ મથ્યો, અને આખરે રાજાને ઝેર દેવાનું

રજેરજ જૂઠું આળ ઉભું કરી તે બાપડીને તે મુરખ રાજા પાસે મહેલના એક ખુણાના ઓરડામાં કેદ દાખલ રાખવાનો હુકમ કરાવ્યો. હવે રાજાને કોઇ શીખામણ આપનાર રહ્યું નહિ, અને તેમાં વળી કૌભાંડમતિ નામની એક કુપાત્ર રાણી કારભારી પરણાવી લાવ્યો તેણીએ તો રાજાને કોડીનો કરી નાંખવા અફીણ ને દારૂ પર ચઢાવી દીધો. નવીરાણીના હાથમાં જતો રહેલો જોઈ, પેલા પાપી પ્રધાને તાની નામનો એક ફાંકડો તાયફો બોલાવી રાજાને તેના છંદમાં ફસાવ્યો. પણ આતો ગંડુને બકરૂં કાઢતાં ઊંટ પેઠા જેવું થયું. રાજાને તાનીનું તાન એટલું લાગ્યું કે આખા રાજની તે કીસબાતણીજ મુ-ખ્તિયાર થઈ પડી. કૌભાંડમતિ કે ગંડુપુરીનો રાજમાં કોઈ ભાવ પૂછે નહિ, પણ સઘળા પેલી નાયકાને ઘેર ધક્કા ખાય. આ જોઈ પેલાં બે સમ દુ-ખીયાં સમજ્યાં ને એક સંપ થઈ એકાએક રાત્રે તે ગુણકાને કેદ કરી લીધી. કેફની ધુનમાં રાજા "તાની, તાની" કરતો તેની પાસે ગયો ત્યારે તેનો વેશ લઈ કૌભાંડમતિએજ ત્યાં આવી તેને રાજી કર્યો. બીજે દિવસે કેફ ઉતરી ત્યારે પણ રાજાએ તાનીની કાંઇ તપાસ કરી કે નહિ તેનો આ ઉટંગ વાર્તા-માં કહ્યુંજ નથી, પણ હવેથી રાજા કોણ જાણે શી રીતે, પણ બિલકુલ આ બે જણને તાબે થઇ ગએલો વર્ણવામાં આવ્યોછે.

હવેથી આ કુભાર્જા રાણીને હરામખોર કારભારી બધી રીતે એક થઈ ગયાં. ગોલાગોલી, ખાસ ખવાસ,ને ચોકી પેહેરાવાળા એ સઘળાં પોતા-ની તર્ફના રાજાની આસપાસ મૂકી તેને કેદી જેવોજ કરી નાંખ્યો. પછીથી બંનેજણ મનમાને તેમ માહાલવા લાગ્યાં. ગંડુપુરી રાત દહાડો રાણીના મહે-લમાં પડી રેહે, મોજ મઝાહ મારે, ને બંને ભેગાં મળી રાજ પચાવી પડવા ના દર રોજ તર્કટો રચે. ગર્ભ રહ્યોછે એમ વાત ચલાવી પૂરે દહાડે કોઈનો છોકરો લાવીને એડવી દેવાનો તેમણે વિચાર કર્યો. તે પછી જૂની રાણીના કુંવર જયસેંહ વિષે અનેક ઘાટ ઘડઘડ ચાલે તો રાજા પાસે કેહેવડાવવું-કે એ મારા પેટનો નથી, અને તેમ ન થાય તો તેને ઠાર મરાવવો એમ આ ચંડાળ જોડાએ નિશ્ચય કર્યું.

આ દરમ્યાન રાજાને રાણીના ચાલ ઉપર કાંઇક વ્હેમ ગયો. તથી જ્યારે તેણીએ દાહાડા રહેવાની વાત કાઢી, ત્યારે રાજાએ બરાબર કાને ધરી નહિ. બીજો પ્રસંગ શોધી રાણીએ રડી કકળી બહુ સ્ત્રી ચરિત્ર કરી એથા-

ણી માગી, પણ તે વેળાએ તેને રાજાએ ઉડાવી. એણે હવે વ્યસન થોડું કરવા માંડ્યું, ને પોતાની હાલતનો અફસોસ કરવા લાગ્યો. આવી સ્થિતિમાં એક પ્રસંગે જૂની રાણીને જ્યાં કેદ કરી હતી ત્યાં જઈ પહોંચ્યો, ને કોટડી કૂદી તેના ઓરડામાં ગયો. સજળ આંખે બંનેનો બાર વર્ષે મેળો થયો અને એકબીજાએ પાછલા સઘળા ખુલાસા કર્યા. બૂંડી શોક્યે રાજાના કેવા હાલ કરી નાંખ્યા હતા તે સાંભળી સગુણસુંદરીને ઘણો શોક થયો. હવે શું કરવું તેનો વિચાર કરવા તેઓ હવે ચોરી છુપીથી એક બીજાને મળવા લાગ્યા, અને તે કામમાં એક જુનો નિમક હલાલ ખવાસ હોંસથી સહાય થયો.

પેલી તર્ફ કોભાંડમતિને ગંડુપુરીનાં કાવત્રાં ધમધોકાર ચાલતાં રહ્યાં હતાં. જયસિંહ તેના મોસાળમાં સુખે ઉછરતો હતો ત્યાં તેનું કાટલું કાઢી નંખાવવા ભારે લાલચ આપી નારોજી નામના એક વિકરાળ બહારવટીઆને મોકલ્યો, કેમકે તે રાજમાં એવો બંદોબસ્ત હતો કે કાચા પોચાનો તો આવું કામ માથે લેવાની હિંમતજ ચાલે નહિ. આ મકવાણો પોતાના જેવા ચાર પાંચ સાથીઓને લઈ જયસિંહના મામાને ગામ આવ્યો. સાપ રમાડનારને વેષે ગામમાં દાખલ થઈ ગઢની નિરીક્ષા કરવા સાંજ પહોરનો તે જોસાંઇને વેષે બહાર નીકળ્યો. ગઢની ઉંચાઇ, કિલ્લા, બારી, ને પહેરેગીરોનો બાબતો જોઇ એ ડર્યો તો ખરો, પણ માથું આઘું મૂકી આરંભેલું કામ પૂરૂં કરવાનો તેણે નિશ્ચય કર્યો. પછી રાત્રે આ વિકટ જગામાં હજારો સાહસ ધર ડાકુઓની જુક્તિ વેઠી તથા પૂરેપૂરી કરી, તે મહેલના ઉપલા ઓરડામાં કુંવર સૂતો હતો ત્યાં ગૂપચૂપ દાખલ થયો. શિકારમાં એ કુંવરની આંગળીએ કાંઇ ઘા વાગેલો તેનો તે રોજે તાડ થઇ આવ્યાથી દવાદાર કરવા મામીએ પોતાના ઓરડામાં સુવાડ્યો હતો. મામી ને ભાણેજ એ બંનેની જરા આંખ મીચાઇ ગઇ હતી તે વખતે પેલો ખૂની ત્યાં જઇ પહોંચ્યો, ને જેવો કટાર કાઢી મારવા જાયછે કે છોકરાની જોડે કોઇ આધેડ બાઇડીને દીઠી, આતો કોઇ મા દીકરો સુતાંછે એમ તે કહીને અચકાયો અને તેની સાથેજ એના હાથને કંપારી છુટતાં કટાર હાથમાંથી ધપ દેઇને પડી ગઈ. આ ખડખડાટ સાંભળતાંજ ચપ લઈને પેલી રજપૂતાણી જાગી ઉઠી ને પાસે ઉઘાડું ખડગ ટાંગેલું હતું તે ફેરવીને લગાવ્યું. લોહીચૂતો તે ઉભી પુંછડીએ નાઠો, ને પાછળથી તેનો કાંઇ પત્તો લાગ્યો નહિ. આ ખુનીની કટાર પડી રહી હતી

ભ્યાસ કરવા લાયકછે.

આ રીતે આ વાતનો છેડો આવેછે. આ મૂળ વાત છેક અસંભવિત છે એમતો જે રજવાડાથી કાંઈ પણ વાંકેફગાર હશે તે કહી શકશે નહિ. ભૂલ એટલીજ છે કે દુનિયાનું સઘળુ નઠારૂં એક ઠેકાણે બતાવ્યું છે. કાવ્ય શાસ્ત્રમાં દૈવી, માનુષી, ને આસુરી એવાં ત્રણ જાતનાં કવનો કહ્યાં છે. દુનિયામાં ન હોય અથવા ક્વચિતજ હોય એવા સદ્‌ગુણોનું વર્ણન કરવું તે દૈવી, માણસમાં ગુણ દુર્ગુણ સામાન્ય પણે હોય છે તેવાંજ ચીતરવાં તેનું નામ માનુષી કાવ્ય, અને દુનિયામાં ન હોય અથવા ક્વચિતજ હોય એવા જ દુર્ગુણમય આ સૃષ્ટિને વર્ણવવી તે આસુરી. આપણા આર્ય પૂર્વજોએતો આ છેલ્લા વર્ગના કાવ્યને અતિ નિંદ્ય ગણી ત્યાગ કર્યુંછે. ઈંગ્રેજીમાં પણ તેને સારા લોકો પસંદ કરતા નથી, કેમકે એવા દુર્ગુણના રસમય ચિત્રોથી (પરિણામે દુઃખ વર્ણવ્યું હોય છે તો પણ) જુવાન માણસના મન ઉપર નઠારી અસર થાયછે, અને પ્રૌઢ બુદ્ધિ વાળાનેતો તે ચિત્ર રૂચતાંજ નથી. ઈંગ્રેજીમાં રેનલ્ડ આ વર્ગનો લખનાર છે. આ ગ્રંથનો રેનલ્ડની સાથે મુકાબલો કર્યો તે માત્ર આ બાબતમાંજ સમજવો. તેની ચિત્રણશક્તિ કે પાત્રજ્ઞાનને ઠેકાણે તો અહિંઆં શૂન્યજ છે, પણ એનો એટલો ફાયદો પણ ગણાય, કે અહિંયા દુર્ગુણોનાં ચિત્રો મનોહર ન હોવાથી વાંચનાર પર નઠારી અસર નહિ કરે. એથી ઉલટું આ ગ્રંથમાં જે ખાસ બોધબાજ છે તે બે સારો, ને છટાથી લખાએલો છેજ. માટે નીતિ સંબંધી આ ગ્રંથની સામા અમે વાંધો લેતા નથી.

રસ વિષે તો અમે જે જે કહ્યું તે ઉપરથી અમારો અભિપ્રાય જણાઈ ગયો હશે. આડકથાઓ ન નાંખી હોત, અથવા નાંખતા પાત્રાપાત્રનો વિવેક વાપર્યો હોત, તો ગ્રંથકારના સારી કહેવાત. મૂળ વાતમાં ગર્ધવસેનને છેક ગધેડો ન બનાવતાં માણસ રાખ્યો હોત, તો વાંચનારને વધારે રસ લાગત, અને સારી અસર થાત. જો આ ગ્રંથથી રાજ વર્ગને બોધ કરવાની ઈચ્છા રાખી હશે, તો તો તે ફોકટજ છે. તેઓ તો આ ગર્ધવસેનનું નામ સાંભળીનેજ ચીડવાશે, અને બોધ લેવાને બદલે અમારો નકામ્ફ ગિલ્લો કર્યોછે એમ સમજશે; તો પણ બીજા લોકને અને તેમાં વિશેષ કરીને પર

દેશીઓને આપણા રજવાડાની છુપાએલી કાળપ જાણવાનું કાંઈક અતિશયોક્તિ વાળું, તો પણ બહુધા ખરું સાધન એ થઈ પડશે એમ અમને લાગે છે.

---

# कोळवणीखातानीखबरो.

જા૦ નં૦ ૬૪૦

## અમદાવાદ વિભાગ

કમળેજ. મે. વળાના દરબાર સાહેબ તરફથી મુખી. કુંવરજી સુંદરજી રૂ૦॥ મીઠાઈ—आणंद कन्याशाळा. અમદાવાદ જીલ્લાના મે૦ કલેક્ટર સાહેબ બહાદુરે રૂ૧) મીઠાઈ—धंधुका कन्याशाळा. ડાકોરના શેઠ. લલુભાઈ કાળીદાસ રૂ૪-૬-૦ ચોપડીઓ.—उवारसद. મે. ફોજદાર સાહેબે રૂ૧) પતાસાં—ગોધાવી. સ્કૂલ કમિટિના મેમ્બરોએ રૂ૧) સાકર—साणोदा. અમદાવાદ જીલ્લાના મે. ફર્સ્ટ આસિસ્ટંટ કલેક્ટર સાહેબ બહાદુરે રૂ૨) મીઠાઈ મહેમદાવાદ. દરબાર ભાવસીંગજી સુજુભાઈ રૂ૧) મીઠાઈ, દરબાર ખુમાનસંગજી પરસાંભાઈ રૂ૦॥ મીઠાઈ—धंधुका कन्याशाळा. મે. ઉત્તરપ્રાંતના એ. ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુરે રૂ૨) મીઠાઈ. મે. સબાર્ડીનેટ જડજ લાભશંકર ઉમીયાશંકરે તથા મે. મામલતદાર સાહેબે ૧૨—૬—૦ ચોપડીઓ—वासणाकेलीया. તલાટી મોતીલાલ નથુભાઈ રૂ૦॥ મેહેતાજી ધનેશ્વર દામોદરે રૂ૦॥ આસિસ્ટંટ મગનલાલ ત્રંબકલાલ રૂ૨॥ ભટ. હરગોવિંદ જેશંકર રૂ૦। મેહેતા છગનલાલ વલભરામ ૦-૧૦-૦ પટેલ જેઠાભાઈ ગણેશજી રૂ૦॥ વિદ્યાર્થી પરસોતમ રણછોડ રૂ૨) પટેલ પોચાભાઈ તલજનદાસ રૂ૦। પટેલ મહીજી પીતાંબર રૂ૦। મુખી રગનાથ અમીચંદ રૂ૦। પટેલ બાપુભાઈ હાંસજી રૂ૦। પટેલ સાંકળા કાશીભાઈ રૂ૦। પટેલ નાગર ગલાબ રૂ૦।—राणपुर. કામદાર સુરુ માનસંગ રૂ૧। સાકર—गोफ. ગાંફના ઠાકોર સાહેબ રાયસંગજી નાતાજીરાજે રૂ૫) ચોપડીઓ—माडासर. વાઘેલા પથાજી બળીવાજી પોતાના છોકરાને નિશાળે બેસારીને રૂ૦॥ સાકર—मीरोली. પટેલ ગોકળ દાભાઈ રૂ૦) ચોપડીઓ—ओगणज. સ્કૂલ કમિટિના મેમ્બર દલસુખરામ લક્ષ્મીચંદ

આ પત્રક કાઠિયાવાડની મોટી મોટી ગુજરાતી નિશાળોના મહેતાઓને જાણથવા છપાવવામાં આવ્યું છે. હાલ બે ત્રણ વર્ષમાં કેટલાક હેતાજીઓએ ઉમંગથી કામ કરતાં સૌથી ઊંચા ધોરણમાં કેવું સારૂં પરિણ આણ્યું તે ઉપલા પત્રકથી સ્પષ્ટ માલમ પડેછે, કેમકે આગળ સને ૧૮૭૯-ની સાલમાં આખા કાઠિયાવાડમાં ફકત ચારેજ છોકરા છઠ્ઠા ધોરણમાં થયા હતા. ઉપલા પત્રકમાં કેટલીક નિશાળોમાં હજી ઘણી ખામીઓ જણાં તેમજ બીજી કેટલીક નિશાળોમાં હજી ઊંચાં ધોરણ બરાબર ચાલતાં નથી સ મહેતાજીઓ તન દેઇને કામ કરે તો તેમની નિશાળોમાં પણ તેમ એમાં કાંઇ શક નથી. આ પત્રક ઉપરથી જણાયછે કે જ્યારે કેટલી થોડી વસ્તીના ગામમાં પણ સારૂં પરિણામ આવ્યુંછે ત્યારે એ : મોટી ને ઉજળી વસ્તીવાળા ગામમાં સારૂં પરિણામ આવે એમાં પ નવાઇ નથી, ને એ પ્રમાણે સારૂં પરિણામ ન આવે તો તે મહેતાઓને પણ શરમાવા જેવુંછે ને તેમની લાયકીવિષે ઉપરીઓને કેવો વિ-આવે એ પણ તેમને પોતાનેજ વિચારવા જેવુંછે. એજ પ્રમાણે વગ પ્રમાણમાં નાનાં મોટાં ગામમાં કેટલા છોકરા થવા જોઇએ તેનો પણ વિ આ ઉપરથી આવશે. તા. ૨૨-૪-૮૧ ગોપાળજી સુરભાઈ દેસાઈ

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર પ્રાંત કાઠિયા

## જાહેર ખબર.

લોઅર ગ્રેડ સરકારી નોકરીમાં દાખલ થવાનાં ફર્સ્ટ ક્લાસ અને ક ક્લાસ સર્ટિફિકેટ મેળવવા ઇછનારા ઉમેદવારોની પરીક્ષા ૧૨મી સપ્ટે સને ૧૮૮૧ને સોમવારે અને ત્યાર પછીના દિવસે નીચે લખેલી જગ લેવામાં આવશે.

સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ, ગોધરા, અને રાજકોટ.

૨. મહીકાંઠા અને પાલણપુર એજન્સી તર્ફના ઉમેદવારોની પ અમદાવાદમાં લેવાશે.

૩. દરેક ઉમેદવારે પોતાના ભાગની પરીક્ષાકમિટીના પ્રેસિડંટ ઉ ૧૨મી આગષ્ટ ૧૮૮૧ સુધીમાં પોતાનું નામ, ઉમરનું સર્ટિફિકેટ, તથા ? હાણ, રીત પ્રમાણેના આકારમાં લખી તે મેહેતાજી અથવા ગામના પટે સહી સાથે મોકલી દેવાં. આ પ્રમાણે જે નહિ કરે તેને દાખલ કરવા નહિ આવે. પ્રેસિડંટ ઉપર અર્જી કરવાથી છાપેલા સર્ટિફિકેટ આપવા આવશે.

(ઇંગ્રેજી સહી) એસ. વી. પટવર્ધન,

આ. એજ્યુકેશનલ ઇન્સપેક્ટર. ઉ. પ્રાંત.

## પ્રાચીન ગ્રંથોની પ્રસિદ્ધિ.

સંસ્કૃત, વ્રજ, અને ગુજરાતી ભાષાનાં સુબોધક અને ઉપયોગી જૂનાં પુસ્તકોને પ્રતિવર્ષે એક એકની રાજ્ય છપાવી પ્રસિદ્ધ કરવાનું શ્રી વઢવાણના નામદાર ઠાકોર સાહેબ ધારેછે. માટે એવા વિષયોમાં લક્ષ આપનાર ગૃહસ્થોને વિનતિ કરવામાં આવેછે, કે એવાં પુસ્તકો ક્યાં છે, અને ક્યાંથી કેવી રીતે મળી શકશે, તે વિષે જોઈતી સુચના આપવાની કૃપા કરવી. એ પુસ્તકોમાંની તંત્રિત (એડીટ) કરવા યોગ્ય પુસ્તકોને તંત્રિત કરવાની જેને ઇચ્છા હોય તેણે તે શરતો જણાવેથી તે પણ લક્ષમાં લેવામાં આવશે. મુ. રાજસ્થાન વઢવાણ. તારીખ. ૧ મે સને ૧૮૮૧

હરિદાસ બિહારીદાસ.
કારભારી.

### તૈયાર થાયછે.

"ન્યાય પ્રકાશ" નામનું ચોપાનીયું જુદા જુદા વિષય અને હાઈકોર્ટ વિગેરેના ફેંસલા સહીત બહાર પાડવાનું છે તે બરોબર મહીનાની શરૂઆતમાં છપાઈ બહાર પડશે. ઓછામાં ઓછાં ૬૦૦ છશે ઘરાક થશે, તોજ તે કામ ઘણું કરીને શરૂ કરવામાં આવશે. ગુજરાતીમાં એવું ચોપાનીયું આગળ બહાર પડ્યું નથી જેથી તેને પહેલા વર્ગનું કરવા અમારી ઈચ્છાછે. સર્વ જાતના લોકો તે લઈ શકે તે માટે તેનું વાર્ષીક લવાજમ માત્ર રૂ ૪) ચાર રાખવામાં આવ્યું છે. ટપાલ ખર્ચ કાંઈ લેવામાં આવશે નહિ. ઘરાક થનાર ગૃહસ્થોએ પોતાનાં નેક નામ નીચેને શરનામે તા. ૩૦ મી જુલાઈ સને ૧૮૮૧ની અંદર મોકલાવવા મહેરબાની કરવી.

તારીખ ૧૬ જુન સને ૧૮૮૧.
મુ. વળા. પ્રા. કાઠીવાડ.

ત્રીકમરાય ઉદેશંકર.
ડેપ્યુટી ન્યાયાધીસ વળા.

### તૈયાર થઈછે.

પેનલકોડ ઉપરની ટીકા, હિંદુસ્તાનની ચારે હાઈકોર્ટો તથા બીજી યોગ્ય કોરટોએ કરેલ લગભગ ૭૦૦ સાતસો ફેંસલા અને સમજુત સાથે છપાઈ તૈયાર થઈ છે. તેના પ્રથમજ ૪૫૬ ઘરાક થયાછે એ ઉપરથી તેના ઉપયોગ વિષે થોડી ખાત્રી કરશો રહેછે. માત્ર થોડીજ નકલો રહીછે માટે જેમને જોઈએ તેમણે નીચે સહી કરનારને કિંમત અને ટપાલ ખર્ચના રૂ ૩-૫-૦ રોકડા મોકલી મંગાવી લેવી.

દશથી વધારે નકલ ખપાવનારને સેંકડે ૧૦ ટકા કમીશન આપવામાં આવશે. તા. ૧૬મી જુન સને ૧૮૮૧

વળા.
પ્રાં. કાઠીયાવાડ.

ત્રીકમરાય ઉદેશંકર,
ડેપ્યુટી ન્યાયાધીસ વળા

# गुजरातशाळापत्र.

# GUJARATSCHOOLPAPER.

AUGUST 1881.

પુસ્તક ૨૦ મું. ઓગષ્ટ. અંક ૮ મો.


સૌનાથી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;
કર અંતે મન કેળવણી, ભરી ખેતી ધરી હામ

| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS | PAGES. |
|---|---|---|---|



(કેળવણી ખાતાના હુકમથી)

અમદાવાદમાં

મામાની હવેલીમધ્યે યુનાઈટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજનસી કંપની
લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપીપ્રગટ કર્યું.

મૂલ્ય { રૂ૧) વરસના આગાઉથી. } ટપાલ ખર્ચ
{ ૩૦)॥ છૂટક અંક એકના. } જુદું.

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૦ મું          ઓગષ્ટ સન ૧૮૮૧          અંક ૮ મો.

## इंग्रेज लोकनो संक्षिप्त इतिहास.

### भाग. त्रीजो. १५ मो तथा १६ मो सैंकडो.

### प्रकरण. १ लुं. इ. स. १३९९ थी. १४८५ सुधी.

#### લાંકાસ્ટર કુળના રાજાઓ.

ઈંગ્લેંડના ઈતિહાસમાં હક વિના ગાદી પચાવી પડવાનો આ પહેલ વહેલો દાખલો બન્યો. બીજા એડવર્ડને જુલમથી પદભ્રષ્ટ કરેલો હતો, પણ એની પછી એના છોકરાને બેસાડ્યો એટલે કાંઈ બારે અન્યાય જેવું દેખાયું નહિ. ત્રીજા રીચાર્ડને છોકરૂંતો હતું નહિ, પણ એની પછી હેન્રીનો હક હતો એમ કહી શકાય એમ નહોતું. હાલતો એ ગાદીએ બેઠો ને કોઈ બોલ્યું નહિ, અને તેમ આગળ ૫૦-૬૦ વરસ સુધી એના કુળમાં એ ગાદી રહી, પરંતુ પછી મોટો ઝગડો ઉઠ્યો ને દેશમાં બારે કાપા કાપી ઘણી મુદત સુધી ચાલી. માટે આ સ્થળેજ એના તથા સામાવાળીઆનો ઈંગ્લાંડના રાજ ઉપર કેટલો હક તે આપણે જોઈએ.

*વંશાવળી.*—લાંકેસ્ટરનો ડ્યુક હેન્રી, જે હાલ ગાદીએ ચડી બેઠો, તે ત્રીજા એડવર્ડના ચોથા છોકરાનો છોકરો હતો. પહેલાને બીજા છોકરાનો તો હાલ કાંઈ વંશ રહ્યો નહોતો એટલે ને તર્ફની કાંઈ હરકત નહોતી, પણ ત્રીજા કુંવર ક્લારેન્સના ડ્યુકની એક પુત્રી માર્ચના ડ્યુકને પરણી હતી તેના છોકરાનો છોકરો આ વેળા હયાત હતો. એણે તો ગાદીનો હક ન કર્યો, અને નિર્વંશ મરી ગયો. પણ એની બહેન આન યોર્કકુળમાં પરણી હતી તેના રૂએ તે લોક પાછળથી રાજનો દાવો કરવા નીકળ્યા. બાકી યાર્ક કુળના હાકેમ જાતેતો એડવર્ડના પાંચમા કુંવરના વંશના હતા, પણ ત્રીજા કુંવરની તર્ફનો આ હક તથા ત્રણ કુળની દોલત તથા સત્તા મળવાથી આગળ જતાં તેઓ

બહુ બળવાન થઇ ગયા.

ચોથો હેન્રી.—જાહક ગાદીએ બેસનારના રાજમાં બંડ ફિતુરી થાયજ તેમ થયાં; પણ એણે હિંમત તથા ચતુરાઇથી સમાવી દીધાં. એના રાજમાં એ સિવાય વિશેષ કાંઈ જાણવા લાયક નથી.

પાંચમો હેન્રી.—બાળપણમાં આ રાજાએ જેટલું બદનામ મેળવ્યું હતું તેટલોજ એ ગાદીએ બેસી વખણાયો. એના બાપના વખતમાં, કહેછે, કે લુચ્ચા, લફંગા, ને બાહારવટીઆ લોકની સોબતમાં તે ફરતો. એક વેળા એનો કોઈ જુગારી સાથી ગુનાહમાં પકડાયો, ત્યારે તેને છોડવવા પોતે કોર્ટમાં ગયો; અને એની ભલામણ ન માની, ત્યારે એણે જડજને ઉઠાવીને એક તમાચો માર્યો. તે જડજે પણ તુર્ત હુકમ કર્યો કે, યુવરાજ, હું તારા બાપનો આપેલો અધિકાર બજાવુંછું;—તેથી આ તેં મ્હારૂં નહિ, પણ ખૂદ મહારાજનું અપમાન કર્યું છે;—અને તે માટે તમે પણ તમારા સાથી જોડે કેદમાં પધારો. કુંવર સમજીને તુર્ત તુરંગમાં એક દહાડો ગયો અને જ્યારે એ વાતની એના બાપને ખબર પડી ત્યારે તે હરખથી બોલી ઉઠ્યો કે "ધન્યછે મારા ભાગ્ય કે મને આવો હિંમતવાળો ન્યાયાધીશ મળ્યો છે અને વળી વધારે ધન્યછે ભાગ્ય મારાં કે મારો કુંવર આવું કાયદાને માન આપે છે" આ અમર કીર્ત્તિ વાળા ન્યાયાધીશનું નામ ગાસ્કોઇની હતું. આપણા દેશમાં આવા કામદાર, કુંવર, કે રાજા હાલ કયે ઠેકાણે મળશે!

ગાદીએ બેસતાંજ આ રાજાએ પોતાની ચાલ એકદમ સુધારી નાંખી. જૂના કામદારોને સન્માનથી કાયમ રાખ્યા, ને પોતાના ફક્કડ ગોઠીયાઓને એકાંતમાં બોલાવી કહ્યું કે "જાઓ, તમારી ચાલ સુધારો નહિ ત્યાં સુધી મને તમારૂં મોં બતાવશો નહિ: એ દરમ્યાન ભૂખે ન મરો તેને સારૂ હું આ થોડી ખરચી આપુંછું તે લો લેતા જાઓ" એમ કહી તેમને વિદાય કરી પોતે ડહાપણ ને નિષ્પક્ષપાતપણે રાજ ચલાવવા લાગ્યો.

ત્રીજા એડવર્ડના વખતથી ફ્રાન્સ સાથે જે લડાઇ સળગી હ[illegible] હજીસુધી સમાધાન થયું નહોતું. લડતાં બંને પક્ષવાળા થાકતા, ત્યારે [illegible] કુક રાખતા, અને વરસોના વરસ ચાલ્યા જતાં; પણ લડાઇ ઉભીને [illegible] ગણાતી હતી. ફ્રાન્સનો રાજા આ સમે ઘેલો હોવાથી રાજમાં બે મો[illegible] બંધાઇને એક બીજા સાથે મોટી મારામારી ચાલી રહી હતી. આ વખ[illegible]

લાભ લઈ હેન્રીએ ફ્રાન્સ ઉપર સ્વારી કરી. એજિંકોર્ટના મેદાનમાં બંને પક્ષના લશ્કરોની ભેટંભેટા થઇ (ઈ. સ. ૧૪૧૫), અને એમાં ફ્રેંચ લોકોએ પહેલાની પેઠેજ પોતાના મદને લીધે ભારે હાર ખાધી.

બે વરસ વચમાં આડાં જવા દઈ જ્યારે જોયું કે માંહોમાંહે લડીને ફ્રેંચ લોકો છેક નબળા થઈ ગયાછે, ત્યારે એણે બીજી સ્વારી કરી. પેરિસમાં ગયો ત્યારે ફ્રાન્સના નિર્બળ રાજા ચાર્લસે એને તારનાર જેવો ગણ્યો. હેન્રીને પોતાની કુંવરી પરણાવી, તથા ફ્રાન્સનો રાજરક્ષક તથા પછીનો રાજા એ નામથી બધાએ કબુલ કર્યો. (ઈ. સ. ૧૪૧૭.) હવે તો એણે પારિસજ પોતાની રાજધાની કરીઃ—નાણાંની જરૂર પડતી ત્યારે ઇંગ્લાંડ આવતો, ને નહિ તો ત્યાંનોત્યાંજ રેહેતો. એને અહિંયા એક છોકરો થયો.

આ રીતે ઇંગ્લાંડ એક ઉપરાજ્ય થઈ જવાની તૈયારીમાં હતું, પણ ઈશ્વરે એમ ધાર્યું નહોતું. એને એકાએક ભારે મંદવાડ થઈ આવ્યો, અને પોતે જાણ્યું કે હવે ઝાઝા દિવસ હું કાઢવાનો નથી ત્યારે એ ડાહ્યા રાજાએ કુંવર મોટો થાય ત્યાંસુધી પોતાના એકભાઈ બેડફર્ડને ફ્રાન્સનો તથા બીજા ગ્લાસ્ટરને ઇંગ્લાંડનો રાજરક્ષક નીમ્યો, અને કુંવરનું રક્ષણ વારિક નામના એક મોટા અમીરને સોંપ્યું. આ રીતે રાજનો બંદોબસ્ત કરી ૩૫ વરસની નાની ઉમરમાં અપૂર્વ કીર્તિ મેળવી ઈ. સ. ૧૪૨૨ માં એણે પોતાનો દેહ છોડ્યો.

છઠ્ઠો હેન્રી. આ સમે ફ્રાન્સનું રાજ એવું સંપૂર્ણ હસ્તગત થઈ ગયું હતું, કે મહીના એકમાં ચાર્લસ રાજા મરી ગયો ત્યારે નાના હેન્રીને ફ્રાન્સનો પટ્ટાભિષેક થયો. એની ઉમર ભાગ્યે આ વેળા બાર મહીનાની હશે, પણ બેડફર્ડ મહા શાણો ને પરાક્રમી પુરૂષ હતો. ફ્રાન્સના મરનાર રાજાના કુંવરે ૭મો ચાર્લસ એ પદ ધારણ કરી જે તોફાન મચાવવા માંડ્યું હતું તેનો એણે અંતથી કેડો લીધો. સાત વરસસુધી બેડફર્ડ ખાઈ પીને એની પાછળ એવો મંડ્યો રહ્યો કે હવે એને શરણ થવાની જરૂર પડશે એમ સઘળાને લાગ્યું, પણ એવામાં જાન આવ્‌આર્ક એ નામની એક જુવાન કુંવારકાએ આગળ પડી બાજીનો બધો રંગ બદલી નાંખ્યો, એ બાઇ એક ગરીબ વીશીવાળાની છોકરી હતી. પરદેશીઓનો અમલ જોઇ એનો આત્મા એવો અકળાયે, કે એનું મન લહેરે ચડ્યું, અને પોતે પીર પેગંબરોને દેખવા લાગી. "તું ઊઠ, ને ચાર્લ-

રાને રાજ્યાભિષેક કર" એમ એના કાનમાં દરરોજ ગેબી ભણકારા વાગે ગવા લાગ્યા, ને આખરે તેણીએ ચાર્લસની પાસે જઈ કહ્યું કે "ફલાણા દેવળમાં આવી આવી રીતની તલવાર લટકે છે તે મને આપ, અને હું તારા ઘોડા લસ્કરને લઈ હમણા ફતેહ કરી આવુંછું." એ તલવાર ચળકાવતી પુરૂષના પોશાકે સોનેરી સાજના સુંદર ઘોડાપર સ્વાર થઈ પવિત્ર વાવટો ફડફડાવતી તે થોડુંક લસ્કર લઈ આર્લિન્સ શેહેર ઉપર ઈંગ્રેજોએ ઘેરો ઘાલ્યો હતો ત્યાં દોડી પહોંચી (ઇ. સ. ૧૪૨૯.) ઈંગ્રેજોએ ડરી જઈ એને મારગ આપ્યો, અને શેહેરમાં જઈ એણે કિલ્લેદારોને કહ્યું કે "તમે જોયા શું કરો છો? ચાલો, મારી જોડે ઈંગ્રેજોની સામા" આ આવેશથી ટોળાંની સામો ઈંગ્રેજોથી ટકી શકાયું નહિ, અને ઘેરો ઉઠાવી તેઓ નાઠા. હવેથી એ બાઈનું આર્લિન્સની કુંવારકા એવું નામ પડ્યું. તેણીએ ચાર્લસને રીમ્સ શેહેરમાં લઈજઈ પરંપરાની રીત પ્રમાણે રાજ્યાભિષેક કર્યો, ને પછી કહ્યું કે મારૂં કાર્ય હવે થઈ રહ્યું માટે મને પાછી મારે ગામ જવાદો. પણ જેના નામને પ્રતાપે તો ગએલીબાજી પાછી હાથ આવવા લાગી હતી, તેને તે કોણ વિદાય કરે?

હવે પછી કેટલીક લડાઇઓ થઈ તે બધામાં ઈંગ્રેજો હાર્યા, અને ઇંગ્લાંડથી અણચિંતવી મદદ આવી પહોંચી નહોત, તો બેડફર્ડ ગમે એવો બહાદુર હતો, તોપણ તે પારિસ છોડી નાસીજ ગયો હોત. આ નવા લસ્કરે ઈંગ્રેજી પક્ષને કાંઈક ટકાવ્યો; અને દૈવયોગે પેલી કુંવારકા તેમના હાથમાં આવી ગઈ તેને તેઓએ ડાકણ છે એમ કહી દુષ્ટતાથી જીવતોને જીવતીજ બાળી મૂકી ઇ. સ. ૧૪૩૧. પણ આ ક્રૂરતાનું ફળ ધાર્યા કરતાં ઉલટુંજ થયું. તમામ ફ્રેન્ચ લોકોની આંખમાં ખૂનસ ભરાઈ આવ્યું, ટોળીઓ તોડી નાંખી એક સંપ થઈ ગયા, અને સ્વદેશમમતાથી નાના ને મોટા સઘળા આ પરદેશીઓની સામા એવા જુસ્સાથી ઉઠ્યા કે ઈંગ્રેજોથી ટકી શકાયું નહિ. એવામાં શાણો ને શૂરો બેડફર્ડ મરણ પામ્યો. હવે એક પછી એક ઈંગ્રેજોના હાથમાંથી મુલકો જવાજ લાગ્યા, અને ઇ. સ. ૧૪૫૧ માં કાલેશેહેર સિવાય તેમની પાસે ફ્રાન્સમાં કાંઈ પણ રહ્યું નહિ.

આ પ્રમાણે ઝપાટાની સાથે પાછું ઈંગ્રેજોના હાથમાંથી ફ્રાન્સનું આવેલું રાજ જતું રહ્યું તેનું એક કારણતો એ હતું કે ઇંગ્લાંડના રાજકારભારમાં મહા કુસંપ ને અદાવત ચાલી રહી હતી. મરનાર રાજાએ તો રાજ્ય રક્ષક

એકલો ગ્લાસ્ટરનેજ નીમ્યો હતો પણ પાર્લામેંટે તેની જોડે તેના કાકા બ્યુફર્ટને સામિલ કર્યા. એ ખબરદાર પણ મહા લુચ્ચો ને ખટપટી હતો. આ બંને રાજ્ય રક્ષકોને મૂળથીજ અણબનાવ થયો, અને આગળ જતાંતો વેર એટલું બધું વધી ગયું કે એક બીજા ઉપર રાજ દ્રોહનું તહોમત મૂકી જીવ લેવા પણ એક બે વાર તૈયાર થયા. રાજા મોટો થયો પણ તેનામાં કાંઈ સત્તા આવી નહિ. માર્ગરેટ રાણી મળી તે પણ મહા મમતી ને લડાઈખોરી નીકળી. તે એક પક્ષમાં ભરાઈ ગઈ અને બંને ટોળીવાળા એક બીજાને મારવાનાંજ રાતદહાડો કાવત્રાં કરવા લાગ્યા. ગ્લાસ્ટરને કેદ કર્યો; અને ત્યાં કોઈએ તેને મારી નાંખ્યો. આ જોઈ બીજા અમીરોને લાગ્યું કે આપણી જીંદગી આ રાજમાં સલામત નથી, કેમકે રાજામાં તો કાંઈ માલ નથી, અને બળવાન ટોળીવાળા પોતાના શત્રુ ઉપર રાજદ્રોહનું તહોમત મૂકી તેનો પ્રાણ લેતાં કાંઈ વાર લગાડતા નથી. રાજાને માથે કરજ બહુ વધી ગયું હતું અને તેથી પાર્લામેંટ પણ બહુ બૂમ પાડવા લાગી હતી. નીચલા લોકોએ તો એક પરગણામાં બંડ ઉઠાવવાની પણ હિમત ચલાવી હતી.

આવો લાગ જોઈ યાર્કના ડ્યુક રીચાર્ડે તજવીજથી વાત ચલાવવા માંડી કે રાજપર ખરો હકતો મારોછે. એણે પાછલા રાજમાં નિમકહલાલીથી નોકરી બજાવી હતી, અને આ રાજમાં પણ ફ્રાન્સમાં ઘણી બહાદુરીથી લડ્યો હતો, પરંતુ આ સમે એણે જોયું કે હવે આ રાજાનું ટટ્ટુ ઘણા દહાડા નભે એમ નથી અને હું મૂકુંછું તેટલું મારૂં જાયછે. તે છતાં એણે પ્રથમતો રાજસુધારાનીજ માગણી કરી, પણ તે લશ્કર ભેગું કરી ખુલ્લી તરવારેજ. એ વેળા એનું કાંઈ ફાવ્યું નહિ ને પોતાના તાલુકામાં પાછા જવું પડ્યું. એવામાં ભાગજોગે રાજા ગાંડો થઈગયો, અને તેથી પાર્લામેંટને સમજાવી માર્ગરેટ ના કહેતી રહી ને રાજ કારભાર એણે પોતાના હાથમાં લીધો. પાછલા કારભારીને કેદ કરી એણે પોતાનો પહેલો હાથ દેખાડ્યો. પણ થોડેક દહાડામાં રાજા સારો થવાથી તે છૂટ્યો અને યાર્કને હજુરમાંથી નાસી જવું પડ્યું. એણે પોતાના તાલુકામાં જઈ લશ્કર ભેગું કર્યું, ને તેને લઈ રાજનોસુધારો કરો એમ બોલતો લંડન તર્ફ આવવા લાગ્યો. રાજા કેટલુંક લશ્કર લઈ સામો ગયો, પણ સેન્ટ આલ્બાન્સના મેદાનમાં જે લડાઈ થઈ તેમાં તે હાર્યો અને પકડાયો ઈ. સ. ૧૪૫૫. પણ માર્ગરેટ રાણી વાહાર લઈને આવી અને યાર્કને

ઉત્તરમાં નસાડી મૂક્યો. આ વખતથી ઈંગ્લાંડમાં તલવાર નીકળી તે ૩૦ વરસ સુધી પૂરે પૂરી મ્યાનજ થવા પામી નહિ. હવે પછી બે પક્ષ વચ્ચે જેજે લડાઇઓ થઈ તેનું વર્ણન કરવા બેસીએ તો તેનો પાર આવે એમ નથી. એટલી લડાઇઓ છતાં એ ટંટાનો નિકાલ જલદીથી આવ્યો નહિ, કેમકે ઈંગ્લાડના તમામ લોકો કોઈ યાર્કતો કોઈ લાંકેસ્ટર પક્ષમાં સામેલ થઈ લડવાને બાહેર પડ્યા હતા. જેમ જેમ માણસો મરતાં ગયાં તેમ તેમ વેર ને ખંટસ વધતો ગયો, અને પછી તો એક બીજાને મારૂં મારૂં એજ બંને પક્ષવાળા ઝંખવા લાગ્યા. રણ સંગ્રામમાં સામા આવે તેને તો વીણી વીણીને મારતાજ, પણજે પકડાય કે તાબે થાય તેને પણ દુસ્ટતાથી કાપી નાંખતા વાર લગાડતા નહિ. ઘરમાં બેઠેલાને પણ પકડી મંગાવી રાજદ્રોહી ઠેરવી જોત જોતાં ફાંસીને લાકડે લટકાવી દેતા. નિરપરાધી નાના બાળકને પણ પકડી રહેંસી નાંખતાં એ સમે બંને પક્ષવાળાને જરાપણ દયા આવતી નહિ.

આ દારૂણ દેશવધરાને " ગુલાબની લડાઇઓ " કરીને કહેછે, કેમકે લાંકેસ્ટર પક્ષની ધજા ઉપર રાતું, ને યાર્કની ઉપર ધોળુ ગુલાબનું ફુલ ચીતરેલું હતુ. આ લડાઇમાં ઘડીમાં યાર્કની જીત થાય, તો ઘડીમાં લાંકેસ્ટરની. રાજા કેટલીક વાર કેદપકડાયો, ને કેટલીક વાર રાણીએ છૂટો કર્યો. તે કેદમાં રહ્યો તોપણ રાણીએ પોતાના છોકરાને નામે લડાઇ જુસ્સાથી જારી રાખી. રીચાર્ડ છેવટે એક લડાઇમાં પડ્યો, તોપણ યાર્ક પક્ષવાળાએ તેના છોકરા એડવર્ડને આગળ કરી માર્ગરેટને હરાવી, અને ઈ. સ. ૧૪૬૧ માં તેને લંડનમાં લઇ જઈ રાજ્યાભિષેક કર્યો.

યાર્ક કુળના રાજાઓ.

ચોથો એડ્વર્ડ. એ હવે રાજા કહેવાયો, પણ બે પક્ષની લડાઇતો હજી હતી તે તેવીને તેવીજ જોશપર રહી. માર્ગરેટ રાણી મહા જુસ્સાવાળી બહાદુર, ને ખંતી હતી. તેણીએ તુર્તજ ઉઠાવણી કરી પણ તેમાં હારી. થોડા દહાડા સબુર પકડી ફ્રાન્સ ને સ્કાટલાંડની મદદ લઇને તે પાછી આવી. હેક્સામ આગળ (ઇ. સ. ૧૪૬૪માં) એક મરણીઆ લડાઈ થઈ તેમાં

તાના અધમ વિષયાસક્તિની લગામો છૂટી મૂકી, ને એનું દરબાર એક મોટી અનીતિનું સ્થળ થઈ પડ્યું. નીચ કુળની એક વિધવા ઉપર મોહિત થઇ તે તેને પરણ્યો, અને તેનાં સગાવાહાલાંને મોટા માન મરતબા આપી રાજમાં વધાર્યાં.

આ જોઈ વારિકનો અર્લ જે યાર્ક પક્ષનો મોટો સ્થંભ હતો અને જેણે પોતાના આ સમેના પરાક્રમોથી "રાજા કરનારો" એવું ઉપનામ મેળવ્યું હતું તે વંકાયો અને તેની સાથે રાજાનો ભાઇ ક્લારેન્સ પણ સામેલ થયો. વારિકે કાલેમાં નાસી જઈ ત્યાં પોતાની કુંવરી ક્લારેન્સને પરણાવી, અને ત્યાંથી એકાએક ધસી આવી રાજાને કેદ કર્યો. પણ એનું શું કરવું તેનો એ વિચાર કરેછે એટલામાં રાજા તુરંગમાંથી નાઠો અને વારિક તથા ક્લારેન્સને ફ્રાન્સમાં નાસી જવાની જરૂર પડી. ત્યાં જઇ માર્ગરેટ રાણી જોડે વારિક મળી ગયો અને તેના કુંવર એડવર્ડને પોતાની બીજી કન્યા આપી તેને ગાદીપર બેસાડવાનું માથે લીધું. મોટું લશ્કર લઈ એ લંડનપર ચડી આવ્યો અને રાજાના ઘણાખરા અમીરો નારાજી થએલા હતા તે એને મળી ગયા. તેથી લડાઈ કર્યા વિના ચોથા એડવર્ડને પોતાનો જિવ લઇ હાલાંડમાં નાસી જવું પડ્યું. "રાજા કરનારે" તુરંગમાંથી કાઢી ૬ ઠા હેન્રીને પાછો ગાદી ઉપર બેસાડ્યો ને સરત પ્રમાણે રાજ્યનો વહીવટ પોતે તથા ક્લારેન્સ ચલાવવા લાગ્યો. બે ત્રણ મહીના પછી (ઈ.સ. ૧૪૭૧માં) પાર્લામેંટ બોલાવી તેણે આ ગોઠવણ મંજુર કરી.

પણ આ વાતને થોડા દહાડા નહિ ગયા એટલામાં એડવર્ડ પાછો કેટલુંક લશ્કર લઇને ચડી આવ્યો, અને ક્લારેન્સ વગેરે કેટલાક યાર્ક પક્ષના સરદારો પાછા સમજીને તેને મળી ગયા, કેમકે તેમણે જોયું કે આતો આપણે ઘરની ફૂટ ઘર ખોયું. આ લડાઈમાં એડવર્ડના સિપાઇઓ પાસે બંદુકો હતી; અને તે હાલને મુકાબલે ઘણી જંગલી તથા તે વેળાના ધનુષ્ય બાણે કરતાં કાંઈ વધારે વાઘ મારે એવીતો નહોતી, તો પણ તેના ધમધમાટાથીજ દુશ્મનો ડરી ગયા, અને બારે હાર ખાધી. આ યુદ્ધમાં વારિક મરાણો અને લાંકાસ્ટર પક્ષની સઘળી આશાઓ અસ્ત થઈ ગઇ. તો પણ માર્ગરેટ પાછળથી આવી પહોંચી તેણે બીજી લડાઈ આપી, પરંતુ તેમાં એના સઘળાં માણસો માર્યાં ગયાં, અને પોતે પોતાનો ધણી, તથા કુંવર એ સઘળાં

પકડાઈ ગયાં. કુંવરને દરબારમાં બોલાવી પૂછ્યું કે મારા મુલકમાં તે કેમ લડાઇ મચાવી હતી ત્યારે તેણે ફક્કડાઇથી જવાબ આપ્યો કે મારા બાપનું રાજ પાછું મેળવવા. આ સાંભળી બીજવાઇને એડવર્ડે તમાસો માર્યો,ને પાસે બે ભાયાતો ઉભા હતા તેણે ખંજર કાઢી જંગલીપણે તેના ત્યાંજ પ્રાણ લીધા. માર્ગરેટને તેના બાઈ ફ્રાન્સના રાજાએ પૈસા આપી છોડવી,અને બિચારો રાંક છઠ્ઠો હેન્રી રહ્યો તેને કેદખાનામાં નાંખ્યો. ત્યાં કેટલેક દહાડે સડી સડીને તે મરણ પામ્યો.

હવે એ નિર્ભય થયો અને તેની સાથે એના કસાઈ વેડા ઉલટા વધ્યા. સામાવાળીયામાંના તો સઘળાને એણે કાંઇ પણ બોલવા ન દેતાં મારી નાંખ્યા. કોઇની ઉપર જરા શક આવ્યો કે તેનું આવી બન્યું; અને તે વેળા તે પારકાકે પોતાના પક્ષનો છે. તેનો એ વિચાર રાખતો નહિ. એ મહા ગુમાની ને ઘાતકી થઈ ગયો. પોતાના ભાઈ કલારેન્સને પણ વગર વાંકે દારૂના પીપમાં ડૂબાવી મારી નાંખ્યો. આ રીતે લોકો કાયર કાયર થઇ રહ્યા હતા, એવામાં એ પાપી મૂઓ ને લોકોએ હરખથી એના છોકરાના નામની દવાઇ ફેરવી. ( ઈ. સ. ૧૪૮૩ ).

પાંચમો એડવર્ડ.—આ બિચારૂં તેર વરસનું બાળક તો ગાદીએ આવ્યું તે મરવાને માટેજ. એના કાકા રીચાર્ડને રાજ્ય રક્ષક ઠેરવ્યો હતો તેજ એનો ભક્ષક થઇ પડ્યો. એણે એ બાળરાજાની માતે કેદ કરી, મામાને ફાંસી દીધો, અને રાજાને તથા તેના નાના ભાઇને લંડનના કિલ્લામાં મોકલાવ્યા. પછી પોતે રાજા થઇ બેસવાની એણે તજવીજ આરંભી. લાર્ડહેસ્ટિંગ્સ નામનો એનો મિત્ર આ અન્યાયમાં સામેલ નહિ થયો તેથી એ મારો જીવ લેવાને જાદુ કરાવેછે એવું ઢોંગથી તહોમત મૂકી તેને મારી નંખાવ્યો. પછીથી એના મળતીયાઓએ પાછલો રાજા પરણ્યો તે પહેલાંના એ કુંવરોછે એમ કહી બરે પાર્લામેંટની તર્ફથી રીચાર્ડને રાજા થવાની વિનંતિ કરી, અને તે એણે આનાકાનીથી સ્વીકારી. ( ઇ. સ. ૧૪૮૩ ).

એમ કહેવાય છેકે ગાદી ઉપર બેઠા પછી તુર્તજ એણે કિલ્લામાં મારા ફ્કી પેલા બે બિચારા બાળકોને ઉંઘતાં મારી નંખાવ્યા, અને છાનામાના ત્યાંજ દટાવી દીધા.

ત્રીજો રીચાર્ડ.—ઉપલા દુષ્ટ કામથી લોકો એને રાક્ષસ જેવો ગણવા લાગ્યા, અને યાર્ક પક્ષમાં બે મોટાં તડ પડ્યાં. લાંકેસ્ટર વાળાનો ફ્રાન્સમાં

રહ્યા રહ્યા લાગ શોધ્યાજ કરતા હતા, અને હાલ તેમણે તુર્તજ પોતાના સરદાર રિચમાંડના અર્લ હેન્રીને ચોથા એડવર્ડની કુંવરી સાથે વિવાહ કરવા માંડ્યો કે કોપેલી અર્ધીઆકે પક્ષતો તેમની તર્ફ આવે. આ સાંભળી રીચાર્ડે, એમ કહેવાય છે, કે પોતાની રાણીને ઝેર દેવડાવી મારી નાંખી અને પોતે આ કુંવરીને પરણવાની મહેનત કરી. પણ તે રાજકન્યા પોતાના ભાઇઓના ખૂનીની સાથે તે કેમ પરણે? એનો વિવાહ તો રીચમાંડ સાથેજ થયો,લાંકેસ્ટર પક્ષ જોરપર આવ્યો, બીજા અમીરો પણ કેટલાક ફરી ગયા, અને ઇ. સ. ૧૪૮૩માંજ તેમણે પાછી ઉઠાવણી કરી. એ વખત ફાવ્યું નહિ, પણ બીજી વખત તેઓએ મોટો હુમલો કર્યો. રિચાર્ડ સામો જઇ બાસ્વર્થફીલ્ડ આગળ બહાદુરીથી લડ્યો, પણ એના લશ્કરમાં દગો થવાથી એની હાર થઇ અને પોતે રણને મોખરે લડતાં લડતાંજ પડ્યો.

રિચાર્ડ રાજા શરીરે ખુંધો, ઠીંગણો, ને સ્વભાવે મહા દુષ્ટ કહેવાયછે. એ બુદ્ધિવાન હતો ખરો અને ગાદીએ બેઠા પછીતો એણે ન્યાયને ડાહાપણથી રાજ ચલાવ્યું. એનો અમલ ટુંકો ફક્ત બે વરસનો ફેલ ફિતુરથી ભરપૂર હતો, તો પણ કેટલાક બ્યાપાર વૃદ્ધિના એણે સારા કાયદા બાંધ્યા, અને સરકારી 'આક્ટ' છપાવી પ્રગટ કરવાનો ધારો પણ એના વખતથીજ નીકળ્યો. એ ઘણી રીતે ઔરંગઝેબ જેવો હતો, પણ એ દેશને કાળ એવો નહોતો કે ત્યાં એવા માણસ હિંદુસ્તાનની પેઠે ફાવી શકે. એના શા હાલ થયા તે આપણે ઉપર જોયું.

---

## મર્યાદા વિષે.

(દોહરા.)

મનની મર્યાદા વિના, તનની શી મર્યાદ;
મન જીત્યા વિણ વ્યર્થછે, જગત જીતની યાદ.
અનેક ઉપચારે થકી, મન વશ રાખે જેહ;
તનથી તત્વ ચૂકે નહિ, ઉત્તમજનતો એહ.
મર્યાદીનું નામ ધરિ, ફરિ તીર્થાટણ માંય;
વેષ વિચિત્ર ધર્યા થકી, નહિ મર્યાદી મનાય.

ડોળ ધાલુ દાંભિકજન, એવા આજ અનેક;
મર્યાદી એ શબ્દનો, સમજે નહીં વિવેક. ૪
મર્યાદી એતો નહિ, મતવાદી ઉન્મત્ત;
કામ ક્રોધ મદ મત્સરે, રાત દિવસ રહે રત્ત. ૫
જપ તપ ધ્યાન ધરી સદા, શમ દમ નિયમે શાંત;
રજ તમ દુર્ગુણ દૂર કરી, સત્વ સજે સિદ્ધાંત. ૬
પાળે પરમ પુનિત નિત, નીતિ ભક્તિ સદભાવ;
સત્ય સદા આરે રહે, નિરભિમાન દીનભાવ. ૭

(ચોપાઈ.)

માનો એ મર્યાદીજન, નિરમળ મન જેનું પાવન;
પ્રીતે નિત્ય હરી ગુણ ગાય, પ્રભુ ભક્તિમાં પ્રીતે ધાય. ૧

(જેકરીછંદ. ચોપાઈ.)

સત્યતા થકી ભક્તિ કરે, સત્ય નીતિ પંથે સંચરે;
સત્ય સાચવે જીવન થકી, અસત્ય તો સ્વપ્નામાં નથી. ૧
શાન્તચિત્ત રાખો ભાવના, કરે નિત્ય પ્રભુની સેવના;
ધર્મ નિષ્ટ થઇ ધીરજ ધરે, પુણ્ય કર્મ પ્રેમે આચરે. ૨
વશ્ય વાણી જેને સર્વદા, સર્વ ઇંદ્રિયો વશછે સદા;
હંસ ગુણે પય પાણી થકી, જાૂદું કરી પીએ જે નકી. ૩
તત્વ માત્રને ગ્રહણજ કરે, અતત્વ તે દ્રષ્ટે નવ ધરે;
ચોંટી પ્રભુપર ચિત્તની રતી, ખરી તેજ મર્યાદી જતિ. ૪
અંધકાર અજ્ઞાનીની મતી, જ્ઞાન ભાનુ પ્રગટી દીપતી;
પ્રેમ જેહ પ્રકાશજ કરે, સૂજ્ઞ એજ સંતાને વરે. ૫
એવા નર વિરલા અવનીમાં, ધન્ય ભાગ્ય તેની જનુનિનાં;
સફળ જન્મ કરી લ્હાવો લીએ, સુકૃત કરિ જ્ઞાનાં મૃતપીએ. ૬
મર્યાદા વિણ અર્થ ન બને, અર્થ અનર્થ અતિ ઉપજે;
મુખ્ય ગુણ મર્યાદા તણો, જેનો મહિમા મહિમા ઘણો. ૭

(ચોપાઈ.)

મૂઢ જનેતા મુખ્ય વિચાર, મહાંત શમજી લેશે સાર;
એ આશાએ કર્યું પ્રમાણ, દોષ ક્ષમા કરશો ગુણ ગ્રામ. ૧

કહે કાન હું તે કોણ માત્ર, અતિ અજ્ઞાન તણું હું પાત્ર;
મર્યાદાના ગુણ ગણિ મન, માન્ય કરો સઘળા સજ્જન. ૨
પિતુ માત ગુરૂની મર્યાદ, પાળો તો સઘળામાં સ્વાદ;
શીખો વિદ્યા વિનય વિવેક, પાળો સાનવાન થઈ ટેક. ૩

કાહાનજી વિ. ધર્મસિંહ. ઠ.
ખંભાળીઆ.

---

## पुस्तकोनी पहोंच.

ટુંકી કહાણીઓ. આ નામની ઈંગ્રેજીમાં ચાંબર્સની એક ચોપડી છે તેનો આ તર્જુમો છે. આ નાની નાની વાર્તાઓ રસિક ને સુબોધકારી છે. બાળકોના હાથમાં મૂકવા જોગું વાર્તાનું એક સારૂં પુસ્તક આપણી ભાષામાં નથી તે વેળા આ ચોપડી એક કિંમતી મદદ ગણાવી જોઈએ. તર્જુમાની ભાષા સહેલી ને શુદ્ધ છે. આ પુસ્તક વિષે નોંધી રાખવા લાયક હકીકત એ છે કે એ કોઈ ગુજરાતી બાળાની કૃતિ છે. સ્વભાષામાંજ છોડીઓ પૂરે પૂરી કેળવણી નથી લેતી, તો કોઈ ઈંગ્રેજી ભણી તેનું આવું ભાષાંતર દેશની સેવામાં મૂકશે એવી અમે હાલ આશા રાખી નહોતી. આવી જાતનું પુસ્તક ગુજરાતમાં પહેલ વહેલું રચવાનું માન એ બાઈનેજ છે. એ બાઈનું નામ નમ્રતાથી ચોપડીમાં લખ્યું નથી, પણ તે કહેવામાં અમને કાંઈ હાલ હરકત જણાતી નથી, કેમકે જેની ઊંચી કેળવણી તરફ અમે એત્રે સાનંદાશ્ચર્ય બતાવવા માગીએ છઇએ તે બાઈ તો—લખતાં અમારી કલમ ઉપડતી નથી કે— એકાએક દૈવકોપથી કૂમળા છોડની પેઠે કરમાઈ ગઈ છે. એ સ્વર્ગવાસી ચતુર બાળાનું નામ શણગાર ગૌરી, ઉમર ફક્ત ચૌદેક વર્ષની, અને રાવસાહેબ મહીપતરામ રૂપરામના જ્યેષ્ઠ પુત્ર અનુભાઈની બાયડી હતી. એ સુધરેલા ઘરમાંજ તેણીએ આટલી ઉંચી કેળવણી લીધી હતી, જેનું આ પુસ્તક એક ફળ છે. મહીપતરામભાઈ ઉપર ટુંકા વખતમાં દૈવનો આ બીજો શસ્ત્ર માર પડ્યો તેને માટે અમે અત્યંત દિલગીર છઇએ, પણ ઈશ્વરેચ્છા આગળ કોઈનું ચલણ ન હોવાથી અમે એટલુંજ કહીએ છઇએ કે આ શણગાર ગૌરીના અકાળ મૃત્યુથી એમના ઘરનોજ આ નહિ, પણ ગૂજરાતનો એક ભવિષ્યનો શણગાર અસ્ત થયો છે એમ અમે આ ગ્રંથનું અવલોકન કરતાં સમ-

ઇએ છીએ.

કચ્છની ભૂગોળવિદ્યા. આ શાળોપયોગી પુસ્તકની એક નકલ અમને તેના બનાવનાર કચ્છપ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર રા. રા. દલપતરામ પ્રાણજિવન ખખ્ખરની તર્ફથી મળી છે તેની પહોંચ અમે ઉપકારે સાથે કબુલ કરીએ છીએ.એમાં ચાર પ્રકરણ છે.પહેલા પ્રકરણમાં ભૂગોળનું સામાન્ય વર્ણન આપેલું છે. બીજા પ્રકરણમાં કચ્છનું સામાન્ય વર્ણન છે અને તે સઘળાને જાણવા લાયક છે, એ પ્રકરણમાં વનસ્પતિ તથા ખનિજ પેદાસ, જાત અને ભાષા, હુનરી બનાવટ તથા વેપાર, અને રાજ્યરીતિનું ટુંકામાં પણ સારી રીતે બ્યાન કર્યું છે. ત્રીજા પ્રકરણમાં કચ્છનું એ રીતનું સવિસ્તર તાલુકા વાર વર્ણન કર્યું છે. એમાં ઠેકાણે ઠેકાણે ઇતિહાસ કે દંતકથાને લગતી જાણવા જોગ હકીકતો રસિકતાથી પુષ્કળ આપી છે. ચોથું પ્રકરણ કચ્છના તમામ ગામ તથા તે દરેકમાં કેટલી વસ્તી છે તેના આંકડાથીજ બર્યું છે. એ હુપરથી માલમ પડેછે કે કચ્છ તાબે એકંદર ગામ ૧૦૭૫ ને વસ્તી ૪૮૭૩૦૫ માણસની છે.

આ પુસ્તક રચીને ભાઈ દલપતરામે કચ્છ માંહેના પોતાના કેળવણી ખાતાની એક અગત્યની ખોટ પૂરી પાડી છે એટલુંજ નહિ પણ ઉપયોગી જ્ઞાનના ગુજરાતી ભાષામાં પુસ્તકો છે તેમાં એક કિંમતી વધારો કર્યો છે. નોકરીસર પોતાને કરવું પડેછે તેનો એ વિદ્વાન ગૃહસ્થ સારો ઉપયોગ કરેછે તે આપણે પ્રથમ એકવાર જોવાનો પ્રસંગ મળ્યો હતો અને આ તેની બીજી સાબીતી છે.આ ચોપડીના પૃષ્ઠ ૧૦૮ છતાં કિંમત માત્ર ૫ા આનાજ રાખીછે.

"પેનલકોડ ઉપરની ટીકા." બનાવનાર રા. ત્રીકમરાય ઉદેશંકર વ-ળાના ડેપ્યુટી ન્યાયાધીશ અને કાઠીયાવાડ એજન્સી વકીલ. હિંદુસ્તાનનો ફોજદારી કાયદો જેને અમલમાં આણવો છે તેના દરરોજના ઉપયોગને માટે નોંધ દાખલ આ ચોપડી સારી જણાય છે. એમાં મૂળ કાયદાની કલમ આપી નથી કેમકે તેમ કર્યાથી એનું કદ બહુ વધી જાય, પણ દરેક કલમના આંકડા નીચે ત્રણ આસન પાડી એકમાં કઈ કોરટથી તેનો ઇનસાફ થઈ શકે, બીજામાં તે ગુન્હાની મતલબ, તથા ત્રીજામાં પોલિસ વગરવારંટે પકડી શકે કે નહિ તે દર્શાવ્યું છે. ત્યારપછી ઠેકાણે ઠેકાણે થોડી ટીકા આપી છે, અને ગુનાહનું સ્વરૂપ ઓળખાવવા મહેનત કરીછે. અમે આશા રાખીએ

છઇએ કે કાઠીયાવાડના ન્યાય ખાતાવાળાઓને આ ચોપડી ઉપયોગી માલમ પડશે. એનાં પૃષ્ટ ૩૮૦ ને કિંમત ત્રણ રૂપિયા છે.

ભૂજ શેહેરની સઘળી નિશાળોને ઈનામ વહેંચાયાં તેનો રીપોર્ટ. ઈએ૭૭માં પ્રગટ થયોછે તેની એક નકલ અમારી ઉપર આવીછે તે આનંદથી સ્વીકારીએ છઇએ. એ સમે ત્યાંના એજ્યુકેશન ઇન્સ્પેક્ટર મિ. દલપતરામે જે હકીકત વાંચી સંભળાવી હતી તે ઉપરથી એ પ્રાંતની કેળવણીનો કેટલોક જાણવાજોગ ઇતિહાસ માલમ પડેછે. પહેલવહેલી એક ગૂજરાતી નિશાળ ઈ. સ. ૧૮૫૦ માં ભૂજખાતે નીકળી. ૧૮૫૭ માં ઇંગ્રેજી સ્કૂલ અને ઇ. સ. ૧૮૬૬ માં એક કન્યાશાળા કાઢવામાં આવી. એ દરમ્યાન મુંબઇના કોઇ કોઈ ઉદાર કચ્છી શેઠીયાઓ તર્ફથી કચ્છના બીજા ભાગમાં એક બે ગૂજરાતી, ઇંગ્રજી તથા કન્યાશાળાઓ નીકળવા લાગી હતી ખરી. ઇ. સ. ૧૮૭૦ માં ડ્યુકઆવ એડિનબરોની પધરામણીની યાદગીરી દાખલ ભૂજમાં એલ્ફ્રેડ હાઇસ્કૂલની સ્થાપના થઇ. પછીથી બરાબર કેળવણી ખાતું નીકળ્યું. તે વેળા ૧૪ નિશાળ ને કુલ ૧૨૦૦ નિશાળીઆ આખા કચ્છ ખાતે હતા. ત્યારપછી હાલના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના હાથનીચે આવ્યું અને તેની કાળજીથી ઇ. સ. ૧૮૮૦–૮૧ માં કુલ ૮૨ નિશાળો અને આશરે ૫૦૦૦ નિશાળીયા હતા. કચ્છમાં વૃજભાષામાંથી કાવ્ય શીખવવાની એક શાળાછે અને કેટલાક વખતથી થોડીક નિશાળોમાં ગાયન શીખવવાની ગોઠવણ પણ કરવામાં આવીછે. આ પ્રયોગ કેવી રીતે ચાલેછે તે જાણવાને અમે આતુર છઇએ. છેલ્લી પરીક્ષામાં સેંકડે ૬૪ છોકરા પાસ થએલા જણાયછે.

થરાદ લાઇબ્રેરીનો સને ૧૮૭૯–૮૦ નો વાર્ષિક રીપોર્ટ. એ રીપોર્ટ હાલ અમને મળ્યોછે તે ઉપરથી માલમ પડેછે કે સને ૧૮૭૯ ના ફેબ્રુઆરી માસમાં ત્યાંના ઠાકોર સાહેબ શ્રીખેંગારજી, તેમના કારભારી, શેઠ શાહુકારો વગેરે એ ઉઘરાણું કરી આવા રૂડા કામનો પાયો નાંખ્યો. ઉઘરાણાની રકમ રૂ. ૬૫૪ જમા થએલી છે. લવાજમ લેવાનો દસ્તુર જણાતો નથી પણ તે થોડુંક લેવું જોઇએ કે તે કારખાનું સદા નિભે, અને લોકોને વિદ્યાની કિંમત માલમ પડે. એ લાઇબ્રેરીમાં મહીને મહીને ભાષણ આપવાનું પણ રાખેલું જણાય છે. આ સઘળી ઉઠાવણીમાં ત્યાંના સ્કૂલમાસ્તર મૂળચંદ કુબેરદાસની સારી મેહેનત જણાયછે અને તેને માટે તેને સાબાસી આપી બીજા

મહેતાજીઓને પણ આવા લોકોપયોગી તથા કેળવણી ખાતાને શોભા આ-પનારા કામમાં બનતી કાળજી રાખવાની ભલામણ કરીએ છઇએ.

વર્તમાનસાર. એ નામનું વર્તમાનપત્ર કેટલાક વખતથી તેના માને-જરની તર્ફથી સુરતમાં પ્રગટ થવા લાગ્યું છે તેના ૧૯ મી જુલાઈ પછીના અંક અમને પહોંચ્યા છે. એ વર્તમાન પત્રનું ધોરણ બીજા કરતાં કાંઈક જુદું છે, એટલે, એમાં પોતાની તર્ફનું વિશેષ લખાણ ન કરતાં ગૂજરાતી ભાષામાં પ્રગટ થતાં સઘળાં વર્તમાન પત્રોમાં ચૂંટણી કરીને ઉતારા કરવા. આવા એક પત્રની ખરેખરી જરૂર હતી, કેમકે જેને ઘણા વર્તમાનપત્રો રાખવાની શક્તિ નહોય તે એક માત્ર આજ રાખે તો તેની ઘણીખરી મતલબ પાર પડે. અલ-બત આવા પત્રની ફતેહ તેની ચૂંટણી કરવાની સમજ ઉપર આધાર રાખે છે. અમારી ઉપર જે અંક આવેલા છે તેમાંતો એ કામ સારી રીતે કરેલું જણાયછે અને તે વાંચવા લાયક છે. એમાં સરકારી અમલદારોની નેમણુક, મુંબાઈના બજારભાવ, તથા પરચૂરણ ખબરો પણ આપવામાં આવેછે. એની કિંમત અગાઉથી એક વરસની શેહેરવાળા પાસેથી રૂ ૩-૦-૦ તથા દેશાવરવાળા પાસેથી રૂ ૪-૧૦-૦ રાખેલી છે. એનું કદ ગૂજરાત મિત્ર જેવડા ત્રણ કાગળીયા છે.

---

## केळवणिखातानी खबरो.

पाटडी मुख्य तथा त्रेच. જીલ્લાના મેહેરબાન આ. કલેક્ટરસાહેબ બહાદુર તથા અત્રેના મેહેરબાન દરબારશ્રી હીમતસિંહજી જોરાવરસિંહ તરફથી રૂ૨) મીઠાઈ—पाटडी कन्याशाळा. અમદાવાદજીલ્લાના મેહેરબાન ફર્સ્ટ આસિસ્ટંટ કલેકટર સાહેબ બહાદુર તથા અત્રેના મેહેરબાન દરબારશ્રી હીમતસિંહજી સા-હેબ તર્ફથી તથા આ. વ્રજલાલ દયારામ રૂ૩ા ઇનામ વહેચ્યું—नानी बोरु. જીતેલીઆ દરબારના કારભારી મેઘાભાઈ રતનસંગ તથા ચુવાણ સલતાનસંઘજી નથુભાઈ રૂ૧) સાકર—મે. ઇન્સ્પેક્ટર તાજુદીન અમરદીન ગુંદીના રૂ૦ાા સાકર વહેંચી—राणपुर छोकरानी तथा छोडीओनी. તાલુકાના મેહેરબાન અ-વલ કારકુન મોહનલાલ કલ્યાણજી, તાલુકદાર આલમભાઈ બડામીઆં તથા ગામના ગૃહસ્થોએ મળી મીઠાઈ વહેંચી—बावळा. સંસ્થાન પાટડી દરબારના

ભાયાત દરબારશ્રી દેશાઈ રણછોડભાઈ મોહનભાઈ રૂ૧ાા મીઠાઈ—વાદખેડા. પટેલ ચુંથાભાઈ બાપુજી, પટેલ કીશોરદાસ રામદાસ રૂ૧-૧૪-૦ ચોપડીઓ. ઓગણજ. સંકરભારથી ભગવાનભારથી રૂ૧) મુખી દલસુખ લક્ષમીચંદ રૂ૧) ત્રીકમદાસ કેવળ રૂ૦-૧૪-૦ ઓતમ હરગોવિંદ રૂ૦ાા નથુભાઈ નાગર રૂ૦ાા પ્રેમચંદ પાનાચંદ રૂ૦ાા નાનચંદ રામજી રૂ૦-૧૪-૦ ધનેસ્વર એચર રૂ૦ાા નરસાઈ લાલદાસ રૂ૦ા મથુર જેસીંગ રૂ૦ા મગન એમચંદ રૂ૦ા મલુકચંદ પિતાંબર બીજા ગૃહસ્થોએ રૂ૦-૭-૦ કુળ રૂ૮-૩-૦ છોકરાઓને જમાડ્યા—વારણા. પ્રેમાનંદ જેઠાભાઈ રૂ૧) સાકર—પુસરી. મોતીચંદ ધરમચંદ રૂ૦ાા મીઠાઈ—બરવાળા. લીંબડી દરબારના દફતરી ખોડીદાસ ગોવિંદજીએ દરબારની વતી રૂ૩) ઉનાળામાં પાણી પીવાના—વાસણકેળીયા. તાલુકાના ફોજદાર અમથારામ. પટેલ હરિભાઈ ભાવસંગ રૂ૧) મીઠાઈ—જેતલપુર. દસક્રોઈના મીફ઼ કાન્સ્ટેબલ કેસવલાલ રૂ૧) પતાસા—બરવાળા. મહાશંકર નરસીરામ રૂ૦ાા પતાસાં—માંડાસર. રણછોડલાલ ગોકળદાસ રૂ૧) મીઠાઈ—વળતેજ. સોભાગચંદ ત્રીભોવનદાસ રૂ૦-૭-૦ મીઠાઈ—ઘોઘા. ડુંગરસી મોરારજી રૂ૧) પતાસા—વારણા. બાબાજી છત્રસંગ રૂ૨) કાળીદાસ નાહાલચંદ રૂ૦ાા તલાટી વીઠલદાસ છગનલાલ રૂ૦ાા પરભુદાસ મુનદાસ મુખી રૂ૦ા રતનચંદ હેમચંદ રૂ૦ાા કાનભાઈ ભનુંભાઈ રૂ૦ા અગરસીંગ બનેસીંગ રૂ૦ા બજેસીંગ દાદાભાઈ રૂ૦ા માતાભાઈ મુરભાઈ રૂ૦ા કુલ રૂ૧૪-૧૨-૦ ઈનામ વહેંચ્યું—અસારવા. ફર્સ્ટ આ. કલેક્ટર મેહેરબાન સીકલેર સાહેબ રૂ૨) ગાફ. જેઠીબાઈએ રૂ૧) સાકર—સમિજ. પટેલ બહેચર જેઠાભાઈ રૂ૧ાા મીઠાઈ—ઉજમસી ચકુભાઈ રૂ૦ાા વેરીબાઈ હાથીભાઈ રૂ૦ાા મોહન વેરભાઈ રૂ૦ાા કુળ રૂ૨ાાા ઈનામ વહેંચ્યું—રાણપુર. ભાવનગર રેલવેના હેડ એકાઉન્ટર ઈનામ બક્ષદીન મહમદ રૂ૨) મીઠાઈ—૪-૧૧-૮૦

મું૦ અમદાવાદ. } (ઈંગ્રેજી સહી.) મોતીરામ રાજારામ.
ડેપ્યુટી. એ. ઈન્સ્પેક્ટર. અ. વિ.

---

## આલાવાડ પ્રાંત.

જા. નં. ૫૨૩ આગષ્ટ સને ૧૮૮૦.

મોજિદડ. નવા મકાનમાં વાસ્તુ કરતી વખત સ્કૂલ કમિટિએ રૂ૦-૧૦-૦

મીઠાઈ—વાયલી. બાવલીના માજી મહેતાજી દલપત કેશવે મીત્રના વિશે નિબંધ તથા બીજચંદ્રાવતી નાટક નામની ચોપડીઓ મોકલી તેના રૂ૧-૧૦-૦ કરમડ. આ. પાલીયાદ થાણાદાર સા. પરીક્ષા લીધી તે વખત. ભાગીદારોએ રૂ૧) મીઠાઈ—વજાણા. દરબારશ્રીના તરફથી રૂ૬ા કારભારી સાહેબ આ. માણેકચંદભાઈ તર્ફથી રૂ૩) મીઠાઈ—વીઠલઘઢ. રા. રણીયાતરામ શીવલાલ મખમલની ટોપી એક હાથ વિનાના છોકરાને—સોડુ. ભૂજના માજી દિવાન રાવબા. મણીભાઈ જસભાઈ તર્ફથી—પાણસીણા ગૂજરાતી નિશાળ. મહાજન તર્ફથી આ. બલોળ થાણદાર તથા આ. પાણસીણાના વહીવટદારે રૂ૨) મીઠાઈ—દેવપુરા. મહાજન તર્ફથી રૂ૩) રેમાલ. પટેલ હરી જીવા. રાવળ શાજણ રાણા રૂ૦ા મીઠાઈ—પાણશીણા કન્યાશાળા. બોલલના આ. થાણદાર તા. પાણશીણાના આ. વહીવટદારે તથા લીમડીના ઠાકોર સાહેબ તા. ગામલોકો તર્ફથી કુલ રૂ૧૩-૮-૦ ઈનામ વહેંચ્યું. કુલ રૂ૩૪-૧૨-૦ તારીખ ૨૯-૯-૮૦

જા. નં. ૭૧૩ સપ્ટેંબર ૧૮૮૦

રંગપુર. રાણાશ્રી જાલમસંગજીએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૦ાા સાકર વહેંચી—ઓઝા નાગર અવીચળે છોકરાને નિશાળે બેસાડી રૂ૦ા મીઠાઈ—સાઉકા. સ્કૂલ કમિટિ તર્ફથી રૂ૦ા મીઠાઈ—ચુડા ગુજરાતી. રાજેશ્રી રામચંદ્ર ઈશ્વર હાલ વડોદરામાં નોકર છે તેમણે પોતાના વતન તર્ફ જતી વખત રૂ૧-૧૦-૯ ચોપડીઓ. રૂ૦-૧૦-૦ સાકર કુલ રૂ૨-૪-૯ ચોકડાં. સ્કૂલ કમિટિ તર્ફથી રૂ૧) લખતર. ધ્રાંગદરાના તાલુકા સ્કૂલ માસ્તર શીવશંકર લક્ષ્મીરામ તર્ફથી રૂ૧) મીઠાઈ—મે. વહીવટદાર સાહેબ મહાદેવ નરભેરામે બ્રાહ્મણ ક્ષત્રીય, વૈશ, શુદ્ર, તથા યવન એ પાંચ જાતના છોકરાઓના ઉપયોગ માટે બક્ષીશ લોટા પાંચ પીતળના આપ્યા. ભાવશાર રામા મુલચંદ રૂ૨) દેરી—કલમ. સ્કૂલ કમિટિ તર્ફથી રૂ૧) મીઠાઈ—લખતર ગુજરાતી. સાણંદના રહેવાસી રાજેશ્રી કલ્યાણજી પુંજારામ રૂ૧૭) ચોપડીઓ. મેહેતાજી પુરૂષોતમ શંકરજીએ રૂ૨) ચોપડીઓ—શીયાણી. ગામલોકો તર્ફથી રૂ૧) મીઠાઈ—ચાવલી તાબે લીમડી. શા. ભુરા રામજી રૂ૧ા શા. ગોપાળજી ડાહ્યા રૂ૦ાા શા. નીમજી માલા રૂ૦ા શા. હીરા પુરૂષોતમ રૂ૦ાા કુલ રૂ૨ાા કટુડા. શા. મલુકચંદ ભાઈચંદ તથા સંઘજી ભાઈચંદ તરફથી રૂ૭-૮-૯ જમણ કરી જમાડ્યા—મુળી. શા. વીઠલ અમુલખ રૂ૦-૬-૦ મીઠાઈ—હળવદ કન્યા·

શાળા. શા. દુરગાશંકર પરભાશંકર રૂ૦॥ મીઠાઈ—શા. ગોવીંદજી માધવજી રૂ૦॥ મીઠાઈ—સેંદરડી. શેઠ દયાળજી નારણ રૂ૧) મીઠાઈ—મેઢી. તાલુકદાર રાણા વેહેરાભાઈએ પોતાના દીકરાને નિશાળે બેસાડતી વખત રૂ૨) મીઠાઈ—તથા નિશાળમાં વાળુ કરતી વખતે તાલુકદારોએ કેળવણીખાતે રૂ ૮) ઢાકુ જમાડ્યા.

તારીખ ૧૨-૧૦-૮૦ (સહી.) કનૈયાલાલ ગિરધરલાલ.

સ. ડે. એ. ઈ. પ્રાં. ગોહીલવાડ ઈ. પ્રાં. ઝાલાવાડ.

---

## હાલારપ્રાંત.

તા. નં. ૫૨૩ જુલાઈ ૧૮૮૦ થી સપટેંબર ૧૮૮૦ સુધી.

માણવદ. ઠકર જલા જીવરાજે પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૦-૯-૦ પતાસાં વહેંચ્યાં ઠકર અમરસી લાધાએ પોતાના છોકરાને નિશાળે બેસાડી ૦-૯-૦ પતાસાં વહેંચ્યાં—વેરાડ. ભાણવડ મુનસફ કોર્ટના અવલ કારકુન પાનાચંદ મોરારજી તથા ત્યાંના વકીલ લીલાધર મૂળચંદ ૦-૮-૦ સાકર—જોડીઆ. વકીલ પીતાંબર જીવરાજને પેર પુત્રનો જન્મ થવાથી રૂ૨) દરાખ વહેંચી ઠા. રાઘવજી જુડાણી પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૨) દરાખ વહેંચી—વાડીસા. પુંજ એનશી. ૦॥ પતાસાં—કાલાવડ. ગામના બે જણે થઈને રૂ૦-૪-૬ મીઠાઈ વહેંચી—હરિપુર. રા. વજેશંકર સ્કૂલ કમિટિના પ્રેસીડેન્ટ. રૂ૦-૯-૦ મીઠાઈ—ધ્રોળ. ગોરજી કલ્યાણજીએ પોતાના બેટાને નિશાળે બેસાડતી વખતે રૂ૩-૬-૦ પેંડા વહેંચ્યા—મૂળીલા. સ્કૂલ કમિટિના પ્રેસીડેન્ટ તથા ડેપ્યુટી થાણદાર તથા મેંબરોએ થઈ રૂ૦॥ મીઠાઈ—દહીસર. સ્કૂલ કમિટિ તરફથી રૂ૩॥ છોકરાઓને ૨માસ તથા જમાડવાં ખર્ચના—ટંકારા. શેઠ કરશનજીએ રૂ૧) મીઠાઈ—સાતરડી. સ્કૂલ કમિટિના પ્રેસીડેન્ટ તથા મેંબરોએ રૂ૧॥ સાકર વહેંચી—શેઠ અમીચંદ પીતાંબરે રૂ૦-૧૦-૦ દરાખ—લોધીકા. ખોજા કાળા પ્રેમજી રૂ૦॥ સાકર—ટોર. વાળા નારણજી કલ્યાણજી રૂ૧ સાકર—પરીઠો. સ્કૂલ કમિટિના મેંબર વલીઆમદ રૂ૦॥ હીકડા—ઘટપાર. આગમ વજમજી લાધારામ થાણદાર રૂ૧) સાકર, દેશી હીરાચંદ એતશી રૂ૧-૧૦-૦ મીઠાઈ. પો. હીરાચંદ મોતીચંદ રૂ૧ મીઠાઈ—મેરાણી. ન્યાયાધીશ આ. મોરારજી કલ્યાણજી પોતાના બાળકને ભણવા બેસાડતાં રૂ૦-૧૦-૦ પતાસાં—કોટડાસાંગાણી. કારભારી સાહેબે

રૂ૦-૧૦-૦ મે તથા જુન માસ બે પાણી પવરાવ્યું તેના ખર્ચના—કાલાવડ કન્યાશાળા. માંઉ મોરારજી દેવચંદ રૂ૦-૪-૬ સાકર, મહાલકરીઆ. અમરસી ભવાન રૂ૦-૪-૬ સાકર—ગોંડળ કન્યાશાળા. મે. મુનસફ સાહેબ તથા આ. તાલુકા માસ્તર રૂ૬-૧૧-૪ ઈનામ વેંહેચ્યું—ધોરાજિ કન્યાશાળા. વકીલ દામોદર દેવચંદ રૂ૧ા ઉનાળામાં પાણીનું ખર્ચ—જેપીં. લાકડીયાના માનેજર આ. જેશંકર રતનજી રૂ૦ાા મીઠાઈ—આંબારડી. આ. પ. રેવાશંકર તથા આચાર્યના રાજેમાં ધારસી રૂ૦ા સાકર—માંડળ. આ. ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટ આટકોટ રૂ૧ાા મીઠાઈ—ખંભાળીયા. શેઠ રામદત્ત ભાણજી રૂ૧) પેંડા તથા પતાસાં. મહારાજા શ્રી જામ સાહેબ બહાદૂરે તર્ફથી મે. આ. પો. એ. સા. સ્કૂલના વિઝિટ લેતાં રૂ૭ાા મીઠાઈ—સલાયા. સ્કૂલ કમિટિ તર્ફથી રૂ૧) ખાંડ પતાસાં—નેમાણા. પટેલ રામજી કલ્યાણજી રૂ૦-૪-૬ દ્રાક્ષ. લતીપર. સોની રાઘવજી વેલજી, વોહોરા લવજી લાલજી, હેરા ડાહ્યા લાલજી, મહેતાજી ત્રાભોવન જેઠાલાલ ઉપાધ્યા રણછોડ એ બધાએ ભેગા થઈ રૂ૭) છોકરાઓને જમાડ્યા—સરપદડ. મહંત આનંદપુરી રૂ૧) મીઠાઈ—ધ્રોળ. મે. દરબારશ્રીના તર્ફથી રૂ૨ાા પતાસાં—લાલાબંદર. સ્કૂલ કમિટિ તરફથી માફી છોકરાને પંચ્યાયું તથા મીઠાઈ—ખંભાળીયા. ઠકર મકનજી જીવરાજ રૂ૧૦) પેંડા તથા પેનો—ભાટીયા. પોલીસ ફોજદાર રણછોડદાસ ખીમજી રૂ૦ાાા તથા મહાલકરી સાહેબ આ. જેશંકર મોતીચંદ રૂ૦-૧૦-૦ જોડીયા. કોઠારી ગોરધર ખેતશી. પુત્રનો જન્મ થવાથી રૂ૨) પતાસાં—વાલ્મા. માઉ વીરજી લાલચંદ રૂ૧) પતાસાં—કાલાવડમુખ્ય. દોશી કાળા જુઠા રૂ૧) પતાસાં તથા કન્યાશાળામાં આ. શંકરપ્રસાદ નરભેશંકર અવલ કારકુન રૂ૦-૮-૦ પતાસાં દોશી કાળા જુઠા દીકરો અવતરવાથી રૂ૦-૮-૦ પતાસાં, કંડોરણાના મુનસફ સા. સુંદરજી જયશંકરે રૂ૦-૬-૦ પતાસાં—ટોળ. ધાળા નારણજી કરસનજી રૂના સાકર—કોટડી. પોલીસ પટેલ રાવજી રૂ૧) પતાસાં. ગવરીદડ. સ્કૂલ કમિટિના પ્રેસિડેન્ટ, ફોજદાર દેવકરણ માવજી તથા બીજાઓ મળી રૂ૦ાા સાકર—

તારીખ ૧૭-૧૦-૮૦

(સહી.) ગણપતરામ અનુપરામ.

ટપાલ ખાતાનો વાર્ષિક કારભારના છેલ્લા રીપોર્ટ ઉપર સરકારે પોતાની ઠરાવ જાહેર કર્યોછે, જે ઉપરથી જણાયછે કે ૧૮૭૯—૮૦ નાં સાલમાં આ ખાતું થોડું ફતેહમંદ ઉતર્યું નથી. પોસ્ટ કારડો આ વરસમાં દાખલ થવાથી લોકને મોટી સગવડ થઇ પડીછે, તે છતાં પણ ટીકટવાળાં કાગળોની સંખ્યામાં ઘટાડો થયો નથી, પણ આગલા સાલનાં કાગળોની સંખ્યાના પ્રમાણમાં લેતાં સેકડે બે કાગળોનો વધારો થયો હતો. પોસ્ટ કાર્ડોને લીધે અરધા આના વાળાં પરબીડીયાંઓના ખપમાં પણ ઘટાડો થયો નથી. આખા વરસમાં સઘળી જાતનાં કાગળોને સામટાં લેતાં સેંકડે ૮૪ ટકાનો વધારો થયોછે. વળી મનીઆરડરનું ખાતું પણ ટપાલખાતાના હાથમાં આછી ફતેહમંદી સાથ ચાલ્યુંછે, અને વીમાખાતાને પણ તેવીજ ફતેહ મળીછે. આ છેલ્લું ખાતું ૧૮૭૮ માં સ્થાપ્યું હતું, જે વખત પછી ટપાલની મારફતે ૩૬,૯૭,૬૯,૨૧૯ છ ક્રોડ સતાણુ લાખ અગણોતેર હજાર બસો ઓગણીસ ની મોટી રકમનો માલ પસાર થયો હતો. આખા વર્સની આવકમાંથી ખરચ બાદ જતાં ટપાલખાતાને ૧,૫૨૫૪૫ એક લાખ બાવન હજાર પાંચશે પીસતાલીસનો નફો નફો થયો હતો, માત્ર ટપાલ ખાતાનેજ લેતાં અને મનીઆરડર તથા વીમા ખાતાંઓને બાદ કરતાં આ નફાને બદલે સામી ૩૧,૭૨૩૯૨ એક લાખ બોતેર હજાર ત્રણસો બાણુંની ખોટ જણાઇ છે.

---

રેલવેની ગાડિઓને કાગળનાં પૈડાં—અમેરિકામાં રેલવેની ગાડીઓને કાગળનાં પૈડાં ઘાલી તપાસવામાં આવ્યાં છે. તે ઘણાં ફતેહમંદ ઉતરેલાં છેછે. એક ગાડી કે જેને આવાં પૈડાં ઘાલવામાં આવેલાં હતાં તેણે એક લાખ માઇલની મુસાફરી કરવા છતાં તે સાથેનાં પૈડાં સેજ ઘસાયા હતાં.

---

હિંદુસ્તાનનિ ભૂગોળ વિદ્યાનું એક નવું પુસ્તક—સાપણી ખાતાથી જે. એફ બેનેસે હિંદુસ્તાનની ભૂગોળવિદ્યાનું એક નવું પુસ્તક હાલ બાર કીધુંછે. એમાં હિંદુસ્તાનનાં જુદાં જુદાં મથકોની જાણવાજોગ

## હાલાર પ્રાંત.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| નવાનગર | નવાનગર | ૩૪૭૪૪ | ૧૧૧ | ૦ | ૧ | ૧ | ૦ | |
| ,, | ,, ટ્રેનિંગ ક્લાસ | ,, | ૩ | ૦ | ૧ | ૧ | ૧ | |
| ,, | કાલાવાડ | ૩૦૦૮ | ૭૦ | ૨ | ૧ | ૧ | ૧ | |
| ગોંડલ | ગોંડલ | ૧૩૭૮૦ | ૫૨ | ૦ | ૧ | ૧ | ૦ | |
| ,, | વાગજી | ૧૬૪૪૭ | ૫૬ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| રાજકોટ સ્ટેશન | રાજકોટ સ્ટેશન | ૩૯૦૮ | ૩૬ | ૦ | ૩ | ૨ | ૦ | ૦ |
| | | | ૩૨૮ | ૨ | ૮ | ૭ | ૨ | ૨ |
| | | | ૮૯૯ | ૭ | ૩૯ | ૨૭ | ૬ | ૫ |

સદરહુ પત્રકથી જણાય છે કે હાલ બે ત્રણ વર્ષમાં લીમડી ને વાણના નવા મહેતાજીઓએ ચાલાકીથી કામ કરતાં સૌથી ઊંચા ધોરણ કેવું સારૂં પરિણામ આણ્યું તે સ્પષ્ટ માલમ પડેછે. કેટલીક નિશાળે હજી ઘણી ખામી છે ને મોટી નિશાળોમાં ઊંચાં ધોરણો પણ ચાલેછે .ંના મહેતાજીઓ તન દઈને કામ કરે તો તેમની નિશાળોમાં પણ નવામાં કાંઈ શક નથી ને એ પ્રમાણે જો સારૂં પરિણામ ન આવે હેતાજીઓને શરમાવા જેવું છે ને તેમની લાયકી વિષે ઉપરીઓને વિચાર આવે તે પણ વિચારવા જેવું છે. ઉપલા પત્રકમાં જણાવેલી સિવાયની બીજી કન્યાશાળાઓમાં ઉતરતાં ધોરણો ચાલેછે તેમણે પણ અને વધારાનો દાખલો લેવો જોઈએ. કાઠીઆવાડની તમામ કન્યાશા મહેતાજીઓને જાણ થવા માટે ઉપલું પત્રક છપાવવામાં આવ્યું છે.

(સહી) ગોપાળજી સુરભાઈ દેશાઇ

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર પ્રાંત કાઠિયાવાડ.

---

## જાહેર ખબર.

### ઈનામ રૂ ૧૦૦) નું.

સુરતના નવાબ સાહેબ મીર જાફરઅલીખાન તરફનું. હાલ પાટી તથા વતરણાંથી લખવાનો ચાલ નીકળી જવા આવ્યો છે, ને તેને બદલે સ્લેટ (પથ્થર પાટી) તથા સ્લેટ પેન (પથ્થર પેન) ઘણી વપરાયછે. એ વસ્તુઓ વિલાયતથી આવે છે. પણ તે આપણા દેશમાં બનાવી શકાય એમ છે. કારણ ભાવનગર પાસેના શીહોરના ડુંગરોમાં માટીના પથ્થરો એવા મળી આવે છે. તેની પથ્થર પાટી ને પથ્થર પેન બની શકે એ વાત અમે અનુભવી જોઇછે. વળી બીજે ઠેકાણે પણ એવા પથ્થરો મળેછે એમ સાંભળ્યું છે. માટે સર્વ લોકોને જાહેર ખબર આપવામાં આવેછે કે, જે કોઈ વિલાયતી સ્લેટને સ્લેટપેન જેવી પાટીઓ અને પેનો આપણા દેશના માટીના પથ્થર વડે નીચેની સરતો પ્રમાણે બનાવી આપશે તેને સદરે ઈનામ આપવામાં આવશે.

૧ પથ્થર પાટી તથા પેન વિલાયતી જેવાં હોવાં જોઇએ. લખતાં લીસોટા પડવા ન જોઇએ. તેમજ પથ્થર જલદીથી ઘસાઈ જવા ન જોઇએ.

૨. પથ્થરપાટી તથા પેન વિલાયતી કરતાં કંઇક સસ્તે ભાવે એટલે વિલાયતીની પોણી કીમત સુધી વેચવાં.

૩. ૫૦૦) પથ્થર પાટી તથા પેન સરકારને પડતર ભાવે આપવાં.

૪. આ દેશની માટીના પથ્થરથીજ પાટી તથા પેન બનાવવામાં આવીછે, એ વિષેની તેમજ જથા બંધ પાટીઓ તથા પેન તૈયાર કરી આપવામાં આવશે. એ વિષેની ખાતરી સભાની કમિટિને બનાવનારે કરી આપવી.

(અ) પથ્થર તથા પાટી બનાવવાની ક્રિયા વિષેની ખબર બનાવનારને ગુપ્ત રાખવી હશે તો કમીટી તે પ્રમાણે કરશે.

૫ એક કરતાં વધારે [illegible] તેમની પાટી તથા પેન ઈનામ આપવા [illegible] કરવા ને નીમેલી કમિટિને જણાય [illegible] ત્યારે કમિટિને. જેની પાટી સરસ ને સસ્તી તેને જ્યારે ઈનામ [illegible]માં આવશે.

૬ આ જાહેરખબરની તારીખથી છમાસની અંદર [illegible]પાટી બનાવનારે તેની પાટીઓ તથા પેનો નમુના તરીકે અમારી તરફ મોકલવી. તેમજ જે પથ્થરથી એ વસ્તુઓ બનાવી હોય તે પથ્થરના નમુના પણ મોકલવા.

તારીખ ૨૬મી જુન સને ૧૮૮૨ } તાપીદાસ ન્યારામ મેહતા,
હરગોવન દારકાંદાસ,
મુ૦ વડોદરા. } સેક્રેટરી સ્ત્રેહરહિત વર્ધક સભા વડોદરા.

# गुजरातशाळापत्र.

# GUJARATSCHOOLPAPER.

SEPTEMBER 1881.

પુસ્તક ૨૦ મું. સપટેંબર. અંક ૯ મો

મે'તાજી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;—
કર અંતે મન શ્રેયની, ખરી એતી ધરી હામ

| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS | PAGES. |
|---|---|---|---|
|  |



## (કેળવણી ખાતાના હુકમથી)

## અમદાવાદમાં

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજનસી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપીપ્રગટ કર્યું.

મૂલ { રૂ૧) વરસનો અગાઉથીજ. } ટપાલ ખર્ચ
{ રૂ૦)=" છૂટક અંક એકના. } જુદું

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૦ મું  સપ્ટેંબર સન ૧૮૮૧  અંક ૯ મો.


## ઈંગ્રેજલોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

## પ્રકરણ ૨ જું. ટયુડરવંશ.

### સાતમો હેન્રી.

રાજ્યપરહક.—હવે એનોજ રહ્યો હતો. લાંકેસ્ટરના મૂળ ઠાકોર જાન આવ ધાંટનો રાણેલી સ્ત્રીથી જે પેલો ચાલ્યો હતો તેને બીજા રીચાર્ડ તથા પોપે શાસ્ત્ર ઠેરવ્યો હતો, પણ ચોથા હેન્રીએ તેમાં એટલો અપવાદ નાખ્યો હતો કે રાજ્યપર હક નહિ. આ વેલામાં એની પ્રપૌત્રી થઇ તે સાતમા હેન્રીની મા લાગે. વળી પાંચમા હેન્રીની વિધવાને પુનર્લગ્નથી પુત્ર થયો હતો તે એનો બાપ થાય. આ રીતે બંને તર્ફથી એનો હક હતો પણ વાંધા પડતોજ, પરંતુ લાંકેસ્ટર કુળમાં કોઇ બીજુ રહ્યું નહોતું એટલે તે લોકે તો એને એકમતથી પોતાનો અધિરાજ માન્યો હતો. યાર્ક કુળમાં પણ ચોથા એડવર્ડની એક કુંવરી સિવાય બીજું કોઈ પણ હયાત નહોતું, અને તેની સાથે તો હેન્રીના વિવાહ થયા હતા એટલે એ પક્ષ વાળાએ પણ એને ખુશીથી રાજા દાખલ કબુલ કર્યો.

ગુલાબની લડાઇનું પરિણામ.—હેન્રીને બધાએ ખુશીથી આવકાર કર્યો. એનું કારણ એક એ પણ હતું કે પાછલા દેશ વિગ્રહથી લોકો કાયર કાયર થઈ રહ્યા હતા, એ લડાઇએ એટલી બધી ઓકાણ માંડી હતી કે આ સમે શોક સંતાપ વિનાનાં ઈંગ્લાંડમાં થોડાંજ ઘર હશે. અમીર વર્ગનો તો એ લડાઇથી સામટો ઘાણજ નીકળી ગયો હતો. ફકત રાજ્યવંશીઓજ લઇએ તો આ ત્રીસ વરસની લડાઇમાં ૮૦ એક જણ માર્યા ગયા હશે, અને તાલુકદારો કેટલા મૂઆ તેનું તો લેખુંજ નથી. ઘણા અમીરોને ત્યાં તો તાળાંજ દેવાયાં હતાં. આ મહાભારત મરાનું એક મોટું પરિણામ એ થયું કે અત્યારસુધી જે આ-

મિલ્કત પાછી આપી, ને જે દુષ્ટ કારભારીઓને હાથે એવા જુલમ વર્તાયા હતા તેને પકડી મંગાવી ફાંસીએ લટકાવી દીધા. તેથી આ નવા રાજાને જોઈ રૈયત તો રાજી રાજી થઈ ગઈ. એનામાં મમત, મિજાજ, આપખુદી, કઠોરતા વગેરે જે મોટા દુર્ગુણ હતા તે પાછળથી પ્રગટ થયા.

ફ્રાન્સ સાથે લડાઇ કરવાનો વિચાર તુર્ત કોડીલા હેન્રીએ કર્યો અને ઈંગ્રેજો તો એ કીર્તિના સદા ભૂખ્યાજ હતા તેથી જેટલા પૈસા માગ્યા તેટલા ખુશીથી આપ્યા. આ લડાઇમાં હેન્રીએ કાંઈ આકરું પરાક્રમ કર્યું હોય એમતો જણાતું નથી, પણ ઠમ ઠમાટ ને ડોળ ભારે હતાં. આ લડાઈ અચકાતી અચકાતી ને માંદી માંદી વીશેક વર્ષ ચાલી, પણ તેથી ફાયદો તો માત્ર એટલોજ થયો કે હવેથી યુરોપના રાજ મામલામાં ઈંગ્લાંડનો મત પુછાવા લાગ્યો. આ સમે સ્પેનનું રાજ મહા બળવાન થઈ પડવાથી ફ્રાન્સને તેની સાથે ઘણી હરીફાઈ લાગી રહી હતી. એવામાં જર્મનીની પાદશાહી ખાલી પડી, અને તેને માટે એ બંને દેશના રાજાઓ ઉમેદવાર થયા. સ્વભાવિક રીતેજ એ દરેકના મનમાં એમ રહેતું કે હેન્રી મારા પક્ષમાં ઉતરે તો બહુ સારું, અને એવે સમે મોંઘા સોંઘા થઈ પોતાનો ભાવ વધારવો એ કામમાં તો રજોગુણી હેન્રી મહા પ્રવિણ હતો.

છ રાણીઓ એક પછી એક આ રાજાએ કરી અને કેટલીકને તો મારીજ નાખી એ આ રાજની હકીકતમાં મહાનિંદ્ય ને ત્રાસ દાયક વાતછે.

સાતમા હેન્રીએ સ્પેનની રાજકન્યા કાથેરાઇન જોડે પાટવી પુત્રને પરણાવ્યો હતો, પણ તેતો ભોગજોગે પરણ્યા પછી તુર્તજ મરી ગયો. તે ઉપરથી લોભી હેન્રીએ તેનું પુનર્લગ્ન પોતાના બીજા દીકરા આ આઠમા હેન્રીજોડે કરાવવા ધાર્યું આ ગોઠવણ કુંવરને ઠીક લાગી નહિ, કેમકે ખ્રીસ્તી લોકોમાં સાળી કે ભોજાઈ સાથે લગ્ન કરવાનો ભારે પ્રતિબંધ છે. પણ સાતમા હેન્રીએ વગ લગાડી પોપની ખાસ પરવાનગી મેળવી, અને પછી કુંવરે કાંઈ વાંધો લીધો નહિ. ગાદીએ બેઠાપછી પણ આઠમો હેન્રી આ સ્ત્રી સાથે હેત પ્રીતથી ૧૮ વરસ સુધી સંસાર માંડીને રહ્યો. પણ આ સમે એ રાણીના સખી મંડળમાં આનિબોલન નામની એક સુંદર નવયૌવનાને રાખી હતી તેને જોઈ લંપટ હેન્રીનું મન ચળ્યું. તેને વશ કરવા એણે ઘણી જુક્તિ કરી, પણ ફાવ્યો નહિ. ત્યારે આખરે તેની સાથે પરણવાનો મનસુબો કર્યો, પણ ખ્રી-

સ્તી ધર્મ પ્રમાણે એક ઉપરતી બીજી બાયડી થાય નહિ. તેથી આ નિર્દય ધણીએ પોતાની લાંબી મુદતની નિમકહલાલ રાણીને છેડો ફાડી દૂર કરવાનો નિશ્ચય કર્યો, અને તે માટે પોપની આગળ ઢોંગથી કરગરવા લાગ્યો કે આ ધર્મ વિરૂદ્ધ લગ્ન મારા આત્માને મહા દુઃખ દેનારૂં થઈ પડ્યું છે માટે તમે તેને રદ કરો. પોપને મોટો વિચાર થઈ પડ્યો કે હવે કરવું શું. એકતો એ મોટા અન્યાયની વાત હતી, બીજું પાછલા પોપેજ એ લગ્ન કરવાની છુટ આપી હતી, અને સૌથી મોટી હરકતતો એ હતી કે એમ કરે તો સ્પેનને જર્મનીના પાદશાહ સાથે લડાઈ થાય. માટે એણે તો આ વાત લંબાવો લંબાવી ઉડાવવા માંડી. આથી કામાતુર રાજા ઘણો અધીરો થઈ ગયો અને એણે બારોબાર યુરોપના ઘણાખરા શાસ્ત્રીઓના અભિપ્રાય પોતાના લાભમાં લખી મંગાવ્યો, ખાનગી રીતે પેલી સ્ત્રી સાથે લગ્ન કર્યાં, અને મારા દેશમાં ધર્મનો ઉપરી હુંજછું એમ જાહેર કરી ઇંગ્લાંડના ધર્મગુરૂઓની સભામાં કાન્મર નામના નવાજ એ કામને માટે નીમેલા એક ધર્માધ્યક્ષને મુખે એવો ઠરાવ કરાવ્યો, કે રાજાના કાથેરાઇન રાણી સાથેના લગ્ન મૂળથીજ ધર્મ વિરૂદ્ધ છે. પાર્લામેંટે આ ઠરાવ મંજુર કર્યો, અને આ રાણીથી રાજાને મેરી નામની એક કુંવરી હતી તેને બેહકદાર ગણી.

જે નવી રાણીને માટે આટલો બધો ઝગડો ઉઠાવ્યો હતો, તેના તો આ કામાંધ પુરૂષે થોડા વખતમાં એથી પણ વધારે બૂરા હાલ કર્યા. વ્યભિચારનું આળ ચઢાવી તેને મારી નાંખી અને તેની જે એક સખી ઉપર મોહિત થઈ પડ્યો હતો તેને તેજ દહાડે પરણ્યો. આ રાણીને પેટે એક કુંવરી થઈ હતી તેનું નામ એલિઝાબેથ. એને પણ અધર્મપુત્રી ઠેરવાવી.

ત્રીજી રાણી જેનસૈમોર કુંવર પ્રસવતાં એક વરસમાંજ મરણ પામી. એ કુંવર છઠો એડવર્ડ એ નામે આગળ ઓળખાયો. ચોથી રાણીને તો કરી તેવીજ તજી, કેમકે ચિતારાએ જેવી તેને ચીતરી બતાવી હતી તેવી તે સ્વરૂપવાન માલમ પડી નહિ. પાંચમી રાણી મૂળથીજ વ્યભિચારણી છે એમ સાબીત થવાથી તેનો શિરચ્છેદ કરાવ્યો. છઠીવાર એક વિધવા જોડે પરણ્યો તે ચતુર હતી તેથી તે રાણીએ એને રીઝાવી લીધો. એને મારવાનો સમય આવે તે પહેલાં એજ મરી ગયો એટલે તે બચી.

ધર્મોદ્ધારનો ઇંગ્લાંડમાં મજબૂત પાયો નંખાયો એ આ રાજમાં

ખરેખરી જાણવા લાયક બીના છે. એ બાબતનો વધારે ખુલાસો ને વિગત સામટી આગલા પ્રકરણમાં આપવામાં આવશે, પણ કુદરતનો ખેલ કેવો અગમ્ય છેકે માણસના દુષ્ટ આચરણમાંથી પણ જગતને લાભકારીજ ફળ નીપજે છે. હેન્રીએ પોપનો અધિકાર કાઢી નાખ્યો તે તો પોતાની પાપી મતલબને માટેજ અને ધર્મ સુધારાની તો એ બીલકુલ સામે હતો, તોપણ એનેજ હાથે પરમેશ્વરે વહેમનો કોટ તોડાવી ધર્મ સુધારો ઈંગ્લાંડમાં દાખલ કરાવ્યો.

રાજાનું વશીયતનામું. મેરી ને એલિઝાબેથ અધર્મપુત્રીઓ છે એવો જે પ્રથમ ઠરાવ થએલો તે પાછળથી હેન્રીએજ પાર્લામેંટ પાસે રદ કરાવ્યો હતો. તે ઉપરાંત મરતી વેળા પોતે વશીયતનામું એવું કરી ગયો કે મારી પછી એડવર્ડને, તે નાવારસ મરી જાયતો તેની પછી મેરીને, મેરી નવારસ મરી જાયતો એલિઝાબેથને, અને તેપણ નવારસ મરી જાય તો ફ્રાન્સ વાળી પોતાની બહેન મેરીના કોઈ વંશજને ઈંગ્લાંડની ગાદી મળે. એ બહેનને ઈંગ્લાંડના એક અમીર જોડે પુનર્લગ્નથી પુત્રી થઈ હતી. તેની લેડી જેનગ્રેનામે એક કુંવરી હાલ હયાત હતી. આ ગોઠવણમાં હેન્રીએ સ્કાટલાંડ વાળી મોટી બહેન માર્ગેરેટના વેલાને પડતોજ મૂક્યો, પણ એ વેલોજ પાછળથી ઈંગ્લાંડની ગાદીએ આવ્યો તેથી તે વિષે પણ આ ઠેકાણે લખ્યું હોય તો ઠીક. તે સ્કાટલાંડના ચોથા જેમ્સ જોડે પરણી હતી તેના પેટનો જે છોકરો થયો તે પાંચમો જેમ્સ કહેવાયો અને તેને પાછળથી મેરી નામે પુત્રી થઈ તે સ્કાટલાંડની રાણી એ નામે ઇતિહાસમાં ઓળખાય છે. એ રાણી બીજીવાર એક અમીર જોડે પરણી તે મૂળ માર્ગેરેટના પુનર્લગ્નથી થએલી દીકરીનો દીકરો હતો. આ લગ્નથી દીકરો થયો તે ઈંગ્લાંડનો ૧ લો જેમ્સ.

## છઠ્ઠો એડવર્ડ.

ઈ. સ. ૧૫૪૭ માં આઠમો હેન્રી મરી ગયો, ત્યારે આ કુંવર પુરો દશ વર્ષનો પણ નહોતો તેથી સઘળો કારભાર એનો કાકા ડ્યુક આવ સમરસેટ ચલાવ્યો. એના વિચાર સુધારાના હોવાથી ક્રાન્મર વગેરે નવા પંડિતોની સલાહ લઈ એણે ઈંગ્લાંડમાં ધર્મોદ્ધાર કરવાનું કામ ધમધોકારે ચલાવ્યું. અને એના રાજમાં ચોખ્ખું થઈ ચુક્યુ એમ કહીએ તો ચાલે. તોપણ એની વર્તણુક અવિચારી ને આપ મુદીની હતી. તેથી લોકોના અપ્રીતિ થઈ બંડો થવા

લાગ્યાં. રાજમંડળમાં પણ સળો પેઠો, ને એને રાજીનામું આપવાની જરૂર પડી. પાછળથી રાજદ્રોહનું તોહોમત આવી એ માર્યો પણ ગયો.

બાળરાજા શાણો, ભલો, ને સારો ઈશ્વરભક્ત હતો. અને તે મોટો થશે ત્યારે ઉત્તમ રાજા નીવડશે એમ લોકો આશા બાંધવા લાગ્યા. પણ એટલામાં એને શીળી નીકળ્યા ને, તેમાંથી ક્ષયી રોગી લાગી એ સોળ વરસની ઉમર પૂરી થતાં પહેલાં દેવલોક થયો. ઈ. સ. ૧૫૫૩

આ સમે મુખ્ય કારભારી નાર્થંબરલાંડનો ઠાકોર હતો તેણે ખંધાઈથી પોતાનું કામ કાઢી લીધું. એનો છોકરો લેડીજેનગ્રે જોડે પરણ્યો હતો. તેથી એણે મરવા પડેલા રાજાને આડું અવળું સમજાવી તેની પાસે એવો લેખ કરાવ્યો કે મારાપછી ગાદી એ બાઈને મળે.

મેરી.

લેડીજેનગ્રે ઘણીજ વિદ્વાન, સુધરેલી, ભલી, શાંત, ને રાંક સ્વભાવની હતી. એની તો મરજી નહોતી પણ નાર્થંબરલાંડે એકદમ એની આણ ફેરવી, અને એ ધણી ધણીઆણીને રાજ્યાભિષેક કરવાની તૈયારી કરવા લાગ્યો. પણ આ અન્યાય જોઈ લોકો મેરીને પક્ષે ધાયા. નાર્થંબરલાંડ લશ્કર લઈ સામો લડવા તો ગયો, પણ તેજ લશ્કર ફૂટીને હકદારે રાણીને મળી ગયું, અને એ એના સઘળા સાથીઓ ભેગો પકડાઈ ગયો. મેરીએ મુખ્ય બંડખોરોને ફાંસીની શિક્ષા કરી, પણ લેડીજેનગ્રે તથા તેના ધણી ઉપર દયાઆણી કેદમાંજ રાખ્યાં. પણ પાછળથી એ બાઈને નામે બહુ બંડો ઉઠવા લાગ્યાં ત્યારે એ બંનેને દેહાંત દંડ કર્યાં. ઈ. સ. ૧૫૫૪

ધર્મ સુધારો, આ રાણીએ જડમૂળમાંથી કાઢી નાંખવાને બહુ મહેનત કરી. પાછલા રાજમાં પોપ વિરુદ્ધ જે જે કાયદા થયા હતા તે બધા રદ કર્યા, પાછું ઈંગ્લાંડ પોપને શરણે ધર્યું, અને સુધારાવાળાઓ ઉપર એવો તો જુલમ ગુજાર્યો કે "ખૂની મેરી" એવુંજ નામ તેનું ઇતિહાસમાં રહી ગયું છે.

રાણીનું લગ્ન તથા મરણ.—કુધારાવાળાઓએ પોતાનો પક્ષ બળવાન કરવા રાણીને સ્પેન તથા જર્મનીના રાજકુંવર ફિલિપ સાથે પરણવાની સલાહ આપી, કેમકે આ સમે એ રાજા કુધારાનો મોટો સ્થંભ હતો. આ સમે યૂરોપમાં બધે ઠેકાણે સુધારાવાળા ઉપર વિકરાળ જુલમો થતા હતા પણ સ્પેનના રાજમાં જે થતો હતો તેતો न भूतो न भविष्यति. આવા રાજાના કુંવર સાથે

લગન થવાની વાત સાંભળી ઈંગ્રેજો બહુ સામા થયા અને ઘણીએ ના કહી પણ છેવટે રાણીએ પોતાનું ધાર્યુંજ કર્યું. આથી ઘણાં બંડ ફિસાદો થયાં, ને દેશ હેરાનગતીને પહોંચ્યો.

આ લગ્ન કરી રાણી પોતે પણ સુખી થઈ નહિ. ફિલિપ રાજ્ય હેતુથીજ એના સાથે પરણ્યો હતો, અને પછીથી બંનેને હેતપ્રીત થાય એવું કાંઈ હતુંજ નહિ. રાણી (૩૯) વરસની આધેડ બાઈડી અને વર (૨૮) વરસનો ભરજુવાનીમા હતો. વળી ફિલિપનો સ્વભાવ અપ્રેમી, મીજાજી, ને બે દરકાર હતો, અને તેમ મેરીમાં પ્રેમ પાશથી વશકરી લેવાનો સ્ત્રીગુણ એકે હતો નહિ. તેથી થોડા મહીના રહી એ પોતાને દેશ જતો રહ્યો. પછીથી તે કેટલેક વખતે પાછો આવ્યો, પણ તે પોતાની મતલબને માટેજ. એણે આવીને જક લીધી કે અમારે ફ્રાન્સ સાથે લડાઈ ચાલેછે તેથી ઈગ્લાંડે પણ તેમ કરવું જોઈએ. પાર્લામેંટે ચોખી ના પાડી, પણ મેરીએ એના કહ્યા પ્રમાણે કર્યું. એકવાર આ લડાઈમાં ઈગ્લાંડની મોટી ફતેહ થઈ, પણ પરિણામે પોતાને તાબે ફ્રાન્સમાં એકજ શહેર કાલે હતું તે પણ ગયું. આથી આખા ઈગ્લાંડને બહુ દુઃખ લાગ્યું. મેરી તો એમજ બોલી કે હું મરીશ ત્યારે પણ મારા હૈયામાં કાલે એ બોલ કોતરાએલો માલમ પડશે. એનો મરણ કાળ પણ હવે કાંઈ દૂર નહોતો. જન્મની દુઃખણી મેરીને આ બનાવથી એવો ઘા લાગ્યો કે તેની તનદુરસ્તી બગડવા લાગી, અને તે વેળા તાવનો રોગ ચાલતો હતો તેના ઝપાટામાં આવી તેણીએ ઈ. સ. ૧૫૫૮ માં ૪૩ વરસની ઉમરે પોતાનો દેહ છોડ્યો.

---

# ઉપદેશ વિષે.

( છપ્પય ).

અસર ન જેને થાય, ઘટે નહિં તેને કે'વું;
મટે ન મનનું મરજ, બુદ્ધિ ઔષધ વિણ જેવું.
કરતાં સત્ય સુબોધ, ક્રોધ ધરી ક્રૂર બનેછે;
અંતર ઈર્ષા ભાવ, રાખિ ઉલટોજ હણેછે.
તે માટે મૌન ભલું ગ્રહો, હોય દુરીજન જે અરી;

તું ઠગ વશ કર ખગ ગુણ થકી, દેશકાળને અનુસારી. ૧
મુખે બોલવો બોલ, તોલ તત્કાળ કરીને;
માર્મિક એવું વચન, રૂડો ઉદ્દેશ ધરીને.
શુદ્ધ અર્થ સુવિચાર, મિષ્ટ ઔષધ સમ ભારી;
કરે અસર ઉર વિષે, એવિ સજ યુક્તિ સારી.
રે વદવું વચન વિચારીને, એજ વડેરી વાત છે;
પ્રિય વાણીને વશ વિશ્વ આ, ઇચ્છિત સુખ સાક્ષાતછે. ૨
વાણી સુણી કરાય, કયાસ સારો કે બૂરો;
વાણિ વદે પરખાય, ચોર શાજન કે શૂરો.
વાણી વદે જણાય, શાન્ત ક્રોધી પતરાજી;
વાણીથીજ ગણાય, ભલો કે ભુંડો પાજી.
એ આદિક ગુણ જે વાણિના, પરખો પૂરણ પ્રીતથી,
વળિ વિનય વિચારે વરતતાં. મળશે વિજય ખચીતથી. ૩
સજ્જન દુર્જન તણી, નથી ગણના જે જનને;
દેતાં બોધ વચન, મૃથા શ્રમ થાશે તનને.
દુર્જન ખળ દુઃખકાર, છળ પણે થકી ઉછળશે;
ઉલટો દઈ અપવાદ, કલેશ કુત્સિત આદરશે.
રે તેથી ચેતી ચિત વિષે, સમતા શીલ સરલ પણે;
શુભ પાત્ર પ્રમાણી પ્રેમથી, કર ઉપદેશ પ્રતિક્ષણે. ૪
પરધન ને પર દાર, હરણમાં રેહો જે મોહી;
પર સુખ પેખી બળે, દેશનો દારૂણ દ્રોહી.
એવા નરે ઉપદેશ, લેશ લક્ષે નહિ લેશે;
થશે ન જ્ઞાન પ્રકાશ, તિમિર અંતરમાં રેશે.
જેથી કરિ પ્રથમ વિચારને, સજ્જન સુજ્ઞ સમાજમાં;
શ્રમ લઇને શબ્દ ઉચ્ચારતાં, થશે સફળ નિજ કાજમાં. ૫

## દોહરો.

શામ દામને દંડ એ, મુખ્ય દિસે ત્રણ ભેદ;
મૂર્ખ મૂઢને વશ થવા, સાધન એજ વિવેક. ૧

સરળ નમ્રને સભ્ય થઇ, ગંભીર વાત મધુર;
કરો પ્રથમ સુવિચારીને, સરે અર્થ મહશુર. ૨
પછે દામ ભય દાખવી, ચોખ્ખી વદિને વાત;
દુષ્ટ દંડને પાત્ર છે, એમ ગણો સાક્ષાત. ૩
એમ અનુક્રમથી કરે, તોજ અસર કંઈ થાય;
જાતી સ્વભાવ જાય ના, કરતા કોટી ઉપાય. ૪
ઔષધને ઉપદેશ એ, દેખીતાં દુઃખદાય;
પીતાં પ્રીત વધે નહિ, પણ અંતે સુખ દાય. ૫
માટે સુણી ઉપદેશને, સમજી અર્થ વિચાર,
વર્ત્તો જો નિશ્ચળ મને, તોજ સફળ થનાર. ૬
„કાન„ વિનંતી કાન ધરી, કાંન વિચારો મંન;
"કાન કાવ્ય" મતિથી કથે, ચોખો સાર સુજંન. ૭

કહાનજી. વિ. ધ.
ખંભાળિયા.

---

## વિદ્યાભ્યાસ.

( મળેલું. )

વિદ્યાભ્યાસથી અંતઃકરણને પરમાનંદ થાયછે. એનો અનુભવ માત્ર વિદ્દજન વિના બીજા માણસોને તેની યોગ્યતા સમજવી કઠણછે. ઠીક વારૂ. આંધળાને ખુબસુરત છબીથી અથવા બેહેરાને મધુર ગાયનથી આનંદ થશે કે! જ્યારે કામકાજથી પરવારીને માણસનું મન થાકી જાયછે, ત્યારે એકાંતમાં નિરાંતે વખ્ત નિર્ગમન થવા વિદ્યા ઘણી ઉપયોગી થઇ પડેછે. બીજો લાભ કીર્તિ અને પ્રતિષ્ટા છે. હમેશાં બધા લોકો વિદ્દાનને પુષ્કળ માન આપેછે અને વખાણે છે; મંડળી વગેરેમાં તેના આગળ સઘળું ખુશામતવાર નિરપણ થાયછે, અને તેના બોલ ઉપર ડોકી ધુણાવીને હા કહેછે. આ ઉપરથી એ બીજા લાભ વિષે કોઇએ સંશય લેવાનું કારણ રહ્યું નથી. હવે શાણપણ એટલે અકલ એ વિદ્યાભ્યાસથી ત્રીજો લાભછે. સાધારણ માણસ પણ એકજ કામમાં ઘણા દિવસના મહાવરાથી તે કામમાં હોશિયાર થાયછે. ત-

થાપિ તેની બુદ્ધિ તેટલીજ; તે બીજા કામમાં તેવી ચાલવાની નહિ. હવે વિદ્વાનને જુઓ. તેને તમે કોઈ પણ કામમાં દાખલ કરો; તો ઘણા થોડા વખતમાં તે તેમાં પ્રવીણ થાયછે, અને તે ઘણી ઉત્તમ રીતે બજાવેછે; કેમકે પુષ્કળ ગ્રંથાવલોકન અને વિચારથી દરેક વાતનાં કારણો, ઉપયોગ, પાર પાડવાને તેના કેવી રીતે વિભાગ કરવા તે, આરંભ ક્યાં અને કેમ કરવો, એ કામમાં ક્યાં ક્યાં સાધનનો ઉપયોગ કરવો, અને તેમાં આવેલા વિઘ્નોનું કેવીરીતે નિવારણ કરવું, એ સર્વ તેને સ્પષ્ટપણે જણાઇ આવેછે. તેણે કરીને કોઈપણ કામમાં તેની મતિ ઘણીજ જલદી પહોંચી વળેછે, તથા તે તેનાથી સારીરાતે પાર પડેછે. ત્યારે અર્થાત, બીજા સર્વ લોકને તે ઉપયોગી અને સારા લાગેછે; અને તેને દ્રવ્યાદિ સુખકારક પદાર્થો પણ મરજી માફક મળી આવેછે મનુષ્યનાં દુઃખ નિવારણ કરવાં અને તેના સુખની વૃદ્ધિ કરવી, એ પણ વિદ્યાભ્યાસનું એક ઉત્કૃષ્ટ પરિણામ છે. એ ન સમજતાં ફક્ત શીખવા માટેજ અતિશય વખત ગુમાવવો, એ સારૂં નથી. વિદ્યા એ એક યંત્રછે. તે ફક્ત પાસે હોવાથી માસણ મોટો થતો નથી. પણ, તેનો ઉપયોગ કેમ કરવો, એ સમજી લઈને, જે તે પ્રમાણે વર્તેછે, તેજ મોટો અને સુખી બનેછે. વિદ્યા એ એક અત્યુત્તમ ભૂષણછે ખરૂં; તથાપિ તેટલાથીજ ફુલાઇને પંડિતાઈનું ડોળ ઘાલવું, એ મૂર્ખપણું છે. માટે સુજ્ઞ પુરૂષો તે દુર્ગુણની છાયાસુદ્ધાં પોતાના ઉપર પડવા દેતા નથી. બીજા સારાસારનો વિચાર ન કરતાં, ફક્ત પુસ્તકજ્ઞાન વડે કોઇ પણ વાતનો નિર્ણય કરવો, એ નાદાનીનું કામ છે.

અનુભવથી વિદ્યા પરિપક્વ થાયછે. જે વાત વિદ્યાભ્યાસ કરતાં ગ્રંથ ઉપરથી સમજાઇ હોય, તેની અનુભવ વડે પ્રતીતિ થવાથી તે વિષે શંકા રહેતી નથી; એનું નામજ વિદ્યાની પરિપક્વતા છે. વળી એમ છેકે, વિદ્યાની પરિપક્વતાએ માણસનો સ્વભાવ પૂર્ણતા પામેછે. મતલબ કે જેનો જેવો મૂળ સ્વભાવ સારો કે નઠારો, તે પ્રમાણે તેનાથી નિઃશંશય વર્તાયછે; એનેજ સ્વભાવની પરિપૂર્ણતા સમજવી. એ માટે વિદ્યા એ ખરેખરી ઉત્તમ વસ્તુ છતાં તે જેને હાથ હોયછે, તેને હાથે કદી કદી અત્યંત ઘોર કર્મો બને છે, તેનું કારણ તે અમૂલ્ય વિદ્યા નથી, પણ તેતો તેનો મૂળ સ્વભાવછે, એ ખચીત સમજજો, જેમ અગ્નિ એ આ પત્ની ઉપર એક અતિ ઉપયોગી

પદાર્થ છે; તેવડે રસોઈ વગેરે ઘણાં સુખદાયક કામો થાયછે. તેને પડતું મેલીને કોઈ દુષ્ટમાણસ લોકોનાં ઘર બાળવાના કામમાં તેને લગાડે તેમાં બિચારા અગ્નિનો શોવાંક? તેશું તેનો અપરાધ છે? જેની પાસે જાય તેને બાળે, એટલુંજ તે બિચારો કરેછે. તેજ પ્રમાણે જે વિદ્યાને પ્રાપ્ત કરશે, તેના મનોરથ, ગમેતેવા યુક્તાયુક્ત હશે, તોપણ તે યથા શક્તિ પૂર્ણ કરશે, એટલુંજ વિદ્યાથી બની શકેછે. તે વધારે કાંઈ કરી શકતી નથી. જેમ આપણે વાડી બનાવીએછીએ. તેમાં એનેક ઝાડો આપોઆપ ઉગછે. તેમાંના કેટલાંએક સારાં ને ઉપયોગી હોયછે; અને કેટલાંએક ખરાબ ઝેરી હોયછે. આપણે સારાં અને ઉપયોગી ને રાખીને તેની સારી માવજત કરીએછીએ; અને ખરાબ માલમ પડેછે તે બધાને જડ મૂળથી ઉખેડી નાંખીએ છીએ. તે પ્રમાણે મનમાં જે અનેક ભાવના ઉત્પન્ન થાયછે, તેમાંની સારી હોય તે સફળ થવાને માટે મેહેનત લેવી, અને ખરાબ હોય તે મૂકી દેવી, એ માણસોની મોટી ફરજ છે. તે બર લાવવાને વિચાર જોઇએ, અને વિદ્યા વગર વિચાર ઉત્પન્ન થતા નથી. માટે આ લોકમાં વિદ્યાવડે માણસને અત્યંત લાભછે, એ ખુલ્લું છે.

પુસ્તકોમાં પણ કેટલી એક વાતો એવી કહેલી હોયછે કે, તે પ્રમાણે પ્રસંગાનુંસાર વર્તવાથીજ ફાયદો થાયછે; હમેશાં થતો નથી. માટે તે વિશે ઘણા સાવધ રહેવું જોઇએ. તેના ઉપરજ ભરોંસો રાખીને બેશી રહેવું કામ નું નથી એટલે તેને ખોટું માનવું એમ અમે કહેતા નથી. પરંતુ પોતાની સ્થિતિ સાથે જેની અનુકુળતા નહોય તો તે મૂકી દેવી. જેમ દૂધને નીરોગી માણસ સેવે તો ઘણો પુષ્ટીકારક થઇ પડે; પણ તેનેજ સનેપાત અથવા કફરોગમાં વાપર્યું તો પ્રાણઘાતક થઇ પડેછે. એ યાદરાખવું જોઇએ.

મૂર્ખ માણસો વિદ્યાને ધિઃકારેછે. ઠીક જેમ કૂતરો કસ્તુરીને નિરૂપયોગી માને, એમાં શું નવાઇ? કેમકે તેના ગુણનો અનુભવ તેને જાતે લઈ શકાતો નથી; અને બીજાએ લીધેલો અનુભવ સંમજી લેવાની તેનામાં શક્તિ નથી. ત્યારે તેને શું કહેવું? કેટલાએક મૂર્ખો વિદ્યાને વખોડે છે. પણ વિદ્યાને અંતઃકરણથી ખરાબ માનનારો માણસ હજારે, બલકે લાખે એક માણસ મળેતો મળે, કેમકે જોઇએ તેવા કામમાં મદદ આપવાને તે બિચા

રી તૈયાર છે. જુઓ, ભીલ, કોળી વગેરે લોકો જેના બાપ દાદામાંથી કદી કોઇએ પોળાપર કાળું કર્યું નહિ હોય, અને તે જાતે પણ તેવા બોયડ રેહેવાનો નિશ્ચય રાખીને બેઠા હોય છે, તે મુદ્દાં પણ જેને સાધારણ લખતાં વાંચતાં અને સેહેજસાજ ગણિત આવડે, તેને મોટો ભાગ્યશાળી ગણે છે. ખરેખરી સારી વાતને વખાણવામાં ઘણો વિવેક જોઇતો નથી; પણ જે સારૂં ને ઉપયોગી છે, તે હર પ્રયત્ને મેળવીને તેને ઘટારત ઉપયોગ કરવો, એજ વિવેકી માણસનું લક્ષણ છે.

વિદ્યાનો ઉપયોગ ફક્ત પુસ્તક શીખવાથી થતો નથી. તેને બીજું બહારનું વ્યવહારી જ્ઞાન જોઇએ તે જ્ઞાન, વિચાર પૂર્વક અવલોકન અને અનુભવથી મળે છે. સંકટમાંથી પાર પડવાની, અને ઊદ્યોગવડે સ્વહિત સાધવાની પુષ્કળ યુક્તિ વિદ્યાર્થિઓએ ગ્રંથોમાંથી વાંચેલી હોયછે. પરંતુ તેનો ઉપયોગ ક્યાં ને કેમ કરવો, એ વ્યવહારે જ્ઞાન તેનામાં નહોવાથી વિદ્વાન છતાં પણ તેને મૂર્ખ કરતાં કોઈ કોઈવાર વધારે વિટંબણા ભોગવવી પડેછે. તેનું કારણ એવું હોયછે કે, તેની ઘણીખરી ઉમર ફક્ત ગ્રાંથિકજ્ઞાન મેળવવા પાછળ ગયેલી હોયછે; અને તેને ઉપયોગમાં લાવનારૂં જે વ્યવહારી જ્ઞાન જરૂરનું છે; તે મેળવવા માટે તેને મુદ્દલે અવકાશ મળેલો હોતો નથી. માટે તેમ ન થવા દેવું જોઈએ. કોઈ અમૂલ્ય વસ્તુ મહા મેહેનતે મેળવી, પણ તેને આપણાથી ઉપયોગમાં અણાતી નથી, તો તે મેળવી અને ન મેળવી એ બન્ને સરખાંછે, એક માણસ સારૂં વૈદક શીખ્યો હોય; તેને રોગનાં લક્ષણો, અને તેને નાશ કરવાના ઉપાયો જીભહાગ્રે હોય, અને સારૂ રેસાયન શાસ્ત્ર પણ જાણતો હોય, તોપણ તે રોગીને જ્યારે સારો ન કરી શકે ત્યારે એ બધું શા કામનું? એ ઉપરથી માલમ પડશે કે વિદ્યાથી મળનારો લાભ ફક્ત પુસ્તક જ્ઞાનથી મળતો નથી.

બીજાને આતુર કરવા અથવા ગુંચવણમાં નાંખવા કે મંડળમાં બોલીને મોટાઈ મેળવવા માટે ગમે તે વિષય વાંચશોમાં. વળી પુસ્તકમાંથી જે મળે તે નિર્વિવાદ ખરૂંછે, એવું ન માનો. જે વાત અવલોકનમાં આવે, તેની સત્તતા, કાર્ય કારણભાવ, પરિણામ અને તેમાંથી લેવા જોગ મતલબ શી નીકળે છે, તે વિશે વિચાર કરવો જોઇએ. સઘળાં પુસ્તકો સરખીજ યોગ્યતાનાં હોયછે એમ નથી. કેટલાંકએક કારણ પરત્વે જોવાનાં હોયછે; એમાં

કોશ વગેરેનો સમાવેશ થાયછે. કેટલાં એક પુસ્તકો વાંચવા જોગ હોયછે. પણ તે છેક ધ્યાન દઈને વાંચવાંજ જોઈએ એમ નથી. વાર્તાનાં પુસ્તક અને નાટકો એ વર્ગમાં આવી જાયછે. અને કેટલાંક એવાં હોયછે કે, તેમાંનો વિષય પૂર્ણપણે મનમાં ઠસાવાને તે ઉપર પુષ્કળ વિચાર અને શોધ કરવો. અને બોલતી વેળા તેની મતલબ યાદ આવે એવો તેનો અભ્યાસ કરવો પડેછે; ન્યાયશાસ્ત્ર, પદાર્થ વિજ્ઞાન વગેરે આ વર્ગનાં છે, જે ભાષામાં જે ગ્રંથ પેહેલ વહેલો રચાયો હોય, તેમા તે વાંચવાથી જેવી મીઠાસ અને રસ પડે છે, તેવો તેના ભાષાંતરથી (પછી તે ગમેતેટલી ચતુરાઈ વાપરીને કર્યું હોય તોપણ) તેવો રસ પડતો નથી.

ઘણા ગ્રંથો વાંચવાથી માણસ બહુશ્રુત બને છે. વારંવાર વાદ પ્રતિવાદ કર્યા ગયાથી શરીરમાં સમય સૂચકતા આવે છે, અને કોઈપણ વિષય ઘણીવાર લખ્યાથી તે મનમાં બરાબર ઠસે છે તેથી સારી પેઠે યાદ રહે છે. ઇતિહાસના અભ્યાસથી માણસ વિવેકી અને દૂરંદેશી થાય છે; કાવ્યના અભ્યાસથી રસિકતા આવે છે; ગણિતના અભ્યાસવડે માણસ કોઈનો ગાંજયો ન જાય એવો કાવા બાજ બને છે; પદાર્થ વિજ્ઞાનથી સૂક્ષ્મ દૃષ્ટિ આવે છે, અને પાતાળ યંત્રીપણું વધે છે; ધર્મ શાસ્ત્ર અને નીતિ શાસ્ત્રથી બુદ્ધિ ગાંભીર્ય અને નિયામિતપણું આવે છે; અને તર્ક શાસ્ત્ર તથા પાંડિત્યકળાથી માણસમાં વાદવિવાદ કરવાનું સામર્થ્ય આવેછે. એમ જૂદા જૂદા વિદ્યાોના જૂદા જૂદા ઉપયોગ છે. દેહના રોગનો જેમ નિયમિત ઉપાય છે, તેમ મનના રોગને માટે પણ વિદ્વાનોએ કેટલાએક ઉપાય શોધી કહાડ્યાછે.મન સ્થિર થઈને કોઇ પણ એક વાતમાં લાગે નહિ. તો ભૂમિતિનો અભ્યાસ કરવો. તેમાં એવું હોય છે કે કોઈ એક સિદ્ધાંતની સિદ્ધતા ખરી કરી આપવા સારુ આરંભીને પછી અધુરી નાખવી, અને હવે પછી કરીશું. એવું કદી બનવાનું નથી; તે તો એકજ બેઠકમાં સિદ્ધ કરવી પડશે, અને જો તે અધવચ મૂકી દીધી તો, પેહેલાંની મેહેનત વ્યર્થ જઈને ફરીથી પેહેલાંથીજ કરવું પડશે. માટે એ વિષયવડે સિદ્ધાંત નામના યત્નથી ચિતની એકાગ્રતા ફરીને સ્થાપન થાય છે. મનનું ભોળાપણું જઈને કોઈ પણ વાતનો છેક ઝીણી નજરે વિચાર કરતાં આવડવા સારૂ, અને તે સિદ્ધતાને નાના પ્રકારે પ્રમાણ આપવાની શક્તિ આપવા સારૂ જો ચહાતા હોતો, મોટી મોટી ન્યાય સભામાં

થએલા ફેસલા, તેમાંના વિદ્વાન વકિલોના ભાષણો સહિત લેવાથી ઇચ્છા પૂર્ણ થશે. એવા અનેક મનો વ્યાધિ ઉપર અનેક ઉપાયો કહેલા છે.

મધુમક્ષિકા.

---

## केळवणी खातानी खबरो.

### ગોહીલવાડ પ્રાંત સપટેંબર ૧૮૮૦.

જા. નં. ૯૩૨-૧૦૪૫

ડુંગર. પટેલ લાખાકરશન રૂ૦॥) મીઠાઇ—માંડળ. મીયાં સાહેબનથુ મીયાં ઉતાવળામીયાં. રૂ૨) રાંઢીઆના મીઆં ગુલામહુસન દાદામીઆં મહુ-આના રહીશમીયાં હાશમમીઆં અલીમીઆં રૂ૧) રૂ૫) કુલ મહેતાજીને પાધડીના. પોલીસ ટપાદાર શંકરપ્રસાદ લક્ષ્મીશંકર રૂ૧-૨-૬ મેહેતા જાદવજી રતનજી રૂ૧-૩-૯મણીયાર. મામદરૈયમજી રૂ. ૧) મહેતા ગીરધર ભાણજી રૂ૧) પટેલ નાથા મસરી રૂ ૧) પટેલ ભારા ભીખા રૂ૦॥ મહેતા કકલ લ-ક્ષ્મીચંદ રૂ૦॥ મહેતા રાવધજી દેવચંદ ૦॥ પટેલ ગીગા લાખા ૦॥ મણી-યાર જીવારામજી રૂ૦॥ ગરાશીવા હકાભાઈ મોટાભાઈ રૂ૦॥ ગરાશીયા જેઠા-ભાઈ વસ્તા રૂ૦॥કુલ રૂપીયા ૮-૧૧-૬ ચોપડીયો રૂમાલ તથા મીઠાઇ—વંડા. કુંડલાના વહીવટદાર સાહેબ રૂ૦। મીઠાઈ—મોલડી. કણબી ઠાકરસી પાંચા રૂ૦। મીઠાઈ—પાળડો. ગામના સદગ્રહસ્થોએ રૂ૦। મીઠાઈ—ઉચડી. થાણ-દાર સા૦ પ્રાણલાલ ધીરજરામ રૂ૦-૪-૩ મહેતા મૂળશંકર જીભાઇ રૂ૦। કુલ રૂપીઆ રૂ૦-૮-૩ ચોપડીયો—વારૂકા.સ્કૂલકમિટિના મેંબરો રૂ૦। મીઠાઈ. ગઢડા कन्याशाळा. રા. ડોસાભાઈ જીજાભાઈ રૂ૦-૧૫-૦ ચોપડી—લાઠી. મે૦ ઠાકોર સાહેબ તરફથી રૂ૪) મીઠાઈ. મે૦ કારભારી સા૦ માણેકલાલ લાધાભાઈ રૂ૧) મીઠાઇ રવાના તારીખ. ૨૭—૧૦—૮૦ મુ. ભાવનગર.

करदेज. સ્કૂલ કમિટિના પ્રેસીડેન્ટ મોદી જેઠાભાઈ પ્રાગજી ૦॥ સાકર कोळीयाक. પારેખ છગન ગીરધરને ત્યાં છોકરાનો જન્મ થવાથી ૦॥ સાકર. भावनगर मूल्यकन्याशाळा. નામદાર દરબાર શ્રી તખ્તસીંહજી તથા કારભારી સાહેબે રૂ૩) લુગડાં તથા ચોપડીયો રૂ૦॥મીઠાઈ વીગરે—ડુંગર. મેહેતા જેઠા વીરપાળે પોતાને ત્યાં પુત્ર થવાથી રૂ૦॥ સાકર—રાજુલા. પોલીસ ફોજદાર

દુલેરાય ભગવાનલાલ રૂ૧) સાકર રૂ૰ાા મહેતાજીને પાઘડીના—ઘોઘલો. ટપા પોલીસ ફ્રો. યુસફભાઈ છગનલાલ પ્રેસીડેન્ટ તથા મેંબરોએ રૂ૧) મીઠાઈ—સિહોર કન્યાશાળા. નામદાર દરબાર શ્રી તરફથી રૂ૪) બુગંડાં ૫-૨-૬ ચોપડીયો. રૂ૦-૧૩-૬ મીઠાઈ. કુલ રૂ૧૦) દાહોર —લાકડીયાના કુમાર શ્રી હરિસીંહજી સુમરાજી રૂ૬-૧૦-૦ ચોપડીયો રૂ૧) મીઠાઈ—દાઠા. વાલરના રહીશ દેશી દામા નારણે રૂ૦-૯-૦ મીઠાઈ—લોમદાદ. રાઓલ શ્રી ભુપતસિંહજી રૂ૰ાા મીઠાઈ—પાચતલાવડા. લીલીયાના વહિવટદાર તથા ન્યાયાધીશે રૂ૦ાા સાકર—મીગરાડ. મેહેતાજી પનજી મોરારજી રૂ ૧ ) સાકર—દરેડ. બાઈ શ્રી રાજબા તથા સજુબા તર્ફથી રૂ૦ાા સાકર વહેંચી—ફલેયાદ રા. ભગવતરાય દુલેરાય તથા સ્કૂલકમિટિના પ્રેસીડેન્ટ સાહેબ રૂ૦ાા મીઠાઈ. કોટડાપીઠા. ઠકર વસ્તા નથુએ રૂ૦ાા મીઠાઈ—લાઠી. ઠાકોર સાહેબ બાપુભાઈ તર્ફથી રૂ૪) સાકર રૂ૧) પતાસાં—લાઠી કન્યાશાળા. મુખ્ય કારભારી સાહેબ રૂ૧) ઇનામ વહેંચ્યું —સોનગઢ. રૂ૨) મગનલાલ બાપુજી રૂ૩) મોતીચંદ તળશી રૂ૨) માણેકલાલ લાધાભાઇ રૂ૨) રાવજી રામજી રૂ૩) કાળીદાસ રેવીદત્ત રૂ ૩) લક્ષ્મીશંકર કેશવરામ રૂ ૨) માણેકલાલ આણંદલાલ રૂ ૨) મણીશંકર રામેશ્વર રૂ૨) ઉમરભાઈ નુરમહમદ રૂ ૨) લલુભાઇ હરિદાસ રૂ ૧) વકીલ ઉદેરાય મણીરાય રૂ ૧) પોષ્ટમાસ્તર છોટાલાલ રૂ૧) ડાકટર આપાજી ગોવિંદ રૂ ૧) મોદી હરજી મેઘજી રૂ ૧) જમાદાર હીમતખાં સરદારખાં રૂ ૧) આચર જસાસુરંગ પાટણા. રૂ ૧) મહેતા પ્રમાનંદ સામજી રૂ ૨) મણીલાલ કેશવલાલ રૂ ૧) શેઠ કાવજી તહિમૂલજી રૂ ૧) વકીલ મહિપતરામ નથુભાઇ. રૂ ૧) રા. વજુભાઈ હીમતભાઈ રૂ ૧) શેઠ હેતમુલજી ખરસેદજી રૂ ૧) ભીલ બેચર નાથજી રૂ૧) મુગટરામ નારણજી રૂ ૧) ગોહીલ વખતસીહજી રૂ૦ાા રા. જેશંકર પો૦ કા૦ ૦ાા મોદી શામજી ગોરધન બહેચર ૦ાા રા. પ્રેમચંદ ઉમેદચંદ ૦ાા કામદાર હરખજી ૦ાા રા. શાકરલાલ વજેશંકરે ૦ાા રા. ગોપાલજી જસદણું ૦ાા રાવળ ડાહાભાઈ અમરશી ૦ાા રા. ઇશ્વરચંદ ૦ાા મોદી દવાસીંગ ૦ાા શેઠ ખરશેદજી મુલજી ૦ાા રા. નરસી પોપટ ૦ાા રા. નરસીદાસ કાવજી ૦ાા રા. પ્રાણજીવન નથુભાઈ ૦ાા રાવળ ઉદાસીહ વાઘજીભાઈ ૦ા મોદી દેવચંદ હમરાજી ૦ા ઉમેદવાર

ભીમજી હરજી તા.-૩૦-૧૧-૮૦

(સહી) કનૈયાલાલ ગિરધરલાલ.
સ. ડે. એ. ઇ. પ્રાંત. ગોહિલવાડ.

ખેડાજીલ્લો.

જા. નં. ૧૩૦૩

દાણીદા. હાસરા કચેરીના કારકુન નરસીલાલ ખુશાલદાસ તથા તલાટી મોહનલાલ આશારામ મળી કુલ રૂ૫ા મીઠાઈ વહેંચી— વડતાલ. ખંભાતના નવાબ સાહેબના દીવાન સાહેબના શીરસ્તેદાર રાજેશ્રી અમરસીંગભાઇ ત્રીમકજીએ મીઠાઈ. ચોપડીઓ ને ૯ રૂમાલ વહેંચ્યા. પટેલ શંકરભાઇ મીઠાભાઈ તથા તલાટી જયસીંગ ભાઇ ચોપડીઓ—ખેડાકસ્બામાં. મે. ખંભાતના નવાબ સાહેબ બહાદુરે રૂ૧૦) દશ રૂપિયા ઇનામ વહેંચ્યું તા. ૧૯મી અકટોબર ૧૮૮૦ને રોજ જીલ્લાના મેહેરબાન કલેકટર સાહેબબહાદુરે પોતાની તરફથી તથા ઉપરના તથા કન્યાશાળામાં નવાબ સાહેબ બહાદુરે ઇનામ આપેલું તેમાંથી બચેલા ભેગા કરી ખેડાની અંગ્રેજી તથા ગુજરાતી તથા ઉર્દુ નાઇટ સ્કૂલ તથા કેમ્પની પોલીસ સ્કૂલ તથા સરકારી કન્યાશાળાઓ વીગરે તમામ છોકરાંને ભેગાં કરી ખાંડનાં રમકડાં વહેંચ્યાં હતાં અને સરકારી ઇનામ પણ આજ વખતે વહેંચવામાં આપેલુ હતું.ઝાલોદરા સ્કૂલ કમિટિના મેહેમબરો તરફથી રૂ૧) પતાસાં—વીરશદ પટેલ. નાથાભાઈ દેશાભાઇએ ૦—૫—૦ ચોપડીઓ વહેંચી. તથા રજપુતાના રેલવેના સીંગનલરસમીન મોતીલાલ લાલજીભાઈએ છોકરાઓની નિશાળમાં રૂ૦॥ તથા કન્યાશાળામાં રૂ૦॥ નાં પતાસાં વહેંચ્યાં. તા૦ ૨૨ ૧૧—૮૦ મુ૦ નડીયાદ.

(સહી) મણિધરપ્રસાદ તાપીપ્રસાદ.
ડે. એ. ઇ. ખેડા. ડિ.

ભરૂચ વિભાગ.

જા. નં. ૫-૧૯૩

સાગામ—ઠકરાણી અનોપબા ભીમસીંગજીની વિધવાએ રૂ૧) ડીપોટી પોલીસપટેલ હરગોવિંદ નરોતમ રૂ૦॥ મોરાદપુરના પટેલ ગોરધન કહાનદાસ રૂ૦॥ દવે ડાહ્યાભાઈ પ્રમાનંદ રૂ૦॥—અંબુસર નંબર ૩. શેઠ ભગુભાઈ પ્રાણવ-

હાજે પોતાના ચોત્રને (નિશાળમાં બેસાડી તમામ છોકરાઓને ૨૧૧) રૂમાલ અને ૨૨) મીઠાઈ કુલ ૨૧૨)રવાના તારીખ નથી—નાડા. તા. ૧૫-૧૦-૯૦ ને રોજ સ્કુલ કમિટીના મેમ્બરોએ પરીક્ષા લીધેલ તે વખત ઉધરાતદાર દેવજી રણછોડ ૨૨ા ચોપડીઓ અને મહેતાજી ઇચ્છારામ હરીશંકરે ૨૦ા ચોપડીઓ અંકલેશ્વર—તા૦ ૨૮-૧૦-૯૦ને રોજ ભટ કીરપાશંકર રઘનાથે પોતાનો છોકરો રેવન્યુ ડીપાર્ટમેન્ટલ પરીક્ષામાં પાસ થવાથી કન્યાઓને તથા તાલુકાસ્કુલના છોકરાઓને ૨૧) મીઠાઈ વહેંચી—હાંસોટની કન્યાશાળા. તા૦ ૨૯-૧૦-૯૦ને રોજ ૨૨) અંકલેશ્વરના સબારડીનેટ જડજસાહેબ રણછોડલાલ કપુરચંદ ૨૨) હાંસોટના આકટીંગ મહાલકરી સા. મથુરામજી મોતીભાઈ ૨૦ા હાંસોટસ્કુલના આસીસ્ટંટ માણેકલાલ હરિલાલે મીઠાઈ કુલ ૨૪ા—અંકલેશ્વર. તા. ૨૯-૧૦-૯૦ ને રોજ મે. સબારડીનેટ જડજસાહેબ રણછોડલાલ કપુરચંદે ખદલીપરે જતી વખતે મીઠાઈ વહેંચી—આમોદ. તા. ૨૪-૧૧-૯૦ ને રોજ રાવસાહેબ ડે. એ. ઈ. સાહેબે કસરત કરાવી તે વખત મે. આસીસ્ટંટ કલેકટર સાહેબે ૨૨) તથા તાલુકા માસ્તર પ્રાણજીવન ઇચ્છારામે ૨૧) ડેપ્યુટીસાહેબે ૦-૬-૦ કુલ ૩-૬-૦—સુરી. તા. ૨૭-૧૧-૯૦ ને રોજ પોલીસપટેલ ૨૧) મીઠાઈ વહેંચી —અંકલેશ્વર. તા. ૮-૧૨-૯૦ ને રોજ મોતીભાઈ પેલાભાઇએ પોતાના છોકરાને નિશાળે બેસાડી ૨૦ા કન્યાશાળામાં તે વેળા તાલુકા સ્કુલમાં મીઠાઈ વહેંચી—સરથ. તા. ૯-૧૨-૯૦ ને રોજ હાંસોટ કચેરીના કારકુન દોલતરામ હીમતરામે ૨૦ મીઠાઈ—મહુવ નંબર ૩ જો તા. ૩-૧૨-૯૦ ને રોજ વાર્ષીક ઈનામ વહેંચ્યું તે વખત શેઠ હરગોવિંદદાસ હીરાચંદે ૨ના તથા શેઠ ગોપાળદાસ કરશનદાસે ૨ના વળી એજ શેઠ હરગોવિંદદાસે બાર માસ સુધી પરણ મંડાવી—અંકલેશ્વર. તા. ૨૦-૧૨-૯૦ ને રોજ કસરત બાબતના ઈનામ વહેંચતી વખતે અંકલેશ્વરના સબારડીનેટ જડજસાહેબ રા. સા. મથુરાદરામ બળવન્તરામે ૨૨) તથા તાલુકાના રાવસાહેબ મામલતદાર સાહેબ ત્રિભુવન રામચંદ્રે ૨૧) ઈનામ આપ્યું. તા. ૨૦-૧૨-૯૦

(સહી) ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી.

ડે. એ. ઈ. જીલ્લે ભરૂચ.

### અમદાવાદ વિ.

જા. નં. ૪૧૬

સારાઘોડા. મે. સ્તસ્થાન બજાણાના કારભારી માણેકચંદ તળસીભાઈ માસ્તર નીમચંદ પરશોતમે મળી રૂ૫-૦-૬ ચોપડીઓ. મુખી. કાળા પુંજાએ રૂ૧) પતાસાં—વળાદ. તા. ૨૪-૧૧-૮૦ ને રોજ શા. તારાચંદ લલુભાઈએ પોતાના છોકરાને નિશાળે બેસાડી આખી નિશાળના છોકરાઓને જમાડ્યા.

જા. નં. ૪૯૭

वीरमगाम कन्याशाळा. તા. ૮-૧૨-૮૦ ને રોજ મે. અમદાવ જીલ્લાના કલેક્ટર સાહેબ, જે. બી. રીચી સાહેબ બહાદુરે તાલુકાસ્કુલમાં કન્યાઓને બોલાવી ઉઘરાણું કરી ઈનામ રૂ૧૪૯-૪-૦ નું વહેંચ્યું. મે. જે. બી. રીચી સાહેબના મડમ સાહેબે રૂ૧૦) મોતનબીબી રૂ૧૦) દેશાઈ કેશવભાઈ કુબેરભાઈ રૂ૧૦) બારોટ વજેસંગ પૃથીરાજ રૂ૧૦) પરીખ રૂગનાથદાસ પરસોતમદાસ રૂ૮) હોરા પીતાંબર સૂરચંદ રૂ૮) પરીખ હરિવલ્લભ મલુકચંદ રૂ૬) પરી. મૂળચંદ કરસનદાસ રૂ૬) શા, ડોસાભાઈ વીરજી રૂ૬) શા. જગજીવન કરશન રૂ૬) પાટડી દરબાર સાહેબ રૂ૫) ગોળવાડી દરવાજા બહારના વેપારીઓ રૂ૭) બજાર તર્ફથી લાડકા ચોધરી રૂ૫) ગંજના મહાજન તર્ફથી રૂ૫) મલેક બાપા સાહેબ રૂ૪) શા. મોરારજી ગણેશ રૂ૪) વકીલ હરીલાલ મોહનલાલ રૂ૨) પરી. મોતીભકતી શેઠ સાંકળચંદ ડાહ્યા રૂ૨) પરી. શંભુ મંગળ રૂ૨) પરી. હરચંદ લક્ષ્મીચંદ રૂ૨) મલેક ફતુમીયાં બાપાબાઈ રૂ૨) વીઠલ રૂગનાથ રૂ૨) શા. કસ્તુર વેણીદાસ રૂ૨) અફીણના ઈજારદાર અમદાવાદી રૂ૨) મુજ્તીયાર રાયચંદ મકન રૂ૦) મોટી રાંતીના તાલુકદાર રૂ૨) સુકલ છગનલાલ અમરતલાલ રૂ૨) પરી વલ્લભદાસ ખુસાલ રૂ૨) પરચુરણ રૂ૧। શા. નારણ ખુશાલ રૂ૧) શા. મોતી મૂલચંદ રૂ૧) શા. ટોકર છગન રૂ૧) શા. ગુલાબચંદ મોતીરામ રૂ૧) એમાંથી રૂ૧૪૪-૪-૦ રેશમી તથા સૂતરાઉ, સાડીઓ, ઓઢણાં, ખંડ, રેજા, સાલ્લા રૂ૪) પતાસાં. રૂ૧) પાનસોપારી.

આ. નં. ૪૫૧ થી ૯૧૦ સુધી.

વીરમગામ કન્યાશાળા. કસ્ટમ કમીસનરે ડબલ્યુ આર પ્રાટ સાહેબ બહાદૂરે રૂ૯) મીઠાઈ વહેંચી. રાયપુર. તા. ૧૪-૧૨-૮૦ અમદાવાદ જીલ્લાના મે. ફસ્ટઆસીસ્ટંટ કલેક્ટર સાહેબ બહાદુર તથા મે. સીકલેક સાહેબ બેગા

થઈ રૂ૨) સાકર તથા રૂ૫) નિશાળની આગળ બગીચાને પાણી પાવાનેં માટે મદદને આપેલ છે. રવાના તા૦ ૧૯-૧૨-૮૦.

(સહી.) મોતીરામ રાજારામ.

ડે. એ. ઈ. અમદાવાદ.

## પ્રાંત હાલાર.

### બા. નં. ૮૭૦ થી ૯૪૧.

ગોંડળ. તા.૧૨-૧૦-૮૦ ને રોજે મેહેરબાન પોલીટીકાલ એજંટ કર્નલ બાર્ટન સાહેબે વાર્ષિક પરીક્ષાનું ઇનામ પોતાને હાથે વેહેચ્યું હતું. રૂ૪૦ ગોંડળ મુખ્ય નિશાળ રૂ૧૧) બ્રાહ્મણોને જમાડ્યાં રૂ૮) પાઠશાળાના વિદ્યાર્થીઓને કુલ રૂ૬૦) સ્ટેટ તરફથી તા. ૧૭-૧૧-૮૦ મુ૦ ખંભાળીયા—વવાણીયા તા. ૧૯-૧૧-૮૦ને રોજ નીશાળમાં પધારી રૂ૩) છીંટ તથા રૂમાલ રૂ૫-૪-૦ સાકર રૂ૭) કુલ ૧૫ા—ખંભાળીયા. તાલુકાસ્કૂલ તથા કન્યાશાળાની વાર્ષિક પરીક્ષા વખત કમેટીના પ્રેસીડંટ તથા આ. વહીવટદાર તથા મેમ્બરો તથા બીજા ગૃહસ્થોએ મળી ૨૦-૧૧-૦ તાલુકા સ્કૂલના છોકરાઓને ઇનામ રૂ૮ા મહારાજા જામસાહેબ તરફથી છોકરા તથા છોકરીઓને મીઠાઈ રૂ૮ા ચુંદડીઓ રૂ૭)! કન્યાશાળાની શીલકમાંથી ચુંદડીઓ કુલ રૂ૪૪-૭-૦ તા. ૪-૧-૮૧ મુ૦ રાવળ

### જા. નં. ૯૮૦.

### તા. ૧-૧૦-૮૦ થી ૩૧-૧૨-૮૦ સુધી.

સાયલા. શેઠ ચાંપશી જીવરાજ રૂ૧) શેરડી—જાડીયા. સંઘવી લાલજી મેઘજી રૂ૪) સાકર ઠકર. ગોરધન ડાભાણી રૂ૩) પતાસાં— આમરણ. મોદી પોપટ વીરચંદ રૂ૧૨) મીઠાઈ.—વાળંમા. મહાલકરી સાહેબ આ. કરશનચંદ વી. કસ્ત્રા રૂ૯ાા પતાસાં.—કાલાવડમૂલ્ય. દોશી દામોદર રતનશીએ પોતાને ત્યાં દીકરાનો જન્મ થવાથી રૂ૦-૪-૬ પતાસાં—જેતપુર. સ્કૂલ કમિટિના પ્રેસીડેન્ટ તથા મેમ્બરોએ રૂ૭ાા પતાસાં—વવાણીયા. માંડવીના રેહીશ શેઠ. ગોકળદાસ પ્રાગજીએ છોકરાને નિશાળે બેસાડી રૂ૦ા મેહેતાજીને રૂ૦ા છોકરાઓને મીઠાઈ. દોશી આદવજી અવચળ રૂ૬) છોકરાઓને ખર્ચ કરી જમાડ્યા. મેહેતા પાનાચંદ દેવજીએ છોકરાને નિશાળે બેસાડી રૂ૦ાા મીઠાઈ ઓઝ. વાર્ષિક પરીક્ષા વખત મે. ઠાકોર સાહેબ તરફથી રૂ૩ાા ચોપડીયો રૂ૧ડાા

કેમાલ કુલ ૩૨૦)—સરધાર. બાબડા ભાણજીએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૦-૮-૦ પતાસાં—સુપેડી. સોની કાનજી પુરષોતમ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૦ા મીઠાઈ—ગણોદ. સ્કુલ કમિટિના પ્રેસિડેન્ટ તથા મેમ્બરો રૂ૧) પતાસાં—જોડીયા. મેહેરબાન વહીવટદાર સાહેબે રૂ૧) પતાસાં રૂ૦-૧૨-૬ પેંનો કુલ રૂ૧-૧૨-૬ કન્યાશાળામાં—ગોંડળ. બાઇશ્રી મોંઘીબાએ રૂ ૫) તથા મે. સર ન્યાયાધીસ રૂ૧) કુલ રૂ૬) મીઠાઈ કન્યાશાળામાં—નવાનગર. વાર્ષિક પરીક્ષા વખત માહારાજશ્રી જામસાહેબ બહાદુરે રૂ૪૧) ચોપડીએ રૂ૨૨ા મેહેતાજી ને આસીસ્ટંટ રૂ૧૪ રૂ૭૭ા—પ્રાચનબંદર. ૧ મહારાજા જામસાહેબે મેહેતાજી તથા છોકરાઓને તથા આસિસ્ટંટને ૪૮-૧૪-૬ સદર નંબર ૨ રૂ૧૫-૧૪-૦ સદર નંબર ૩ રૂ૧૭-૧-૦ સદર નંબર ૪ રૂ૬-૯-૦ સદર છઠ્ઠું રૂ૧૩-૩-૦ સદર કન્યાશાળા ચોપડીઓ તથા મીઠાઈ રૂ૯૮-૧-૦ મેહેતાજી છોકરીઓ તથા આસિસ્ટંટ—ચેલા. મહાલકરી સાહેબ હીરાચંદ દેવજી ૦-૯-૦ પતાસાં પટેલ રાજપાળ પુંજાણી ૦-૯-૦ પતાસાં—વડાલા. વહીવટ કચેરીના અવલકારકુન ગૌરીશંકર નરભેશંકર તથા ફોજદાર કાળીદાસ લાધાએ રૂ૦-૯-૦ મીઠાઈ.—સંમાણીયા. ડા. ખીમજી જેરામ રૂ૭) સીતાફળ શેઠ. ધામજી નારણજી રૂ૭) શેરડી જાદવજી ખરાઉ રૂ ૫) શેરડી ડા. ભાણજી જાદવજી રૂ૬) સીતાફળ ડા. કલ્યાણજી હેમરાજ રૂ૭) પેંડાં ડા. જગા હેમરાજ રૂ૧૪) પેંડા. ડા. લાલજીખીમજી રૂ૧૫) પેંડા.

( અપુરૂં. )

## મહીકાંઠા પાલણપુર.

### જા. નં. ૧૪૦ ચો.

રાધનપુર. તા. ૧ લી નવેંબર સને ૧૮૮૦ ને રોજ પાલણપુરના સાહેબ જાદા સલીમખાનજી તથા હુસેન મહમખાનજી તથા નવાબ સાહેબ બહાદુર પધારી રૂ૧૩૭ નું ઇનામ વેહેચ્યુ. ગુજરાતી નિશાળમાં રૂ૨૫) ચોપડીઓ રૂ૧૦ મેહેતાજીને. અંગ્રેજી સ્કુલમાં રૂ૨૫) ચોપડીઓ રૂ૧૦) હેડમાસ્તરને રૂ૧૭) મીઠાઈ રૂ૫૦) લાઇબ્રેરીમાં રોકડાં મુકયા કુલ ૧૩૭) શીવાય ૧ા મણ સાકર વહેંચી. રવાના તા. ૧૭-૧૧-૮૦

(સહી) જેવચરામ સતવચરામ.

ડે. એ. ઇ. મહિકાંઠા પાલણપુર.

### ઝાલાવાડ પ્રાંત.

જા. નં. ૮૨૯ અક્ટોબર ૧૮૮૦.

पाळीयाद. મેહેરબાન પ્રાંતના સાહેબ બાહાદુર નિશાળમાં પધાર્યા તે વખતે તાલુકદારો તરફથી રૂ ૩ા રૂમાલ તથા મીઠાઈ. મે. કામદાર સાહેબ ઝવેર પદમશીએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ ૦ાા મીઠાઈ—ध्रांगद्रा गुजराती निशाळ. રતલામના માહારાજ રણજીતસીંહજી ધ્રાંગદ્રાના મેહેરબાન રાજસાહેબ વીગેરે નિશાળમાં પધારી રૂ ૧૫) ચોપડીઓ રૂ ૧૦) મીઠાઈ રૂ ૧૦) મેહેતાજીને પાઘડીના રૂ ૯) ત્રણ આસીસ્ટંટોને થઈને રૂ ૬) છ માનીટરોને થઈને કુલ રૂ ૫૦) નું ઇનામ વહેંચ્યું.—ध्रांगद्रा कन्याशाळा. રતલામના મહારાજાએ નિશાળમાં પધારી રૂ ૬) ચુંદડીઓ. રૂ ૨) મીઠાઈ રૂ ૪) મેહેતાજીને પાઘડીના રૂ ૧) મોનીટરને કુલ રૂ ૧૩ નું ઇનામ વહેંચ્યુ.—सोधावदर. કુમારશ્રી રણમલસિંહજીએ તથા ગામના મુખી માણસોએ મળીને રૂ ૦ાાા ચોપડીઓ.—कडुडा. ગામમાં ઉઘરાણું કરી છોકરાઓને ૬–૭–૬ જમાડ્યા.—રવાના તા. ૧૮–૧૧–૮૦ મુ૦ સાયલા.

---

## सारसंग्रह.

મુંબાઈ ઇલાકાને તાબે દેશીરજવાડો. બધા મળીને ૩૬૬, તેનો એકંદર વિસ્તાર ૬૬૪૧૦ ચોરસ મૈલ, અને વસ્તી ૧૭ લાખ ને ૮૪ હજાર માણસોની વસ્તી છે. એ રાજ્યોમાં ૩૨૩ ગુજરાતી, ૪૨ મરાઠી, ને એક સિંધી છે.

સ્ત્રી પુરૂષનું પ્રમાણ. ઈંગ્લાંડમાં ૧૦૦૦ પુરૂષે ૫૮ સ્ત્રી વધારે, સ્વિતઝરલાંડમાં ૪૬, સ્પેનમાં ૪૪, પોર્ટુગાલમાં ૪૧, જર્મનીને આસ્ત્રીઆ હંગરીમાં ૩૫, ડેન્માર્કમાં ૩૨, રૂશિયામાં ૨૨, અને ફ્રાન્સમાં ૮ સ્ત્રી વધારે હોય છે. આ પ્રમાણ સૌથી વધારે વેસ્ટ ઇંડિસના ટાપુઓમાં માલમ પડ્યુ છે. ત્યાં ૧૦૦ મરદે ૧૨૦ ઓરતો માલમ પડે છે.

સ્ત્રીઓ ઓછી દરહજાર પુરૂષે ઇટાલીમાં ૧૫, ને બેલ્જીયમમાં ૫૦ થાય છે.

ધૂમકેતુ. મુંબાઇ ઇલાકાના ઘણા ભાગમાં જુલાઈ મહીનાથી આ ધૂમકેતુ ઉત્તર દિશામાં ધ્રુવથી થોડેક છેટે એ દેખાવા લાગ્યો છે. અમેરિકા ખાતે વાશિંગ્ટન શેહેરમાં થએલા અવલોકન ઉપરથી તેઓ ગણત્રી કરે છે એનું માથું ૭૦૦ મૈલ અને પૂંછડી ૫૦ લાખ માઇલની છે.

મહારાજાને બંધીખાનાની શિક્ષા. એક ટપાલ માસ્તરે બેંગી ચોરેલી તે માહિતી માલ જાણી બુઝીને રાખેલો એવું તહોમત જામનગરના માહારાજ શ્રી વ્રજેરાયજી ઉપર સાબીત થવાથી તેને બે વરસ આશાન કેદ તથા ડંડની શિક્ષા રાજકોટની ઇંગ્રેજી વરિષ્ટ કોરટે કરી છે. આ ઉપરથી મુંબાઇ વગેરે ઘણા ગામના વૈષ્ણવોએ બે દહાડા સુધી હડતાલ પાડી અને પછી સમજીને રહેમ માગવા સરકારને અરજીઓ કરી. રીતસર અપીલમાં જે થશે તે કરીશું એટલોજ સરકારે ડહાપણથી જવાબ વાળ્યો છે. વૈષ્ણવ સાથે સમભાવ બતાવવા હાનરેબલ મિ. ગ્રાહામ, શેઠ સોરાબજી શાપુરજી બંગાળી તથા રાવ સાહેબ વિશ્વનાથ નારાયણ મંડળિક વગેરે સુધારાવાળાઓએ પણ એક અર્જી ઉપર સહી કરી હતી.

અજવાળાનો વેગ. સૂરજનું અજવાળું દર સેકંડે ૧૮૬૫૦૦ મૈલ ચાલ છે એ ઘણા વખતથી માલમ છે, પણ કેરોસાઈન તેલનું અજવાળું દર સેકંદે ૧૮૬૭૦૦ તથા વીજળીનું અજવાળું ૧૮૭૨૦૦ મૈલ ચાલે છે એમ પ્રોફેસર ફાબંસે હાલ શોધી કાઢ્યું છે.

કાબુલમાં લડાઈ. હાલ બહુ જોસમાં ચાલે છે. અયુબખાને હાલના અમીર અબદુલ રેહેમાનને મોટો પરાભવ પમાડી કંદહાર શહેર હસ્તગત કર્યું છે અને હવે કાબુલ તર્ફ જવાની તૈયારી કરે છે.

રેવરંડટેલર. ગુજરાતી ભાષામાં મોટું વિદ્વત્તા ભરેલું વ્યાકરણ લખનાર અને પોતાના માયાળુ સ્વભાવથી આ આખા પ્રાંતમાં માન પામેલા પાદ્રી ટેલર સાહેબ તા. ૨ જી જ્યુનને દિવસે એડિંબરો શેહેરમાં દેવલોક થયા છે એમ સાંભળી અમને ઘણી દિલગીરી થઇ છે. આથી દેશીઓએ એક ખરેખરો મિત્ર ખોયો છે.

બહેરા મુગા કારકુનો. થોડા વખતમાં ઘણું કામ કરી શકે છે એમ ગ્રેટબ્રિટનના પોષ્ટમાસ્તર જનરલ મી. ફાસેટે ટપાલખાતામાં રાખીને અજમાયસ કરી જોઇ છે અને તેનું કારણ એછે કે તેમનો વખત કાંઈ વાત ચિત કરવામાં જતો નથી.

મહારાણી સાહેબની દોલત. વાર્ષિક આવક રાણીને ૪૦ લાખ રૂપિયા છે તેમાંથી ૨૦ ખરચે છે ને ૨૦ બચાવે છે. એનો હિસાબ ગણતાં હાલ ૧૫ કરોડ રૂપિયા ભેગા થવા જોઇએ, અને તેનું ત્રણ ટકા પ્રમાણેજ

# पुस्तकोंनी पहोंच.

સ્વાભાવિક ધર્મ.—લખનાર એક ધર્મ સંશોધક. એનું વલણ વેદાંત તથા યોગ તર્ફ જણાય છે, પણ સ્પષ્ટપણે સયુક્તિક લખાણ ન કરતાં આડી અવળી અનેક વાતના ઉતારા કરી વિષયને બહુજ ગુંચવી નાંખ્યો છે. તેમ છતાં લખનાર પ્રેરક અને બહુશ્રુત જણાય છે.

નારસિંહાવતાર નાટક.—મરાઠીમાંથી ભાષાંતર કરનાર આણંદજી વ-હાલજી રાજગર, તાલુકા સ્કૂલ માસ્તર કુંતીઆણા. પ્રહ્લાદની જાણીતી કથા નાટકમાં મૂકી છે. એમાં જગાએ ચમત્કૃતિ નથી, પણ ભજવી શકાય એવો ગુણ છે. તે ઉપરથી અનુમાન થઈ શકે છે કે મરાઠી નાટક ટોળીના કોઈ સૂત્રધારે કે તેના લાગતા વળગતાએ બનાવ્યું હશે. એ નાટકની પછાડી એક મહેતાજીએ સ્થાપેલી આર્યોત્સવ નામની કોઈ સભાનો હેવાલ આપ્યો છે. એ સભાનો ઉદ્યોગ એના નિયમોમાં લખ્યા પ્રમાણે ચાલતો હોય, તો તે સ્તુત્ય છે.

કુમારિકા હિતોપદેશ.—બનાવનાર જટાશંકર ગૌરીશંકર મહેતા લીંબડી એમાં સ્ત્રીઓને બોધની તથા કજીઆ વગેરેના ગરબાઓ ઘણું કરીને છે. ભાષા ને પિંગળબંધ મધ્યમ રીતના છે પણ કોઈ કોઈ ઠેકાણે એમાં કવિત્વ છે ખરૂં. થોડું પણ સારૂં જ બનાવો લોભ એ બનાવનાર રાખે તો આગળ જતાં સારો કવિ નીવડશે.

રાધિકાજીનું રૂસણું—બનાવનાર એજ વૈષ્ણવી સંપ્રદાયને માટે. અમે એ સંપ્રદાયના ન હોવાથી અમારે માટે નથી એમ સમજી અમે પણ એ ગ્રંથકાર સાથે રૂસણું લઈનેજ બેશીએ છીએ.

મેનસ્વર્ગવાસ—અમરેલીના મેજર મેનમાહેબના મૃત્યુના યાદગીરી માં એ કવિતા બનાવેલી છે. કાંઈ કાંઈ કરુણા રસને કાંઈ કાંઈ ચતુરાઈ ઠીક છે, પણ પિંગળનું જોઈએ તેટલું ચોખ્ખું ભાન નથી.

રાજવિનય બાવની.—બનાવનાર એજ. વઢવાણમાં મેજર નટસાહેબે ખેતીવાડીની બાબત મંડળી મેળવી હતી તે બાબત કવિતા છે.

સજીવન દોલત.—બનાવનાર એજ અને વિષય પણ ઉપલોજ. એમાં કેટલો ભાગ ગદ્ય ને કેટલો ભાગ પદ્યમાં છે, તથા ખેતીવાડીની અસલ સ્થિતિ કેવી હતી ને હાલ કેવી થઈ ગઈ છે તેનું વર્ણન કર્યું છે.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARATSCHOOLPAPER.

OCTOBER 1881.

પુસ્તક ૨૦ મું. અક્ટોબર. અંક ૧૦ મો

મંતાજી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;—
કરે અંતે મન કોવની, ખરી એની ધરી હામ

| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS | PAGES. |
|---|---|---|---|
|  |



(કેળવણી ખાતાના હુકમથી)

## અમદાવાદમાં

સામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિંટીંગ અને જનરલ એજનસી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપીપ્રગટ કર્યું.

મૂલ { રૂ૧) વરસનો અગાઉથી જ. / રૂ૦)=‑ છૂટક અંક એકના. } ટપાલ ખર્ચ જુદું.

# गूजरात शाळापत्र.

પુસ્તક ૨૦ મું        અક્ટોબર સન ૧૮૮૧        અંક ૧૦ મો.


# इंग्रेज लोकनो संक्षिप्त इतिहास.

### प्रकरण ३ जुं.

## इलिझाबेथ.

**સ્વભાવ તથા રાજનીતિ.**—આ રાણી ગાદીએ બેઠી ત્યારે ૨૫ વરસની હતી અને ૭૦ ની થઈ ત્યાં સુધી એણે રાજ કર્યું. આ લાંબા રાજમાં ઈંગ્લાંડની હાલની ઉન્નતિનો પાયો રોપાયો. એ દેશમાં ઘણા મોટા મોટા રાજા થઈ ગયા છે, પણ રાજનીતિમાં આ રાણીની બરોબરીઆ ભાગ્યેજ કોઈ ગણી શકાય. પુરૂષ કરતાં પણ એ સ્ત્રી વધારે બુદ્ધિવાન્, દૃઢવિચારની, અને હિંમતવાળી હતી. એનો જુસ્સો એના બાપના જેવોજ હતો, પણ વખત આવે બતાવતી. ખૂનીમેરીના વખતમાં એને ઘણું દુઃખ વેઠવું પડ્યું હતું, અને તેથી ઘડાઈને પોતાનો જુસ્સો ધ્યાનમાં રાખતાં તે બરાબર શીખી હતી. હરકોઈ રાજાનું મોટું ડહાપણ તો કેવા કારભારી તે પસંદ કરે છે તે ઉપરથી જણાઈ આવે છે. આ રાણીએ મૂળથીજ ડાહ્યા, શાણા, અનુભવી, ને રાજહિતેચ્છુ કારભારીઓજ રાખ્યા, અને મૂઆ ત્યાં સુધી તેમને પ્રેમથી પાળ્યા.

આ સમો ચોતરફ લડાઇનો હતો અને ઇલિઝાબેથનો તે બધામાં હાથ હતો, તોપણ એ એવી તજવીજથી ચાલી કે બધે ઈંગ્લાંડનું માન વધ્યું, એનું धार्युं પાર પડ્યું, અને તે છતાં એને એકે મોટી લડાઇમાં પડવું પડ્યું નહિ. ફ્રાન્સની સાથે સંધિ થવાનો લાગ આવ્યો, ત્યારે એ ડહાપણથી કાલે શહેરને માટે તકરાર કરવા રહી નહિ. ફ્લાંડર લોકને મદદ કરી ખરી, પણ તેમણે એને રાજ આપવા માંડ્યું તે લીધું નહિ. સ્કાટલાંડમાં ખટપટથી એણીએ મોટો ભડકો સળગાવી મૂક્યો હતો, પણ પોતે ઘણીખરી દૂરને દૂરજ રહી. એનું લક્ષ પોતાના રાજનો સારી પેઠે બંદોબસ્ત કરવા તરફ હતું અને તે કામમાં તે હિંમત, ખંત, ને ડહાપણથી મંડી હતી. એ કુવારીજ રહી

તેનું એક કારણ એ પણ હતું કે પરરાજ સાથે લગ્ન સંબંધ બાંધવાથી ઈંગ્લાંડનું હિત જોઇએ તેટલી છૂટથી જાળવી શકાય નહિ. એની ખાનગી ચાલ વિષે કાંઈક વહેમ પડતું છે ખરૂં, પણ એના બીજા ગુણ સારું જોઈ ઈંગ્રેજી ઇતિહાસકારો એ બાબત કાંઇ પણ બોલતાં બહુ આંચકો ખાય છે, અને આપણે પણ તેમજ કરીશું.

ધર્મોદ્ધારનું કામ એણીએ પાકે પાયે ને સંપૂર્ણ કર્યું. ઈંગ્લાંડના ધર્મ સમાજનું બંધારણ જે આ રાજમાં બંધાયું તેજ ઘણું કરીને આજ પર્યંત ઈંગ્લાંડમાં ચાલે છે. હવેથી એ પ્રોટેસ્ટંટ દેશ ખુલ્લો ને નિઃશંકપણે થઈ રહ્યો અને બીજા દેશની જે જે લડાઇઓમાં ઇલિઝાબેથે હાથ ઘાલ્યો. તે આ ધર્મ સુધારાની મદદને માટેજ હતો,

ધર્મ સુધારો થયો ખરો, પણ ધર્મની સ્વતંત્રતાતો બિલકુલ થઈ નહોતી. પાછલા રાજમાં જેમ ધર્મસુધારાવાળા ઉપર ભારે જુલમ થતો હતો, તેમ હવે બગાડાવાળાઓ ઉપર થવા લાગ્યો. ધર્મને નામે ઇલિઝાબેથના રાજમાં મેરી કરતાં કાંઇ ઓછાં ખૂન થયાં નથી.

મેરી, સ્કાટની રાણી —એનો ઈંગ્લાંડના રાજ ઉપર કેટલો હક હતો તે વિષે આપણે પ્રથમ કહી ગયા છઇએ. એ ફ્રાન્સના રાજાવેરે પરણવાથી તે રાજાએ ઈંગ્લાંડનાં રાજ ચિન્હ ધારણ કરવા માંડ્યાં.આ સાંભળી ઇલિઝાબેથને બહુ ક્રોધ ચડ્યો,પણ પાછળથી તે રાજા તો મરી ગયો,અને મેરી પોતાના બાપીકા મુલકમાં જઈ રાજ કરવા લાગી. પણ સ્કાટલાંડના લોક બધા પ્રોટેસ્ટંટ થઈ ગયા હતા, અને વળી આગેવાનોને લાંચ આપી ઇલિઝાબેથે ઉસ્કેરી મૂક્યા હતા. તેથી આ કાથોલિક મતની રાણી સાથે તેમને જરા બન્યું નહિ. તેમાં એણે ચાલ પણ કેટલીક એવી ખરાબ ચલાવી કે મોટું બંડ ઉઠ્યું, ને એને રાજપાટ છોડી ઈંગ્લાંડમાં નાસી આવવું પડ્યું. ઇ. સ. ૧૫૬૮. ઇલિઝાબેથે બહારથી મીઠાસ તો બહુ બતાવી, પણ તેને ફ્રાન્સમાં ન જવા દેતાં ઈંગ્લાંડમાં નજર કેદ જેવી રાખી.

આ કામ અન્યાયને વિશ્વાસઘાતનું હતું,અને પરિણામે એથી પણ મહા ભૂંડું કર્મ ઇલિઝાબેથને હાથે થયું. ઈંગ્લાંડમાં રોમન કાથોલિક વગેરે ઘણા લોક બંડ ફિસાદ તો ચલાવી રહ્યાજ હતા, અને તેમને હવે ફાવતું નામ મળ્યું. મેરીને નામે હવે ધમધોકારે તર્કટો ચાલવા લાગ્યાં. એક ફિસાદને મ

માથે કે તુર્ત બીજું ઉભું થાય. ઇલિઝાબેથ બહુ ગભરાઈ કે હવે કરવું શું? ફ્રાન્સમાં જવા મેરીને હવે છોડી પણ કેમ મુકાય, અને તેમ એ કેદમાં જીવતી છે ત્યાં સુધી ઈંગ્લાંડમાં બંડ ફિસાદ પણ બંધ પડવાની શી આશા? આ જોઈ એના મંત્રીઓએ આ અભાગણી પરદેશી રાણીનું કાસ્લુંજ કાઢી નાંખવાનો વિચાર કર્યો. એની ઉપર રાજ દ્રોહનું તહોમત મૂક્યું, ઘણા દહાડા તપાસ ચલાવી, અને ફ્રાન્સના રાજાએ કાલાવાલા તથા સ્કાટલાંડના રાજા જેમ્સે પોતાની માને ઉગારવા ધમકી ભરેલી બહુ વિનંતિઓ કરી તે ઉપર કાંઈ પણ લક્ષ ન આપતાં આ ચંડાળચોકડીએ દેહાંત ડંડની શિક્ષાનો હુકમ કરાવ્યો. આ હુકમ પર સહી કરતાં ઇલિઝાબેથે બહુ ઢીલ, આનાકાની, ને દિલગીરી બતાવી; સહી કર્યા પછી તે કાગળીઓ પાછો મંગાવવા માણસ મોકલ્યાં; તે પહોંચતાં પહેલાં મેરીનો તો વધ થઈ ગયો હતો (ઇ. સ. ૧૫૮૭) એમ સાંભળી તે બહુ રડી, આક્રંદ કર્યા, મંત્રીઓને ધમકાવ્યા, અને જે સહી કરાવી ગયો હતો તેને ભારે ડંડ પણ કર્યો. તે છતાં એ બધા ઇલિઝાબેથના ફતવા હતા, અને એણે હાથે કરીનેજ પોતાની ફોઇની પૌત્રીનો પ્રાણ લેવડાવ્યો એમ કેટલાક ઇતિહાસ કર્તા કહે છે. ગમેતેમ હો, પણ એને માથે કાળીટીલી તો લાગી ખરી, અને પરદેશી રાણી ઉપર રાજદ્રોહનું તહોમત મૂકવાનો કાંઈ પણ હક નહોતો. કેદ ન રાખતાં મૂળથીજ એને ફ્રાન્સમાં જવા દીધી હોત, તો પાછળથી આવી મુંજવણ એને કદી પડત નહિ.

**સ્પેનનું અજીતનૌકાસૈન.** આ વેળા નેધાર્લાંડ (હાલાંડને બેલજિયમમાં) સ્પેનનું રાજ હતું ત્યાં ધર્મનો અકરકિર વર્તાવાથી લોકો બંડ કરી સ્વતંત્ર થયા. આ બંડમાં ખાનગી ઈંગ્રેજોએ અને પાછળથી રાણીએ પણ ખુલ્લી રીતે માણસ તથા પૈસાની ઘણી મદદ કરી હતી. વળી ઈંગ્રેજી વાહાણવટીઓ અમેરિકામાં સ્પેનના સંસ્થાનોને ચાંચીઆની પેઠે લૂટવા તથા સતાવવા લાગ્યા હતા. તેથી એ વેર વાળવા સ્પેનના રાજાએ ઈંગ્લાંડનેજ જીતી લેવાનો મનસુબો કર્યો. એણે એમ પણ ધાર્યું કે પ્રોટેસ્ટંટ પાખંડનો આ મોટો સ્તંભ ભાગી પડ્યો કે પછી બીજાને તોડી પાડતાં વાર લાગશે નહિ.આ સમે સ્પેનનું રાજ યૂરોપમાં બધી રીતે સર્વોપરી હતું, અરે તેણે પોતાનું સઘળું બળ વાપરી ઈંગ્લાંડપર ચડાઇ કરવાની તૈયારીઓ આરંભી. દુનિયામાં પહેલાં કોઈ દહાડો ન બનેલી એવી મોટી મોટી મનવારો બાંધી, ને તેમાં ૨૦ હજાર અ

નુબજી, ને શૂરા સિપાઇઓ ભર્યા. તેનું અજીત નૌકાસૈન એવું નામ પાડી ધર્મક્રિયાઓના મોટા આડંબર સાથે ઈ. સં. ૧૫૮૮માં એને લિસ્બનથી વીદાય કર્યું. બેત એવો રાખ્યો હતો કે આ અજીત નૌકાસૈન આ તર્ફથી ઈંગ્લાંડની ખાડીમાં આવી પહોંચે, કે નેધારલાંડ તર્ફ ૩૦૦૦૦ હજાર આદમી ભેગુ કરી રાખ્યું હતું તે લઇને પાર્મા નામનો આખા યૂરોપખંડમાં સર્વોપરી ગણાએલો સેનાપતિ ત્યાં તેને આવી મળે. આ પ્રતાપી સેનાપતિને આ બધી ચડાઇનું ઉપરીપણું સોંપ્યું હતું.

આ ચડાઇની ખબર સાંભળી ઈંગ્લાંડના લોક પ્રથમતો ભયભીત થઈ ગયા, પણ પછીથી એક સંપે બચાવની તૈયારીઓ કરવા માંડી. આ વેળા ઈંગ્લાંનું નૌકાસૈન થોડુંજ હતું, પણ બધા વેપારીઓએ ખૂશીથી પોતાના વહાણ સરકારને સ્વાધીન કરી દીધાં. શ્રીમંતોએ પણ માગ્યા જોઇએ તેટલાં નાણાં રજુ કર્યાં, અને બધા લોકો દેશ રક્ષણાર્થે હથીયાર પકડી ઉભા થયા. રોમન કાથોલિક લોકો અગર જો આ રાણીના જુલમથી કાયર થઈ રહ્યા તો પણ આ પ્રસંગે તો પરદેશીને મારી કાઢો એજ પોકારમાં તનમનને ધનથી તેઓ સામેલહતા.

આવી જ્યાં ખરી દેશભક્તિ હોય ત્યાં પરમેશ્વર સામું જોયા વિના રહેતો નથી. લિસ્બનથી જે વાહાણોનું સૈન નીકલ્યુ હતું તેને સુરતમાંજ તોફાન લાગ્યું, ને ભારે નુકસાન થયું. તેને મરામત કરતાં એક બંદરમાં દોઢેક મહીનો લાગ્યો. તોપણ હજીએ નૌકાસૈન મહા વિકરાળ હતું. ઈંગ્લિશ ખાડીમાં પેઠું, ત્યારે સાત મૈલ સુધીનો દરીયો ધનુષાકારે ઢંકાઈ ગયો. પરંતુ ઈંગ્રેજી આરમારનો ઉપરી એડમિરલ હાવર્ડ તેની ચેતવણીમાંજ હતો. આ મોટા રાક્ષસી સેનના સામુ પૂરૂં પડાય એમ નહોતું, તેથી તેને ઇંગ્લાંડની ખાડીમાં પેસવાદીધું; ને પાછળથી નાસભાગની લડાઈ ચલાવી. આવી લડતમાં સ્પાનિયર્ડોના મોટાંઝાઝ, પાર્માએ અગાઉથી કહ્યું હતું તે પ્રમાણેજ, ઉલટાં નુકસાનકારક થઈ પડ્યા. એ જલદીથી ફરેનહિ, ચાલેનહિ, ને તે થીર ઉભુંરહે એટલામાં તેની સામા તાકેલી તોપો મારી શકાય. એના ગોળાતો ઈંગ્રેજના માથા ઉપર થઈ ક્યાંના ક્યાં જઇને પડે, અને તેમ ન થાય તેને મારે ઝાઝને ફેરવી રહે એટલામાં તો ઈંગ્રેજોના વાહાણ નાશીને દૂરજતાં રહે. મતલબકે ઈંગ્રેજોના વાહાણ નાનાં હોવાથી દરિયામાં માંછલાંની પેઠે રમતાં,શત્રુને બહુબહુ હેરાન કરતાં, ને એવામાં એકાદ વાહાણ

વખૂટું પડ્યું કે ટપ જઈને તેને પકડી લેતા. આ રીતે દુઃખ પામતું પામતું એ અજીત નૌકાસેન કાલૈની ખાડીસુધી જઈ પહોચ્યું, અને ત્યાં પાર્મા આર્લમળે ત્યાં સુધી થોભવાનો વિચાર કર્યો. પણ પાર્માને આવવામાટે મૂળથી-જ વહાણનો સારો બંદોબસ્ત કર્યો નહોતો, ને તેછતાં તેણે આવવાનું કર્યું પણ ઈંગ્રેજોના મિત્ર વલંદાના વહાણો તેને આવવા દેતાં નહોતાં.

કાલૈના બંદરમાં આરીતે રાહ જોતું સ્પાનિયાર્ડનું નૌકાસેન પડ્યું હતું તેવામાં હાવર્ડે ઓચિંતા આતશબાજી ભરેલાં ૭ વહાણ સળગાવી તે તર્ફ દોડાવી મૂક્યાં. આ જુક્તિથી શત્રુના કેટલાંક વહાણ સળગી ઉઠ્યાં, ને તેથી ગભરાઈને બધાએ લંગર ઉઠાવી નાસવા માંડ્યું. એવામાં ઉગમણો પવન છૂટવાથી તે વહાણો તે તર્ફ ધસડાયાં. આથી મોટું ઘમશાણ થઈ રહ્યું. કેટલાક વહાણો એક બીજાપર અથડાઈને ભાગી ગયાં, કેટલાંક કિનારે ચડીગયાં, કેટલાકની પૂઠે ધાઈ ઈંગ્રેજોએ નાશ કર્યો, અને બાકીના ઉભીપૂછડીએ જર્મન સમુદ્રમાં નાસીગયાં. ત્યાંથી ગ્રેટબ્રિટનની પ્રદક્ષિણા કરી પાછા સ્પેન જવાનો મનસુબો ધાર્યો, પણ સ્કાટલાંડની ઉત્તર સુધી ગયા એટલે ત્યાં એવું તોફાન લાગ્યું કે ઘણાં વહાણ ભાગીગયાં. સ્પેન જઈ પહોચ્યા ત્યારે આ અજિત નૌકાસેનનો ત્રીજો હિસ્સો પણ પૂરો સહી સલામત પાછો આવેલો માલમ પડ્યો નહિ.

આ ફતેહની ખબરથી ઈંગ્લાંડમાં ઠેર ઠેર ખુશી થઈ રહી. ને રાણીએ મોટા દેવલમાં જઈ ઈશ્વરનું જાહેર સ્તવન કર્યું. આ વાતની યાદગીરીમાં રાણીએ ચાંદ કોતરાવ્યો તેમાં આટલુંજ લખ્યું કે" ઈશ્વરે વાયુ છોડ્યો અને શત્રુઓનો નાશ થઈગયો." આ ઉપરથી તમે જોશો કે ઇલિઝાબેથ કેવી ઠરેલ બુદ્ધિની હતી કે આવી મોટી ફતેહથી પણ જરાએ ફૂલાઈ ન જતાં સઘળો યશ ઈશ્વરનેજ આપ્યો.

### પંદરમા તથા સોળમા સૈંકડામાં ઈંગ્લાંડની ઉન્નતિ.

ધર્મ સુધારો કે જે આ કાળનું મુખ્ય કર્તવ્ય હતું અને જેવડે આગળ સઘળા સુધારા થનારછે, તે વિષે આપણે પાછળ વચમાં વચમાં કાંઈ બોલી ગયા છઈએ, અને આગળ તેનું ઇલાયદા પ્રકરણમાંજ વર્ણન આપવાનો ઇરાદો રાખીએ છઈએ, તોપણ આ ઠેકાણે એટલું ફરીથી કહેવું જો-

ઈએકે સોળમા સૈકડાને અંતે ધર્મોદ્ધારણનું કામ પરિપૂર્ણ થઈ રહ્યું અને હવેથી ઈંગ્લાંડદેશ પોપની અળમાંથી નીકળ્યો તે યાવચ્ચંદ્રદિવાકરો.

વિદ્યા સંબંધી પણ આ કાળ ઈંગ્લાંડના ઈતિહાસમાં મહા પ્રતાપી છે સોળમા સૈકડાને અંતે શેક્સપિયર નામના કવિએ એવાં નાટક લખ્યાંકે તેની જગતમાં જોડીજ નથી. પદાર્થ વિજ્ઞાનની શોધ કેવીરીતે કરવી એ બાબત સરફ્રાન્સિસબેકન નામના વિદ્વાને એક અનુપમ શાસ્ત્ર રચ્યુંકે જેને પ્રતાપેજ હાલની આ બધી ચમત્કારિક શોધો થઇછે અને તેથીતે વાજબી રીતે હાલની તમામ પદાર્થવિદ્યાઓનો પિતા ગણાય છે. સ્પેન્સર, બેનજોન્સન, વગેરે બીજા એ ઘણા સરસ કવિઓ ઇલિઝાબેથના રાજમાં થઇગયા છે. ગદ્ય લખાણ પણ આ કાળનું ઘણું તેજદારહતું. હુકર નામના એક ધર્મ ગુરૂએ જે પ્રૌઢ શૈલીનું ગદ્ય લખ્યું તે આજ પણ ઘણું વખણાય છે. ખરે, આ કાળના તમામ ગ્રંથકારોને લઈએતો તેમના જેવું ગાંભિર્ય પછીના કોઈપણ કાળમાં હજી સામાન્યતઃ ઈંગ્લાંડમાં દેખાયું નથી.

કલાકૌશલ્ય પહેલ વહેલું ઈંગ્લાંડમાં આ સમયથી વધવા લાગ્યું. વહાણો બનાવતાં આવડતું હતું પણ આ કાળથી ખરેખરો સુધરેલી રીતનાં બનવા લાગ્યાં, અને ઇલિઝાબેથના કાળથી ઈંગ્લાંડનું નૈકાબળ બાહેર પડ્યું. આજસમે ખેતીવાડી સુધરી, અને પટાટા ગાજર વગેરે અનેક નવી વસ્તુઓનું વાવેતર ફતેહમંદીની સાથે દાખલ થયું. રેશમનો વણાટ પહેલવહેલો ઈંગ્લાંડમાં ધર્મને દુઃખે ફ્લાંડર્સમાંથી નાસીઆવેલા કારીગરોએ ઈંગ્રેજોને શીખવ્યો. મોજાં વણવાની કળા પણ આજ વેળા શોધી કાઢવામાં આવી. મોજાં ગુંથવાનું કામ ઇલિઝાબેથના રાજમાં નીકળ્યું, અને એજ રાણીએ પહેલવહેલાં રેશમી ગુંથેલાં મોજાં પહેર્યાં. એજ રાણીને માટે ઈંગ્લાંડમાં પહેલવહેલી ગાડી બની, અને રૂપિઆપાડવાનો સંચો શોધી કાઢવામાં આવ્યો.

વર્તમાનપત્ર પણ પહેલવહેલું ઇલિઝાબેથના રાજમાં નીકળવા લાગ્યું.

વેપાર વણજ ને તો આ કાળમાં કાંઈ, અજબજવેગ એકાએક મળીગયો. પંદરમા સૈકડામાં કોલંબસે અને વાસ્કોડીગામાએ જે મહાસાગરોના માર્ગ બતાવ્યા તે જોઈ યૂરોપના સઘળા લોકોમાં દરિયો ખેડી વેપાર કરવાની અત્યંત હોંસ છૂટી. ઈંગ્લાંડના રાજાઓએ તે કામમાં થોડીજ મદદકરી,પણ લોકો પોતાની મેળે પોતાને ખર્ચે વહાણો બનાવી દુનિયામાં ચોતર્ફ ઘૂમવા મંડીગયા.

એક ઉત્તરધ્રુવ તર્ફથી હિંદુસ્તાનનો માર્ગ બીજાએ આર્ચેંજલ
બંદરે જઈ રૂશિઆ સાથનો વેપાર પહેલવ સરફ્રાન્સિસડ્રેક તો આ
આ પૃથ્વીની પ્રદક્ષિણાજ કરીવળ્યો. ર ઉત્તર અમેરિકાની
ભૂમિપર કેટલાક ઈંગ્રેજોને લઈજઈ પહેલવ વ્યા, અને તે મુલ
કનું નામ પોતાની કુમારિકારાણી ઉપરથી પાડ્યું. એક મહા દુષ્ટ
વેપારનો પાયો પણ આજવેળા સરજાન હાકિંગ ઈંગ્રેજે નાંખ્યો.
આફ્રિકાના કાંઠા ઉપર ઉતરી પડી એણે ત્યાંના વ પકડી લીધા, ને
અમેરિકામાં જઈ સ્પેનિશ સંસ્થાનીઓને ગુલા વેચ્યા. આ સમ
ઘણા ઈંગ્રેજી વાહાણવટીઓ મોટા મોટા સાગરો તેની એક મ-
તલબ ચાંચીયાપણું કરવું એપણ હતી ખરી.

આ સમે અમેરિકાથી પટાટાને તંબાકુ તથા હ પહેલવહેલી
ઈંગ્લાંડમાં આવી.

ઈસ્તઈંડિયા કંપની હિંદુસ્તાન તથા પૂર્વતરફના સાથે વેપાર
કરવાને પહેલવહેલી સ્થપાઈ એ આપણને સૌથી વધા વા લાયક
હકીગત છે. એ સમે સઘળા ધંધા ઇજારે ચાલતા હતા તે એલિઝાબેથે
આ કંપનીનેજ હિંદુસ્તાન તર્ફ વેપાર કરવાનો પટો ઈ. સ. આપ્યો.

વૈશ્ય લોક આવા વૈશ્ય કાળમાં જોરપર આવવાજ, અને
તે પ્રમાણેજ આ સૈકડામાં થયું. ઉપર જે પરમ પ્રૌઢાં વૈશ્ય વર્ણવ્યાં
તે તો ખરેખરા વૈશ્યોએ નહિ, પણ તેમનાં નામ ઉપરથીજ મ પડશે કે
કાળને અનુસરી વૈશ્યવૃત્તિમાં તલ્લીન થએલા ક્ષત્રીઓએ કર્યાં છે કેમકે
આ સમે યૂરોપખંડમાં જૂની રજપૂતી (શિવલ્રી) ભાગી પડી પદ્ધતિનો
પોહોરો બેઠો હતો. હવેથી પ્રેમશૌર્યની ભક્તિ જઈ લક્ષ્મીદેવીની આ પણ
ઈંગ્રેજોએ એ નવા કામમાં પહેલાંના જેવાજ સાહસ ને ઉત્સાહ વાપર્યા.
ને તે કરનારા પ્રથમ તો મૂળના ક્ષત્રીઓજ હોવા જોઈએ. તે છતાં વૈશ્ય
આ સમે ઘણી ઉન્નતિએ પહોંચ્યા હતા.

તેરમા સૈકડામાં આપણે જોયું તો વૈશ્યો પૂરી શુદ્રતામાં રીબાતા હ
પણ જેમ જેમ પૈસાનું બળ વધતું ગયું તેમ તેમ તેઓ પોતાની અધ
સ્થિતિ સમજવા લાગ્યા. તાલુકદારોના જુલમની સામે કાંઈક ટકાવો કરવાને
સારૂ દરેક ધંધાના કારીગરો મૂળથીજ પોતપોતાની નાત અથવા શાખનું

ાં ગામોમાં તો દરેક શાજનાની તર્ફના એક
બાંધીને રહ્યા ; મળવાનો પણ દસ્તુર નીકળ્યો હતો. શાજના
માણસો ભેગા બધળા કારીગરો ચાલતા, ને ન ચાલે તેને બ
ના ધારા કે જેમ નવા ધંધા નીકળતા ગયા તેમ તેમ શાજ-
નાલ બહાર ; ઈ. સ. ૧૩૭૬માં લંડન ખાતે ૪૫ શાજનાં એટરે
ઓની સંખ્ય ધંધા હતા, અને તેમની તર્ફનું એક સામાન્ય
૪૫ મતના
હાજન હતું

આ વાથી કારીગરોની સત્તા પણ પૈસાની સાથે વધવા લા-
ગી. પંદ ાં આખા યૂરોપ ખંડમાં આવા શાજનાં ઠેકાણે ઠેકાણે
વધી ગયાં તાના હકને માટે તાલુકદારો સાથે પણ આથડવા લાગ્યા.
ઈંગ્લાંડમ કદારો ગુલાબની લડાઇથી દમ વગરના થઈ રહ્યા હતા,
અને તાનો આ આચકો તેમને વધારે લાગ્યો. ફ્યુડલ ધારો તૂટી
ગયો ને સ્વતંત્રતાને પામ્યા એટલુંજ નહિ પણ રાજમાં કેટલોક
સત્તા ને પણ શક્તિમાન થયા.

વર્ગની ઉત્પત્તિ.–વૈશ્ય લોકના ઉપલા ભાગ સાથે ગરાસીઆઓ
ભેળા ગયા, અને એ રીતે જે એક વર્ગ ઉત્પન્ન થયો તે મધ્યમ વર્ગ એ
નામ ઓળખાવા લાગ્યો. શેઠ શાહુકારો, વેપારીઓ, મોટામોટા ધંધાદારીઓ, અને
મૂળાસીઆ, એ સઘળા આ વર્ગમાં ગણાય છે. હવેથી ઈંગ્લાંડમાં આજ
વર્ગનું જોર પકડેલું થયો, અને દેશની સ્વતંત્રતાને માટે રાજાની સાથે લડવાનું કા
મ. માથેજ આવી પડ્યું, કેમકે તાલુકદારો તો આત્મરક્ષણના અંગ સા-
ન ક્યારના આ વૈશ્ય વર્ગને વધતો જોઇ રાજાના પક્ષમાં ભરાઈ ગયા
હ હવેથી તમે ઈંગ્લાંડના ઇતિહાસમાં જોશો, તો અમીરોની સભા તે
રાની તર્ફની અને આમની સભા તે લોકની સ્વતંત્રતાને માટે મથનારી
મજ માલમ પડશે. આ મહાભારત કામ પહેલ વહેલુંજ આ મધ્યમ
ગની ઉપર આવી પડવાથી તેઓ તે બરાબર બજાવી શક્યા નહિ, અને
બળબત રાજાનો અખત્યાર કેટલાક કાળ સુધી ઘણોજ વધી પડ્યો, પણ
સોળમા સૈકડાની છેવટે તેઓ તૈયાર થઇ રહ્યા અને આગળ તેમણે કેવા પરા-
ક્રમ કર્યા તે હવે પછીના ઈંગ્લાંડના ઇતિહાસમાં પાને પાને લખાએલા છે.

રાજાઓનું આપ અખ્તીયારી પણું આ કાળમાં હદપાર જવાની તૈયારીમાં હતું. રાજાના હુકમથી આખા દેશનો ધર્મ બદલાઈ ગયો એવાત ઉપરથીજ તમે જાણીલીધું હશે કે આ સમે રાજાઓનો કેટલો ત્રાસ હશે. અસલથી સ્તારચેંબર નામની એક કોરટ હતી તો ખરી, પણ તેનું જોર સાતમા હેન્રીએ એટલું બધું વધારી દીધું કે સઘળા જૂના કાયદા કાનુનો છતાં રૈયત પરાધીન થઇપડી. એ કોરટનું કામ ખૂણામાં ચાલતું, તે તેની સામા દાદ કે ફર્યાદ કાંઇ હતી નહિ. અસલ આ કોરટ રાજદ્રોહીઓને માટે હતી, પણ હવેથી તો એ દ્વારે રાજાઓ મર્જીમાં આવે તેમ બધાને પીડવાલાગ્યા. કોઈ શાહુકાર પાસે સરકારે નાણાં માગ્યાં, ને તેણે ના કહી, તો તેને તુર્ત આ કોરટમાં પકડી મંગાવી પાંસરો કરતા. આખા ટયુડર કાળમાં ખજાનો ખાલી થયો કે તેને તર કરવાનો આજ એક સાધારણ રસ્તો થઈ પડ્યો હતો—પછી ઇલિઝાબેથ જેવી ડાહીરાણી હોય, તો મારમર્તાખા સાથે રૂપિઆ પાછા આપે; અને સાતમા હેન્રી જેવા હોય, તો હોઇયાં કરી જાય, ને બંદીખાનું સેવડાવે તે જૂદું. આ કોરટને ગર્દન મારવાનો તથા જમીન જપત કરવાનો અખત્યાર નહોતો, તોપણ પરિણામે એમપણ થતું. કારણ કે દેહાંત દંડને લગતું કામ ચાલતો બીજી કોરટોમાં જાહેર રીતે કાયદેસર, પણ ત્યાંના પંચમાંથી સરકારની મર્જીવિરુદ્ધ બોલે કોણ? જોકોઇ બોલ્યો, તો તેને બીજે દહાડે સ્તાર ચેંબરમાં ઘસડી દંડ્યો કે કેદ કર્યોજ છે. આ કારણથી પંચના લોક ઘણાખરા સરકારની રૂખ જોઇજ અભિપ્રાય આપતા, અને તેથી કોઇને પણ લૂટીલેવા કે મારીનાખવા હોયતો તેમ કરવું સરકારને અઘરૂં પડતું નહિ. ખરેટયુડર વંશના રાજાઓ આપણા દેશના જેવાજ આપ અખ્તીઆરી થઈ પડ્યા હતા. ફેર એટલોજ હતો કે ખરોખોટો પણ ન્યાયનો વેષ કરવા પડતો. આ નહિ જેવુંતો એ કાંઈ પણ બંધનછે ખરૂં. માર કહેતાંજ મારી નંખાય તેના કરતાં આ બેશક વધારે સારૂં. વખતે સાક્ષી, પંચ, કે ન્યાયાધીશ સત્યવાદી નીકળે, તો રાજાનું ધાર્યું તેના મનમાંજ રહે, અને તેમ નથાય તોપણ કેટલોક વિલંબ લાગે એટલે અણીચૂક્યો સો વરસ જીવે એવું પણ વખતે બને. તેથી આટલો અંકુશ પણ ટયુડરવંશના રાજાઓને આંખના પાટા જેવો લાગતો, અને તેમાંથી છૂટવાને ઇલિઝાબેથે તો કેટલોક વખત સુધી સંપૂર્ણ સલાહશાંતિ છતાં લંડનમાં

લશ્કરી કાયદો ચલાવ્યો હતો.

પાર્લામેંટ આ સમે નહિ જેવી થઈ ગઈ હતી.—મોટા પટાનું તો કોઈ નામ પણ દેતું નહોતું. રાજાઓ પાર્લામેંટને પૂછ્યાવિના હુકમો કાઢતા, અને તે કાયદા પ્રમાણે મનાતા. તેછતાં પાર્લામેંટની સત્તા છેકજ જતીરહી નહોતી. હજીપણ પાર્લામેંટની સંમતિવિના કરતો નહોતોજ લેવાતો, અને તેમ હતું તેથીજ સ્ટારચેંબરની મારફતે શાહુકારોને નીચોવવાની જરૂરપડતી. તેમજ પાછળથી પાર્લામેંટ, પ્લાંટાજીનેટકાળના જેટલું તો નહિજ, પણ કેટલુંક પાણી ઈલિઝાબેથના રાજમાં બતાવ્યું. ગાદીની વઢવાડ ન ઉઠે એમાટે તેમના મનમાં એમ હતુંકે રાણીપરણે, અને તમારે શી પંચાત છે એમકહી રાણીએ તેમને બોલવાની મના કરી હતી; તોપણ તેઓએ બેચારવાર એવાતની જીદ લીધી, અને જ્યારે એ વાતતો તેણીએ નજમાની,ત્યારે તમારી પછી ગાદી કોને આપવી તેનો ઠરાવ કરો એવી અળખામણી દરખાસ્ત વારંવાર કરવા લાગ્યા. તેમજ રાણીએ ધર્મનો કાયદો કાઢ્યો હતો તે વિરૂદ્ધ એકસમે કોઇ બહુ બોલ્યો તેને પાર્લામેંટમાં બેસવાની મનાઈ મોકલી તે ઉપરથી સઘળા સભાસદો કોપ્યા અને ઠરાવ કર્યોકે આપણે રાજદ્રોહ સિવાય બધી વાતની ચર્ચા ને દરખાસ્ત કરવાનો તથા રાજગાદી કોને આપવી ત્યાં સુધીનો પણ ઠરાવ કરવાનો અખ્તીયાર ધરાવીએ છીએ. તેઓ એ બાબત ફર્યાદ કરવા આવે તે પહેલાંજ શાણી ઈલિઝાબેથે સમજીને પોતાનો હુકમ ફેરવ્યો, અને તેને સભામાં બેસવા દીધો. તેમજ એકવેળા વસુલાત ખાતામાં બહુ બાઉકો જોઈ તે અમલદારો સંબંધી પાર્લામેંટે કાયદો પસાર કરવા માંડ્યો, ત્યારે મારા નોકરોને તમે પૂછનાર કોણ એમકહી રાણીએ બહુ ધમધમારો કર્યો, પણ તેઓ ડર્યા નહિ અને આખરે આવિજાપણ લટી જઈ રાણીએ કહાવ્યુંકે તમે કહોછો તે પ્રમાણે હું બંદોબસ્ત કરીશ. એકવાર ઈજાર દારોને આપેલી સનદો પાર્લામેંટે લઈને રાણીપાસે રદ કરાવી હતી.

તે છતાં પણ પાર્લામેંટ ઘણી વખત કાંઇ બોલી શકિત નહિ એ વાત ખરી, કેમકે તેમનામાંના ઘણાજણ સરકારના દબેલને ખુશામતીયા હતા. સરકાર પોતાના આશ્રિતોજ પાર્લામેંટની ચૂંટણીમાં આવે તેમાટે વગસગ તથા કળબળ વાપરતી ફકત એક નવા પ્યુરિટન પંથવાળા કેટલાક સભાસદ

સ્વતંત્ર, શૂરા,ને સત્યને માટે મરે એવા હતા. એ સત્યના શૂરાઓએ હવે પછી શા ગજબકર્યા તે આગળ કહેવામાં આવશે.

---

# विचार करवा जोग वातो.

(દોહરા.)

જનમીને આ જગતમાં, લીધો તેં શું સાર;
કીધું શું જનનું ભલું? રે! મન તે તું વિચાર—૧

પ્રીત ધરી પરમાર્થ પર, નીતિ થકી નિર્ધાર;
રાખી રૂડી રીત શી? રે! મન તે તું વિચાર—૨

ન્યાય નેહ ને વિનયથી, વિશ્વ વિષે વ્હેવાર;
રાખ્યો રોજે કેટલો? રે! મન તે તું વિચાર—૩

સત્ય સાચવી સર્વથી, ભકિત ગણી સુખકાર;
નિર્દોષી સંતોષ થઈ? રે! મન તે તું વિચાર—૪

લોભ વિષે લુબ્ધાઈને, લેવા લાભ અપાર;
લુબ્ધતા રાખી હૃદે, રે! મન તે તું વિચાર—૫

ગુસ્સાના આવેશમાં, ભૂલી સાર અસાર;
ભવમાં ભટકયો કેટલું? રે! મન તે તું વિચાર—૬

પ્રીતે ઊઠી પ્રભાતમાં, જપવા જગદાધાર;
રાખી તેંરતિ કેટલી? રે! મન તે તું વિચાર—૭

સ્વારથને પરમાર્થપર, પૂરણ ધરીને પ્યાર;
સ્વધર્મ ધાર્યોકે નહીં? રે! મન તે તું વિચાર—૮

ખળ દુર્જનથી અલગ રહિ, શીલ પણે સુખકાર;
મન નિર્મળ રાખી શકયો? રે! મન તે તું વિચાર—૯

નિંદ્રા વાદ પ્રમાદ તમ, તજી વળિ વિષય વિકાર;
વશ ઇંદ્રિયો તેં કરી? રે! મન તે તું વિચાર—૧૦

વ્હેમ મલીન મન મૂકીને ધરી દેશ પર પ્યાર;
શી મહેનત અંતે કરી, રે! મન તે તું વિચાર—૧૧

દુરાચાર દુર્વાદની, દૂર કરી દરકાર;
ફરજ બજાવી ધિરજથી? રે! મન તે તું વિચાર—૧૨

સુખ દુખ અસ્ત ઉદય અમુક,—વખતે વારંવાર;
કાળ ચક્ર માથે બગે, રે! મન તે તું વિચાર—૧૩

સ્વપ્ન રૂપ સંસારમાં, સત્ય પ્રભુ આધાર;
મોહ મમત મદ મૂકીને, રે! મન તે તું વિચાર—૧૪

સ્નેહ સબંધી સકળ જન, છે મતલબનાં યાર;
આ ખરે કો' તારૂં ખરૂં, રે! મન તે તું વિચાર—૧૫

મૃત્યુ અંતે સર્વને, મોડું વેલું લેનાર;
પુન્ય પાપ સંગાથછે, રે! મન તે તું વિચાર—૧૬

આશાથી પરવશ પણું, જાય સુયશ વિસ્તાર;
પ્રશ્ચાતાપ પછી થશે, રે! મન તે તું વિચાર—૧૭

વીત હિતથી કર સરવદા, પ્રીતે પર ઉપકાર;
તો વિશ્વશુભ નામના—રે!' મન તે તું વિચાર—૧૮

ક્રોધ કુબુદ્ધિ દૂરકર, વૃથા વાદ વદનાર;
પળ પણ એક અમૂલ્યછે, રે! મન તે તું વિચાર—૧૯

કાન ધ્યાન ધરિ ઇષ્ટનું, શ્રેષ્ટ સુપંથ સ્વિકાર;
નષ્ટ કષ્ટ જેથી મટે, રે! મન તે તું વિચાર—૨૦

કાહાનજી વિ૦ ધર્મસીંહ ઠ.

ખંભાળિયા.

---

# वस्ती पत्रक.

આ વરસમાં નવી ગણત્રી થઈ તે ઉપરથી આખા હિંદુસ્તાનની વસ્તીનો આંકડો
નીચે પ્રમાણે સરકારની તરફથી છપાઈને બહાર પડ્યો છે.

| પ્રાંત. | સને ૧૮૮૧ ની ગણત્રી પ્રમાણે વસ્તી. | | | પાછલી ગણત્રી પ્રમાણે વસ્તી. | | |
|---|---|---|---|---|---|---|
| | પુરૂષ. | સ્ત્રી. | કુલ. | પુરૂષ. | સ્ત્રી. | કુલ. |
| બંગાળા ......... | ૩૪૨૨૦૯૦૫ | ૩૪૬૦૧૦૧૫ | ૬૮૮૨૯૯૨૦ | ૩૧૩૪૨૭૪૬ | ૩૧૩૬૫૬૫૯ | ૬૨૭૦૯૪૦૫ |
| આસામ ......... | ૨૪૬૫૪૫૩ | ૨૩૪૯૭૦૪ | ૪૮૧૫૧૫૭ | ૨૦૩૭૬૯૪ | ૧૯૦૮૩૬૦ | ૪૦૫૬૦૫૪ |
| મદ્રાસ ......... | ૧૫૨૪૨૧૨૨ | ૧૫૫૯૭૦૫૯ | ૩૦૮૩૯૧૮૧ | ૧૫૮૭૪૨૩૫ | ૧૫૭૨૩૬૩૭ | ૩૧૫૯૭૮૭૨ |
| મુંબાઈ ......... | ૭૧૬૪૮૨૪ | ૬૮૧૩૬૬૪ | ૧૩૯૭૮૪૮૮ | ૭૨૬૬૧૮૦ | ૬૭૭૨૧૭૯ | ૧૪૦૩૮૩૫૯ |
| ,, દેશીરાજ્ય... | ૩૫૭૫૪૭૧ | ૩૩૬૬૧૬૦ | ૬૯૪૧૬૩૧ | ૩૫૪૨૯૫૦ | ૩૨૪૩૯૦૫ | ૬૭૮૬૮૫૫ |
| સિંધ ......... | ૧૩૧૧૦૦૬ | ૧૦૯૩૯૨૮ | ૨૪૦૪૯૩૪ | ૧૨૧૯૨૦૮ | ૯૭૩૨૦૭ | ૨૧૯૨૪૧૫ |
| વાવ્ય પ્રાંત......... | ૧૭૦૪૧૦૨૦ | ૧૫૬૫૮૪૧૬ | ૩૨૬૯૯૪૩૬ | ૧૬૪૦૧૮૩૩ | ૧૪૩૯૪૨૨૩ | ૩૦૭૯૬૦૫૬ |
| રામપુર ......... | ૨૮૪૫૯૩ | ૨૬૦૫૫૯ | ૫૪૫૧૫૨ | ............ | ............ | ............ |
| દેશ ઘડવાલ......... | ૧૦૨૦૪૪ | ૯૮૪૭૯ | ૨૦૦૫૨૩ | ............ | ............ | ............ |
| કુલ. | ૧૭૪૨૭૬૫૭ | ૧૬૦૧૭૪૫૪ | ૩૩૪૪૫૧૧૧ | ............ | ............ | ............ |
| અયોધ્યા......... | ૫૮૬૦૯૬૦ | ૫૩૪૬૬૬૫ | ૧૧૨૦૭૬૨૫ | ૫૮૨૨૨૧૮ | ૫૩૯૭૪૫૭ | ૧૧૨૧૯૬૭૫ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પંજાબ — અંગ્રેજીરાજ્ય. | ૧૦૧૮૯૭૨૭ | ૮૫૯૬૩૮૦ | ૧૮૭૮૬૧૦૭ | ૯૫૯૫૪૩૪ | ૮૦૧૬૦૬૪ | ૧૭૬૧૧૪૨૮ |
| પંજાબ — દેશીરાજ્ય. | ૨૧૦૬૩૫૯ | ૧૭૪૬૯૨૩ | ૩૮૫૩૨૮૨ | ........ | ........ | ........ |
| પંજાબ — ખીમર પ્રગણું. | ૭૯૭૦ | ૧૮૩ | ૮૧૫૩ | ........ | ........ | ........ |
| કુલ. | ૧૨૩૦૪૦૫૬ | ૧૦૩૪૩૪૮૬ | ૨૨૬૪૭૫૪૨ | ........ | ........ | ........ |
| મધ્યપ્રાંત ........ | ૫૮૦૧૭૯૪ | ૫૭૦૩૩૫૫ | ૧૧૫૦૫૧૪૯ | ૪૭૦૮૫૦૦ | ૪૫૪૨૭૨૯ | ૯૨૫૧૨૨૯ |
| વરાડપ્રાંત ........ | ૧૩૭૮૯૯૭ | ૧૨૫૧૯૮૫ | ૨૬૭૦૯૮૨ | ........ | ........ | ૨૨૩૧૫૬૫ |
| બ્રિટિશબર્મા........ | ૧૯૮૭૪૨૬ | ૧૭૨૦૨૨૦ | ૩૭૦૭૬૪૬ | ૧૪૩૫૫૧૮ | ૧૩૧૧૬૩૦ | ૨૭૪૭૧૪૮ |
| મહીસુર ........ | ૨૦૮૬૨૯૨ | ૨૧૦૦૧૦૭ | ૪૧૮૬૩૯૯ | ૨૫૩૫૯૨૪ | ૨૫૧૯૪૮૮ | ૫૦૫૫૪૧૨ |
| કુર્ગ ........ | ૧૦૦૮૫૪ | ૭૭૪૨૯ | ૧૭૮૨૮૩ | ૯૪૪૫૪ | ૭૩૮૫૮ | ૧૬૮૩૧૨ |
| રજપૂતાના ........ | ........ | ........ | ૧૧૦૦૫૫૧૨ | ........ | ........ | ........ |
| અજમેર........ | ૨૪૩૯૦૪ | ૨૦૯૧૭૧ | ૪૫૩૦૭૩ | ૨૩૩૩૬૮ | ૧૯૨૯૦૦ | ૪૨૬૨૬૮ |
| મધ્યહિંદુસ્તાન ........ | ૪૮૪૮૭૫૩ | ૪૩૫૨૧૨૮ | ૯૨૦૦૮૮૧ | ........ | ........ | ........ |
| વડોદરા ........ | ૧૧૨૩૩૧૧ | ૧૦૩૧૧૫૮ | ૨૧૫૪૪૬૯ | ૧૦૫૭૬૪૦ | ૯૪૨૫૮૫ | ૨૦૦૦૨૨૫ |
| હઇદ્રાબાદ ........ | ૪૫૬૮૯૯૩ | ૪૪૪૮૭૯૬ | ૯૧૧૬૭૮૯ | ........ | ........ | ........ |
| ત્રાવણકોર ........ | ૧૧૯૭૧૩૪ | ૧૨૦૪૦૨૪ | ૨૪૦૧૧૫૮ | ૧૧૪૮૬૮૯ | ૧૧૬૦૨૦૨ | ૨૩૦૮૮૯૧ |
| કોચીન ........ | ૩૦૧૪૧૫ | ૨૯૮૮૬૩ | ૬૦૦૨૭૮ | ૩૦૨૩૭૩ | ૨૯૮૭૪૧ | ૬૦૧૧૧૪ |
| એકંદર કુલ... | ૧૨૩૨૧૧૩૨૭ | ૧૧૮૧૬૬૩૭૧ | ૨૫૨૫૪૧૨૧૦ | ........ | ........ | ........ |

રજપૂતાના, હઇદ્રાબાદનું પૈગા પરગણું, અને સ્વતંત્ર સિખિમની મુલક એ ત્રણ ઠેકાણેથી સ્ત્રી પુરૂષની વિગત મળી શકી નથી, અને તેથી સ્ત્રી પુરૂષની સંખ્યાનો સરવાળો એકંદર વસ્તીની સાથે મળશે નહિ.

આ સંબંધમાં દુનિયાની વસ્તી છેલ્લામાં છેલ્લી ગણત્રી પ્રમાણે કેટલી છે તે આપી હોય તો ઠીક એમ ધારી એક જર્મન ગણિતી એ બાબત જે હમણાજ આંકડા આપેછે તે નીચે ઉતારીએ છીએ.

| | |
|---|---|
| એશિયા— | ૮૩૪૭૦૭૦૦૦ |
| યૂરોપ— | ૩૧૫૯૨૯૦૦૦ |
| આફ્રિકા— | ૨૦૫૬૭૯૦૦૦ |
| અમેરિકા— | ૯૫૪૦૫૦૦૦ |
| ઓશિઆનિકા— | ૪૧૨૧૦૦૦ |
| ધ્રુવપ્રદેશ— | ૮૨૦૦૦ |
| કુલ | ૧૪૫૫૯૨૩૦૦૦ |

આ લેખે પચીશ વરસ ઉપર હતી તેના કરતાં હાલ ૧૯૭૭૮૦૦૦ નો દુનિયાની વસ્તીમાં વધારો થયો છે.

---

## केळवणी खातानी खवरो.

### ઝાલાવાડ પ્રાંત.

જા. નં. ૧૦૩૭-૧૧૨૭

ડીસેંબર જાન્યુઆરી.

મોદકા. વાર્ષિક પરીક્ષા વખત આ. યાણદાર શીવલાલ મોરારજીએ ૨૨-૪-૦ ચોપડીઓ આપી ભાગદાર રા. ગજસીંહજી તરફથી ૩૧) સાકર—ખોરીવા. વાર્ષિક પરીક્ષા વખતે મેં. સ્કૂ. કમિટિના પ્રેસીડેન્ટ તરફથી ૩૧) મીઠાઈ—વળા. મે. સ્કૂ. ક. ના મેમ્બર રાણા વખતસીંગજી તથા રાણા બાપુભાઈ તરફથી ૩૧) મીઠાઇ.—સોંધાવદર. ભાગદાર રસુમલસીંધજી વગેરે તરફથી ૩૧) ચોપડીયો.—અંકેવાળીયા. વાર્ષીક પરીક્ષા વખત ભાગદાર રાણાશ્રી ઉમેદસીંધજી તરફથી ૩૧) મીઠાઇ—ગુંજાર. વાર્ષીક પરીક્ષા વખત ઉપરાણુ કરી સદગૃસ્થોએ ૩૧। મીઠાઈ ૩૧। ચોપડીયો કુલ ૩૨॥—છોંબદીક-પાઠશાળા. વાર્ષીક પરીક્ષા વખત મેં. ઠાકોરસાહેબ તરફથી અને મે. કારભારી સાહેબ રાવબહાદુર હરિલાલભાઈએ ૩૯૦ સુધીનો દરબારમી તરફથી આપવા કહ્યું

છે. શાળાના ઉપયોગ માટેજ રૂ૩) મીઠાઈ સુરતના હજુર ડીપ્યુટી કલેકટર રા. બા. જગજીવનદાસ ખુશાલદાસે ઉપલા ધોરણની લાયક કન્યાઓને ઈનામ આપ્યુ રૂ૪) મીઠાઈ.—હળવદ. રા. નીરંજનનાથજી તથા વૈદ રા. અંબાશંકર બાવાભાઈ રૂ૧) મીઠાઈ.—વાટાવદર. વહીવટદાર રા. બળવંતરામ રામચંદ્ર તર્ફથી રૂ૧) મીઠાઈ મુ. લીંબડી તા. ૧૨ જાન્યુઆરી ૧૮૮૧ રક્ષોઙ. વાર્ષીક પરીક્ષા વખત રૂ૧) મીઠાઈ પટેલીઆઓ તર્ફથી.—હડાળા. વાર્ષીક પરીક્ષા વખત ગામ ખાતેથી મુખી હરીભાઈએ રૂ૧ા મીઠાઇ—વડગામ. વાર્ષીક પરીક્ષા વખત ગામ લોકો તર્ફથી રૂ૧ા રૂમાલ રૂ બા મીઠાઈ—લખ્તર. મહેતા રાયચંદ જેઠાભાઇ તર્ફથી રૂ૦ા। જમરૂખ—વીઠલગઢ. મે. પ્રાંતના સાહેબ બહાદુર પધાર્યા ત્યારે તાલુકદારે આજમ ભાસ્કરરાવ તર્ફથી રૂ ૫ ની ચોપડીઓ રૂ૧) મીઠાઇ રૂ૩ મેહેતાજીને પાઘડી એક હાથ વિનાના છોકરાને પગે લખતાં જોઈ બજાણાના મે. દરબાર સાહેબ તર્ફથી રૂ ૧) વહેલાલના પટેલ. ઈશ્વરલાલ તર્ફથી રૂ૦ા ટોપી. મે. કારભારી સા. હાર કાંનાથે રૂ ૫) આજમ થાણદાર દયાશંકર રૂ૨) આ. ગોપાળ ડાહ્યાભાઈ રૂ૨) આજમ એક. એક્ષ. ફ્રાન્સીસરાઇટર રૂ૨) રા. મણીશંકર નથુરામ ૦ા રા. કેશવલાલ નટવરલાલ ૦ા રા. મણિલાલ ગોપાળદાસ ૦ા રા. બાઈશંકર ધ્રાંગદરા વકીલ રૂ૨) રા. લક્ષ્મીચંદ દમાણજી વકીલ રૂ૨) વાઘજીભાઈ વકીલ રૂ૨) રા. ખાચરશ્રી ભાયાત રૂ૨) રા. ગોવિંદજી મેઘજી વકીલ રૂ૧) રા. જમીયતરાવ ગોવિંદજી વકીલ રૂ૧) રા. ખોડીદાસ દેવકરણ વકીલ રૂ૧) પાળીયાદના ખવડભાયા રૂ૧) મીઠાઈ રા. શાંકરલાલ શંભુલાલ વકીલ રૂ૧) રા. શાંકરલાલ રૂ૧ા કુલ રૂ ૨૫ા। તલસાણા. વાર્ષીક પરીક્ષા વખત તાલુકદારે આ. વેરાભાઈ તથા વિરસંગજી તર્ફથી રૂ૨)—છીલાપૂર. વાર્ષીક પરીક્ષા વખત પટેલ રા. કહાનજી લાલજીએ ગામ ખાતેથી રૂ૧) મીઠાઇ—વાંકાનેરગુજરાતી. મે. પ્રાંતના સાહેબનું પધારવુ થયું તે વખતે મે રાજસાહેબ તર્ફથી રૂ ૫) મીઠાઈ—દશાડા. મે. પ્રાંતના સાહેબનું પધારવું થયું તે વખતે ભાગદારો. તર્ફથી રૂ૧૪-૯-૦ છોકરાઓને ચોપડીઓ તથા લુગડાં રૂ ૫) મીઠાઇ રૂ ૫) મહેતાજીને રૂ૨ા આસિસ્ટંટ વિશ્વનાથ રૂ૨) ત્રીભોવન માનીટરને રૂ૧) આ. અમૃતલાલને કુલ રૂ૩૦-૧૦-૦ ધણોદ.—વાર્ષીક પરીક્ષા વખતે તાલુકદાર

તર્ફથી મે. પ્રાંતના સાહેબ પધાર્યા ત્યારે રૂ૫) સાકર રૂ૭-૩-૦ ચોપડીયો રૂ૫) રૂમાલ રૂ૯) મહેતાજીને કુલ રૂ૨૩-૩-૦ ઝીંઝુવાડા.—મે. પ્રાંતના સાહેબનું પધારવું થયું ત્યારે તાલુકા ખોં.થી રૂ૦-૯-૧૦ છીંટ વાર ૪૪) રૂ૪-૫-૯ પતાસાં રૂ૨-૨-૦ ગરીબના છોકરાઓને વજાણા.—મે. પ્રાંતના સાહેબનું પધારવું થતાં રૂ૫) મીઠાઇ. રૂ૧૦-૩-૦ ચોપડીઓ રૂ૪) મહેતાજીને રૂ૪) પહેલા માનીટરને રૂ૧) બીજા માનીટરને કુલ રૂ૨૨-૩-૦ સરા.—વહીવટદાર રામકૃષ્ણે પોતાના ભત્રીજાને નિશાળે બેસાડી રૂ૦॥) મીઠાઈ. હડાળા.—વહીવટદાર આજમ જીવણલાલ તથા મુખી વગેરે રૂ૪) ચોપડીઓ રૂ૧) સાકર રૂ૧) મેહેતાજીને રૂ૦॥) માનીટરને પાણસીણા કન્યાશાળા.—લીમડીના કારભારીસાહેબ તથા રા. હરિલાલભાઈ તથા મોતીલાલભાઇ તથા દાક્ટર સાહેબે રૂ૧) પતાસાં—હળવદ. ધ્રાંગદ્રાના સરન્યાયાધીશ સાહેબ આ. બાપાજી રામચંદ્ર રૂ૪॥) છીંટ તથા મીઠાઇ—ટીકર.—ધ્રાંગદ્રાના ન્યાયાધીશ સાહેબ આ. બાપાજી રામચંદ્ર રૂ૪) મીઠાઈ તથા ચોપડીયો.—ભરાડા.—રાણાશ્રી કેસરીસંઘજીએ કુંવર શ્રીસીવસંઘજી તર્ફથી રૂ૨) મીઠાઈ તથા દાડમ કુલ રૂ૧૫૮-૨-૭ રવાના તારીખ ૨૪—૧—૮૧ મુ૰ વાંકાનેર.

(સહી) કૃષ્ણલાલ ગોવિંદલાલ.

સ. ડે. એ. ઇન્સ્પેકટર પ્રાં. ઝાલાવાડ.

## સુરત દક્ષિણ વિભાગ.

જા. નં. ૯૪૯.

વાંસદા. મેં. સુપ્રીટેન્ડેન્ટ સાહેબે. છોકરાઓની નિશાળમાં પુસ્તક તથા સાકર રૂ૭-૩-૦ કન્યાશાળામાં. પુસ્તક, સાકર, કાપડ, રોકડા મળી રૂ૧૯-૮-૯ ઇનામ વહેંચ્યું.—આમઘરા. કલીઆરીના પટેલ. ઉકાનાગર, તથા બામણવાડાના પોલીસ પટેલ. મોરારગોવિંદ, પટેલ રામહીરાએ મળી રૂ૧॥ ખાંડ વહેંચી—અવામા કન્યાશાળા. જલસાંડના બીખાભાઈ નારણજીએ પરીક્ષા વખતે પંઇ રૂ૦-૧૪-૦ પતાસાં વહેંચ્યાં—વલસાડ કન્યાશાળા. સુરતજીલ્લાના મેહેરબાન કલેક્ટર સાહેબ બહાદુર મેં. પ્રાટસાહેબે રૂ૨॥ ઇનામ વહેંચ્યું—અંબાડા. નેમ્બરોએ રૂ૨॥ પેન તથા મીઠાઇ—રાંદેરા. ખરીના શેઠ માણકજી કાવસજી રૂ૨-૫-૦ રોકડા તથા ચોપડીયો—દાંડી. મુંબાઇના વોહોરા. ઇસારખાજી હી-

પતુભા રૂ૧) મીઠાઈ—વહાર. પાધ્યા. દીનાનાથ કુંવરજી તથા જોશી દલપત રામ હરિશંકરે રૂ૧-૯-૦ ચોપડીઓ તથા મીઠાઈ— કઠોઆરોકલાસમા. પોલીશ પટેલ ઉકાનાગરે રૂ૦॥ ખાંડ—દેગામ. શા. ધુમાજી દીલાજી રૂ૧) શા. જગજી મનાજી રૂ૧) શા. પરમાજી ઉદાજી રૂ૧) પટેલ. બાણાપરભુદાસ રૂ ૧) પટેલ પ્રેમજી દુલ્લભ રૂ૧) શા. ફતાજી પોતાજી રૂ૦॥ નાયબ સમસુદીન મોહોજુદીન રૂ૦। મહેશરામપ્રસાદ રૂ૦। શા. દલા કલ્યાણજી રૂ૦। ઘાંચી નાગર ગોકળ રૂ૦। કોળી મોરાર લખમા રૂ૧) શા. જોરાજી મનરૂપજી રૂ૧) દેશાઈ હરખા ગોસાઇ રૂ૦॥ પટેલ ભીખાભાઈ રણછોડ રૂ૦। સોની રંગનાથ ભગવાન રૂ૦॥) પોલીસ પટેલ. કાનજી પરાગ રૂ૪) પટેલ રઘાભાઈ કુવરજી રૂ૧) પોલીસ પટેલ ગોડા જીવણ રૂ૧) મેહેતાજી રાજારામ પ્રાણવલભ રૂ૧) શેખ. હુશેન હકીમ રૂ૦।) શા. માનાજી હરશીંગ રૂ૦॥) પોલીસ પટેલ. રખા નારણ રૂ૦॥) સોની લક્ષ્મણ ત્ર્યંબક ૦॥ પટેલ. ફકીર દાજી ૦॥। ડા. વીરસીંગ રૂપસીંગ રૂ૧) પટેલ. પરસોતમ પરભુદાસ રૂ૦।) શા. પનાજી શવજી ૦॥। પટેલ રામજી પરભુદાસ ૦॥) ડગત.—કલા દુલભે અને બાણા માધવે ૦॥। વાંસદા.—રાજા સાહેબ. મહારાજશ્રી પ્રતાપસીંહજીએ રૂ૧૩) મીઠાઇ વહેંચી—વેલછી કન્યાશાળા.—કડોદના મહેતાજી ગણપતરામ હરીવલભે રૂ૧) મીઠાઈ—વાણદેવી.—ગોડાભાઇ ભીમાભાઈ, છોકરાને નિશાળે બેસાડી શ્રીફળ વહેચ્યાં—મઘાત્રી.—મેમ્બર રામસીંગ કશન તથા ઠાકોર નારણજી રૂપુરે રૂ૦॥ તથા ડા. નાગજી ભલાએ ૦॥ ધડોદ.—દેસાઈ લાલભાઇ રતનજી તથા શેઠ રામચંદ હીમાજીએ રૂ૧)નાં પતાસાં તથા રૂ૧) ચોપડીઓ.— ધનોરી.—પટેલ.સુખાલાલભાઈ રૂ૧) પટેલ રણછોડ ભીખા રૂ૦॥) પટેલ.પેમા ભીખા રૂ૦॥) દેસાઈ પરાગજી માનભાઇ રૂ૦॥) ભટ. વિષ્ણુરામ નારણ રૂ૦॥) પટેલ, વલભ જીવણ રૂ૦॥) પટેલ. રતનજી ભીખા રૂ૦॥) બાવા રામદાસ રૂ૦॥) વીજલપુર.—મેમ્બરોએ ૦॥)• મીઠાઈ વહેંચી—છીમજર.— તલાટી માનભાઈ મકનજી તથા પોલીસ પટેલ. રૂસ્તમજી નવરોજજી તથા મોજણીદાર જયાનંદ ગોરધનદાસે મળી રૂ૧॥)ની મીઠાઈ—અત્રામા કન્યાશાળા. એસમાના પ્રાણશંકર દેવશંકરે રૂ૦।)ની મીઠાઈ. તલેકપોરના દેશાઈ ખંડુભાઈ કશનજી રૂ૦।)ની સાકર. બારોટ. રણછોડ ફતેસીંગે રૂ૦-૮-૦ સાકર—શેઠ.

રેમ્તમજી દાદાભાઈએ રૂ૦।।) સાકર સ્કુલ કમિટિના મેમ્બરોએ રૂ૧) સાકર. વલસાડ, બ. નંબર. ૧ શેઠ નરોતમદાસ મોરારદાસે રૂ૨।।) સાકર વહેંચા— ધોળાઇકળાસમાં.—સ્કુલ કમિટિના મેમ્બર શેઠ. નાનચંદ ગોવિંદ તથા પટેલ, બુધા હરીએ રૂ૧) ચોપડીઓ તથા મીઠાઈ—પારડી.—મેમ્બર કુવરજી કાનાએ રૂ૦૧) પતાસાં. ચીખલી કન્યાશાળા.—એક ગ્રહસ્થે રૂ૧) મીઠાઈ વ. હેંચી. રવાના તારીખ ૧૧મી ફેબ્રુઆરી સન ૧૮૮૧.

(સહી) વલ્લભરામ વજેરામ.
આ. ડેપ્યુટી. એ. ઈન્સ્પેક્ટર. સુરત.
દક્ષિણ વિભાગ.

## હાલારપ્રાંત.

સણાયા.—શેઠ. પેલજી ઉકામા રૂ૬) શેલડી, કમિટિના મેમ્બરો તથા પ્રેસિડેન્ટ રૂ૪-૭-૦ સાકરના જાંબુડા.—મુંદ્રાના પૂજ મોતીચંદ કુશળચંદ રૂ૧-૧-૦ સાકર. જોડીયા.—સોની મુળજીએ પોતાના દીકરાને ઘેર પુત્ર અવતારાથી રૂ૧-૫-૦ દરાક્ષ—કાળાવડ.—ન્યાયાધીસ સાહેબે રૂ૦-૪-૬ પતાસાં. વહેંચ્યાં—કાળાવડ કન્યાશાળા.—આજમ, અમૃતલાલ ભવાનીશંકર રૂ૦-૭-૦ પતાસાં—હડીયાણાના રેહીસ ઝીણાભાઈ લાલજી રૂ૦-૧૧-૩ પતાસાં સ્કુલ કમિટિના પ્રિસિડેંટ તથા મેમ્બરોએ રૂ૦-૪-૬ પતાસાં—જાળીયા દેવાણી. વાર્ષીક પરીક્ષા વખત જાડેજા. માનસીંગજીએ રૂ૦।।) મીઠાઈ—રાજકોટ શેહેરની કન્યાશાળા.—મે. પ્રેસિડેન્ટ તથા રાવ સાહેબ ગોપાળજી સુરભાઇએ કંટીજંટ રૂ. માંથી રૂ૬) ઈનામ વહેંચ્યું— ધોરાજિ કન્યાશાળા. સ્કુલ કમિટિના પ્રિસિડેન્ટ સાહેબ તથા વકીલ અમીચંદ રૂ૦-૭-૧૦ ઈનામ.— સુપેડી. મેમાણ. અક્ષા ઈબિરાને છોકરાને નિશાળે બેસાડી રૂ૨।।) સાકર. ઉપલેટા કન્યાશાળા.—આજમ તાલુકા સ્કુલ માસ્તર કુવરજી પોપટ રૂ૦-૯-૦ પતાસાં.

(અપૂર્ણ)

---

## સારસંગ્રહ.

તુરત તુરત આગ હોલવી નાંખવાનું એક યંત્ર—એક ફ્રેંચમેને શોધી કહાડ્યું છે. જેની તપાસના કેટલાક અમ્મરા પારીસ ખાતે ગયા મા-

સમાં કેટલાક રાજ્યાધિકારીઓની હજુરમાં કરી બતાવવામાં આવ્યા હતા અને તે સઘળા તદન ફતેહ મંદ ઉતર્યા હતા. તેઓમાંનો એક મુખ્ય અખ-તરો એ હતો કે ડામરથી ભરેલા એક મોટા તળાવને સળગાવી મેલ્યું, અને જ્યારે ત્રણ મજલા જેટલી ઊંચાઇએ આગ જઇપુગી ત્યારે એક મિનિટ કરતાં પણ ઓછા વખતમાં તે ભયંકર આગને હોલવી નાંખવામાં આવી હતી.

એક નવી નેહેર—યુનાન દેશના દ્વીપકલ્પ નામે મોરીઆને એ દેશથી છૂટો પાડવાની તજવીજ થાયછે અને તે માટે કોરિંથની સંયોગી ભુમિને ખણી કહાડવાની ગોઠવણો ચાલેછે કહેછે કે એ કામ પાંચ વરસોમાં તૈયાર થશે. આ નવી નેહેર સંબંધી સઘળો હિસાબ સૂએજની નેહેરના પિતા મો. લેસેપસને દેખાડ્યા પછી આરંભવાનું છે.

ગ્રેટબ્રિટન અને આઅર્લાંડની વસ્તી.—છેલી ગણતરી મુજબ ૩૫૦૦૦૦૦૦ (૩ા કરોડ) માણસોની માલમ પડીછે. જેમાં ૧૭૦૦૦૦૦૦ એક કરોડ સીતેર લાખ મરદો; ૧૮૦૦૦૦૦૦ઓરતો જણાઈ છે.મરદોની સં-ખ્યામાં ઓરતો કરતાં આટલા મોટા ઘટાડાનું કારણ એજ કે દેશના તનદુરસ્ત કુંવારા મરદોની મોટી સંખ્યા બહાર દેશાવર ખાતે નીકળી પડે છે. પણ વ-સ્તીના ગણતરીનું એક ઘણું અજાયબ જેવું પરિણામ લંડન શેહેરની વધી ગએલી વસ્તી છે. છેલી ગણતરી મુજબ ત્યાં ૪૦ લાખ માણસોની વસ્તી છે. જે આખા આયર્લાંડ દેશની વસ્તીની બરાબર થવા જાય છે, તોપણ જ્યારે આયર્લાંડ તરફ ૧૦૦ મેંબરો પાર્લામેંટમાં બીરાજે છે. ત્યારે લંડન શેહેર તરફથી માતર ૨૦ જણ ત્યાં બિરાજવાનું માન ધરાવેછે.

મુંબઈ ઈલાકાને લગતા પરચૂરણ આંકડા.સને ૧૮૭૮ માં મુંબઇ શેહેરની મ્યુનિસિપાલિટીને ૩ લાખ ને ૧૪ાા હજાર પૌંડની ઉપજ થઇ હતી. ઈલાકા ખાતે ૧૨૮ મ્યુનિસિ પાલિટીઓ હતી તેની કુલ ઉપજ ૧ લા-ખ ૬૦ાા હજાર પૌંડની હતી. એ સિવાય સિંધમાં ૪૦ હતી, અને તેની ઉપજ ૭૮ાા હજાર પૌંડની હતી.

૧ લાખ ૪૭ હજાર ૫૯૫ દિવાની મુકદમાઓ ઉઠયા હતા. ૧૨૫ જેલ (બંદીખાના)હતાં. લાઇસેન્સ ટાકસ ૪ લાખ ૨૫૭૬૯ માણસો પાસે લેવાયો હતો અને તેની કુલ ઉપજ ૨ લાખ ૪૯ હજારને ૬૬ પૌન્ડની થઈ હતી. તેમાંથી ૫ હજાર ૪૨૫ પૌંડ કર ઉઘરાવવા ખાતે ખરચાયા હતા. મીઠાની

ઉપજ ૧૮ લાખ ૫૮ હજારને ૬૬ પૌંડ તથા અફીણની ૨૩ લાખ ૯૩૨૬૯ પૌંડ થઇ હતી.

સિંધના કેટલાક પરગણા સિવાય આખા ઇલાકામાં ૨૮ લાખ ૮૭૯૪ બળદ, ૧૭ લાખ ૫૨ હજાર ગાયો, ૩ લાખ ૩૯ પાડા, ૯ લાખ ૭૨ હજાર ભેંશો, ૪૬ હજાર ઘોડા, ૪૬ હજાર ઘોડીઓ, ૧૬ હજાર વછેરા, ૬૫ હજાર ગધેડા, ૮૩૬૦ ઉંટો, ને ૨૭ લાખ ૨૮॥ હજાર ઘેટાં બકરાં હતાં. ૧૦ લાખ ૪૨૨૨૮ હળ, ને ૩ લાખ ૬૯૩૨૩ ગાડાં હતાં.

જંગલ ખાતામાં ૧૩૬૧૮ ચોરસમૈલ જમીન હતી, અને તેની ઉપજ ૧ લાખ ૧૮૧૮૯ પૌંડ થઇ હતી.

રેજીસ્ટરકાગળ કરાવવાનો દર ૪ આના હતો તેમાં ઘટાડો કરીને સરકારે આવતા આગસ્થી ૨) આના કર્યોછે.

**દાકતરી કળાનો ચમત્કાર.** ફ્રાન્સમાં બે માણસને વઢવાડ થઇ તેમાં એકે બીજાનું નાક કરડી જુદું પાડ્યું. પુરાવાને માટે પોલિસે તે નાકનો કકડો દારૂના સીસામાં રાખી મૂક્યો. બે એક મહીના પછી કોરટમાં તે કામ ચાલ્યું તે વેળા ન્યાયાધીશે ધાર્યું કે ફરીઆદી બનાવટનું નાક ચોડી આવ્યોછે તેથી આસેસરો ઉપર જોઇતી અસર થતી નથી. તેથી તે બોલ્યો કે તારૂં બનાવટી નાક કાઢી નાંખ કે આ સાહેબો જુએ કે એચંડાળે તારૂં મોં કેવું બદશિકલ કરી નાંખ્યું છે. બે ચાર વાર આ પ્રમાણે જડજે હુકમ કર્યા તે છતાં ફરીઆદીએ તેમ કર્યું નહિ, અને ગગળી ગએલો જણાયો તેથી તે ગુસ્સે થઇ ગયો અને કોરટના અપમાનને માટે શિક્ષાની ધમકી આપી. ત્યારે તેણે ખુલાસો કર્યો કે આ નાક બનાવટી નથી, પણ ખરેખરૂં કપાયલું તેના જેવુંજ ચતુર દાકતરના પુન્ય પ્રતાપે થએલુંછે. એ દાકતર પારિસની મોટી ઇસ્પિતાળનો હતો અને કામ ચાલ્યું તે પહેલાં એ તેના હાથ નીચે રહ્યો તે દરમ્યાન તેણે પોતાના અજબ હુનરથી એના નાકને પાછું ઉગાડ્યું હતું. આવાત હાલ બનેલી છે.

**વિંછીના ઝેરનો ઉપાય.** તુર્ત આઠ દશ વિલાયતી દીવા સળીઓના ગંધકને ઓરસીઆ ઉપર ઘસી ડંખેલા ભાગ ઉપર ચોપડવો અને પછી ધગ ધગતા અંગારાનો સેક કરવો. આ ઉપાય અમે કેટલાક વખત ઉપર નોંધી ચૂક્યા છીએ પણ હાલ ફરીથી લખવાનું કારણ એછે કે એ ઉપાય એક માણસે અજ-

માતી જોએલો તે લખેછે કે ત્રણ માસની મુદતમાં પંદર સોળ જણને થોડી મિનિટમાં એ ઉપાયથી સારૂં થયું હતું. આ પ્રમાણે કરવાથી પ્રથમ વેદના વધારે થાય છે, પણ ત્રણ ચારવાર એ ઉપાય જારી રાખતાં ઝેર ઉતરી જઈ ડંખમાં પણ દરદ રહેતું નથી. આ ઓસડ મહેતાજીઓએ અજમાવી નિશાળીઆ ઓને બતાવવા લાયક જણાયછે.

---

## *ઉર્દુ ધોરણ ૫ મું.

| | | |
|---|---|---|
| ૧૦૦(૮) ૧લોવિષય. | અંકગણિત. | પાછલા ધોરણોમાં અંકગણિત શીખ્યા તે ઉપરાંત. |
| | અંકગણિત. | દશાંશ ત્રિરાશિ. |
| | લેખાં. | દેશી હિસાબ ભાગ. ૨જો. બ્યાજ લગી. |
| ૧૦૦(૧૧) ૨જોવિષય. | વાંચન. | મઝહરૂલ્ મઝામિન. પૃષ્ટ. ૩૦-૬૬ |
| | | મજમુઅઈ સુખન લીટી૫૦ મોઢે બોલવી તથા સમજાવવી |
| | ફારસી. | ગુલઝારિ દબિસ્તાન ભા. ૧લો. ફ્રીમાની ૨૦ લીટી મોઢે કરવી તથા સમજાવવી. |
| | વ્યાકરણ. | મસ્દરિ ફુયૂઝ શબ્દ વિચાર પૂરો. |
| | ગૂજરાતી. | ગૂજરાતી ચોથી ચોપડી અને ગૂજરાતી લખેલા અક્ષર વાંચવા. |

---

* આપણા ઉત્તર પ્રાંતના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના ફરમાશ ઉપરથી અમે જાહેર કરીએ છઈએ કે ઉર્દુ નિશાળોના ધોરણો બધાં સુધરીને નવાં થાય ત્યાં સુધીના વખતને માટે આ ધોરણો મહેરબાન ડિરેકટર આવ્ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબે મંજુર કર્યાંછે.

ન. લ

१००(८) ૩જો વિષય. હિક્ટેશન. ૫ લીટી ઉર્દુમાં અને ૫ લીટી ગુજરાતીમાં વાંચેલી ચોપડીમાંથી, ઉર્દુમાં સારા અક્ષરે લખેલી નોટ બુક તથા ગુજરાતી કાપી બુક (નં. ૪) બતાવવી. કોઈ સાદી બાબત પર ઉર્દુમાં કાગળ લખવો.

१०० (६) ૪થો વિષય. ઇતિહાસ. આઈનઈ તારીખનુ,ભા.૧લો. પૂરો.

ભૂગોળવિદ્યા. સામાન્ય, યૂરોપને એશિયાની.

## ધોરણ ૬ ઠું.

१०० (૯) ૧લો વિષય. અંકગણિત. લાલશંકરકૃત અંકગણિતનાં મૂળ તત્વો પૂરાં.

લેખાં. દેશીહિસાબ ૫૯ પૃષ્ટ સુધી, મોતી તથા વીધાં દોરીના હિસાબ સિવાય.

१००(११) ૨જો વિષય. વાંચન. મત્રહરત્ન મત્રામિન. પૂરી. મજમુઅઈસુખનમાંથી પાંચમા ધોરણ પ્રમાણે,ને ૫૦ લીટી વધારે બોલવાની.

ફારસી. ગુલઝારિ દબિસ્તાન.ભાગ.૨જો પૂરો.

કરીમામાંથી પાંચમા ધોરણ પ્રમાણે, ને ૨૦ લીટી વધારે સમજુતી સાથે બોલવી

વ્યાકરણ. મસદરિયુમ્રમાંથી વાક્ય રચના પૂરી.

ગુજરાતી. પાંચમી ગુજરાતી ચોપડી, અને ગુજરાતી તથા ઉર્દુ લખેલા અક્ષર વાંચવા.

૧૦૦ (૭) ૩જોવિષય. ડિક્ટેશન. ૫ લીટી ઉર્દુ અને ગુજરાતી વાંચેલી ચોપડીમાંથી.
ઉર્દુમાં સહેલો નિબંધ.

૧૦૦ (૬) ૪થોવિષય. ઈતિહાસ. આઈનિઈ તારીખનુ ભાગ.૧લો તથા ૨ જો.
ભૂગોળવિદ્યા. દુનિયાની ભૂગોળ વિદ્યાનું સામાન્ય જ્ઞાન.

મુ. અમદાવાદ. (સહી) ઈ. જાઈલ્સ.
૧ લી સપટેંબર. ૧૮૮૧ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ઉ. પ્રાં.

---

## જાહેર ખબર.

ચાલુ વર્ષને માટે અમદાવાદ ટ્રેનિંગ કાલેજની પ્રવેશક પરીક્ષા ૮મી નવેંબર સને૧૮૮૧ને રોજ તથા પછીના દિવસે આઠેકાણે ટ્રેનિંગ કાલેજમાં થશે.

૨. ૧૭ વર્ષની ઉમર પૂરી કરેલી, સેકંડ ક્લાસ પબ્લિક સર્વિસનું સર્ટિફિકેટ મેળવેલું, અને શરીરની ખોડ ખાંપણ વિનાના ઉમેદવારો જોઈશું.

૩. પરીક્ષા ગૂજરાની ૬ઠા ધોરણ પ્રમાણે લેવાશે. ઊંચામાં ઊંચો દોકડા જે મેળવશે તેને સ્કાલરશિપ આપવામાં આવશે. જેપાસ થશે પણ સ્કાલરશિપ નહિ મેળવે, તેને માફીમાં દાખલ કરીશકાશે.

૪. ઇન્સ્પેકટર સાહેબ સ્કાલરો પસંદ કરશે અને પોતાની મર્જી મુજબ તેની સંખ્યા રાખશે. માફી સ્કાલરો પણ પોતાને ગમે એટલા દાખલ કરશે.

૫. ટ્રેનિંગ કાલેજના ઉર્દુ ક્લાસમાં દાખલ થવા ઇછનારા ઉમેદવારોની પરીક્ષા પણ તેજ તારીખે ઉર્દુ ધોરણ ચોથા પ્રમાણે લેવામાં આવશે.

અમદાવાદ (સહી.) ઈ. જાઈલ્સ.
૧લી. સપટેંબર ૧૮૮૧ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર. ઉત્તરપ્રાંત.

---

## ગુજરાત શાળાપત્રના લવાજમ વિગેરેનાં નાણાંના પહોચ.

તા. ૧ માર્ચ ૧૮૮૨ તા. ૩૧ માર્ચ સને ૧૮૮૧ સુધી.

| કોનાતર્ફથી. | સને ૧૮૮૦ | સને ૧૮૮૧ |
|---|---|---|
| નવસારી રાર રૂસ્તમજી વા. ફ્રા. એ. એ.વ. સ્કૂ. | | ૧—૬—૦ |
| આ. ઇડર તાલુકા સ્કુલની તર્ફથી. | | ૨૨—૦—૦ |
| આ.ધર્મપુર દ. એ. વ. સ્કુલ મા.ની. તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. વઢવાણ એ. વ. સ્કુ. મા.ની તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. મોરબી એ. વ. સ્કુ. મા. ની તર્ફથી. | | ૧—૬—૦ |
| રા. કંથડજી નીચ્છાભાઈની તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. ગોંડળ અંગ્રેજી સ્કુલના મા. તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. પાલણપુર તાલુકા સ્કુલના મા. ની તર્ફથી. | ૦—૬—૦ | ૧૨—૮—૦ |
| આ. ધોડાસર તા. સ્કુ. ના મા. ની તર્ફથી. | ૦—૫—૬ | ૧૦—૧૨—૦ |
| આ. અમદાવાદ ટ્રેનિંગ કૉ. ના હેડ માસ્તરની તર્ફથી. | | ૧—૦—૦ |
| આ. ડીસા અંગ્રેજી સ્કુલના મા. ની તર્ફથી. | | ૧—૬—૦ |
| મે. નડીયાદ લાઇબ્રેરીના સેક્રેટરી તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. ધોળકા અંગ્રેજી સ્કુલના માસ્તરની તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. ખેડા અંગ્રેજીસ્કુલના મા. ની તર્ફથી. | | ૧—૬—૦ |
| મે. કેળવણીખાતાના ડીરેક્ટર સાહેબના તર્ફથી. | ૧૫—૦—૬ | ૦—૦—૦ |
| મે. વડોદરાના ડીરેક્ટર સાહેબના તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. ઝા. પ્રાં. સ. ડે. એ. ઇ. શા. ની તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. લીમડી એ. વ. સ્કું. મા. નો. તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. રાજકોટ હાઇસ્કુલના હેડમાસ્તરની તર્ફથી. | | ૧—૨—૦ |
| રા. અનોપરામ ભવાનીશંકરની તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. ખેડા તથા ભરૂચના આ. ડે. એ. ઈ. સા. ની. તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. હાલારપ્રાંતના સ. ડે. એ. ઈ. સા. ની. તર્ફથી | | ૧૫૦—૯—૦ |
| રા. મોહનલાલ ઉદેરામની તર્ફથી. | | ૧—૫—૬ |
| ઈ. દાંતાનીદ. નિશાળના મહેતાજીની તર્ફથી. | | ૧—૬—૦ |
| આ. ગોહીલવાડ પ્રાં. સ. ડે. એ. ઇ. સા. ની. તર્ફથી. | | ૧—૬—૦ |
| રા. ગુલાબચંદ ફુલજીની તર્ફથી. | | ૧—૬—૦ |
| રા. સા. સુ. ઉ. વિ. ડે. એ. ઈ. સા. ની. તર્ફથી. | | ૧૬૨—૦—૦ |

# ગુજરાતશાળાપત્ર.

# GUJARATSCHOOLPAPER.

NOVEMBER 1881.

પુસ્તક ૨૦ મું. નવેંબર. અંક ૧૧ મો.

ગીતાજી બહુ મોટું પુજ, નામ તેમ છે કામ;—
કર પ્રીતે મન હેતના, ખરી ખોતી ધરી હામ

| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS | PAGES. |
|---|---|---|---|
| પ્રેસિડંટ ગારફિલ્ડ | ૨૪૧ | The late President Garfield | 241 |
| વડોદરા પ્રદર્શન | ૨૪૯ | The Baroda Exhibition | 219 |
| જોખમ ભરેલી મશ્કરી | ૨૫૧ | Dangerous Practical Jokes | 251 |
| પ્રાસ્તાવિક દોહરા | ૨૫૩ | Miscellaneous Verses | 253 |
| કેળવણી ખાતાની ખબરો | ૨૫૫ | Distribution of Prizes in Schools | 255 |
| જાહેર ખબરો | ૨૬૨ | Notifications | 262 |



(કેળવણી ખાતાના હુકમથી)

અમદાવાદમાં

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજન્સી કંપની લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મુલ { રૂ૧) વરસનો અગાઉથી જ. / રૂ૦)=‿ છુટક અંક એકના. } ટપાલ ખર્ચ જુદું.

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૦ મું | નવેમ્બર સન ૧૮૮૧ | અંક ૧૧ મો.

## પ્રેસિડંટ ગાર્ફીલ્ડ.

અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનના આ લોકપ્રિય અધ્યક્ષનો એક દુષ્ટ નારાનની પિસ્તોલે અકાળ અંત આણ્યાથી હાલ ચોખંડ પૃથ્વીમાં હાહાકાર થઈ રહ્યો છે, તેસમે એ પ્રતાપી પુરૂષનું કંઈ જિવન ચરિત્ર જાણવાની સઘળાને ઇચ્છા થઇ હશે. વાંચનારની એ ઇચ્છા પરિપૂર્ણ પાડવા ઉપરાંત અમને તો આ વિષય લેવાનું એક વિશેષ પ્રયોજન છે. એ પુરૂષ પ્રથમ શિક્ષકનું કામ કરતો હતો તેથી એનું જિવન સઘળા મહેતાજીઓને દાખલો લેવા તથા અભિમાન રાખવા જોગ છે. એ હેતુ ઉદ્દેશીને અમારા મિત્ર રા. મનસુખરામ સૂરજરામે આ વિષય મુંબાઈથી લખી મોકલ્યો છે તે અમે ઉપકાર સાથે તેભાઈની ખાસ જોડણીમાં છે' તેવોજ પ્રગટ કરિયે છઈએ, અને આશાછે કે જે બીજા વિદ્વાન મિત્રોને કેટલાક વખતથી વિનંતિ કરી છે તેપણ પ્રસંગાનુસારે શાળાપત્રને માટે લખી આ માસિકની વાણીને વિવિધ રંગી કરશે.

રૂચિરાછંદ.

માતપિતા મૂળ જન્મજ આપે, ગુરૂ વિદ્યા દે ગુણકારી;
સ્વકર્મ તે બે સફળ કરેછે, સરણિ સમજ એ સંસારી.

વિદ્યાદાતા, શિક્ષક, વા, ગુરૂ, એઓ ગૂજરાતીમાં અહુણાં જે'મહતાજી' શબ્દથી ઓળખાય છે તે 'મહતાજી' શબ્દ વેદના બહુ માનવાન મહર્તિજ(યજ્ઞના આચાર્ય–હોતા, ઉદ્‌ગાતા, અધ્વર્યુ, અને બ્રાહ્મણ, એ ચારેના નામની એક સંજ્ઞાનો) શબ્દ છે તેઉપરથી હો, કે પછી મહતાજી, મહિતાજી આદી મ્હોટાઈ દેખાડનાર શબ્દો છે, તેઉપરથી હો. ગમેતેમ હો, પણ એ મહતાજી નામ બહુ માનદર્શક છે, અને વીચાર કરતાં તેકામ પણ એવુંજ મહત્ છે. એ કર્મ કરનારની પદવી કોઈ રીતે ઉતરતી નથી. આર્યશાસ્ત્રોમાં વિદ્યાગુરૂને એક

પિતા ગણ્યા છે. અને તેવા યોગ્ય ગુરૂ હોયતો તે ગણના યથાર્થ છે. ભવિષ્યત્ વિદ્વાન્, રાજકીય પુરૂષ, યોદ્ધા, વ્યાપારી, કળાજ્ઞાન, કૃષિકાર, આદિ બહુ ઉપયોગી મનુષ્યોને મનુષ્યત્વ આપનાર વિદ્યાગુરૂ છે. મહાજનોના બ્રહ્મચર્યાશ્રમમાં તેમના ગુણનાં બીજ અને રોપ ઉછેરનાર વિદ્યા ગુરૂઓ છે. તેઓ યથાર્થ યોગ્યતા પામેલા હોય છે તો, પ્રસંગોપાત ઇચ્છે એવું કાર્ય કરવા અને ઉચ્ચપદ મેળવવા તેઓ સમર્થ થાયછે. બહુ કરી તેઓ, પોતાના વિદ્યાનંદમાં અને દેશ કલ્યાણનાં ઉપયોગી ઉચ્ચ કાર્યમાં મગ્ન રહેછે. પરંતુ કોઈ કારણસર ઉપાધિ વોહોરી લેવાની સરણિ (માર્ગ)માં આવી પડે છે, તો તેમાં પણ તેઓના પ્રકાશની ન્યૂનતા રહેતી નથી. મહાભારતમાંના દ્રોણગુરૂ અને નીતિશાસ્ત્ર કર્ત્તા ચણક્ય આદિ અનેક એવા મહતાજી પૂર્વે થઈ ગયા છે.

સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં મહતાજીની શક્તિ જેટલા વિસ્તારથી પ્રસરે છે એટલી બીજા કોઇની પ્રસરતી નથી. કોમળ અન્તઃકરણના બાળ મહાજનોની વૃત્તિઓનો પ્રવાહ અને અનુસન્ધાન જેવાં તેઓ કરાવે છે, તેવાં બહુકરીને રહેછે. વિદ્યાગુરૂઓને એક લેખે 'મહાજનના કર્ત્તા' કહિયે તો ચાલે. એમ મહતાજીની શ્રેષ્ટતા છેખરી, પણ તે યોગ્ય મહતાજીનીજ સમજવી. યોગ્ય મહતાજી થવું તેમાં જેટલી શ્રેષ્ટતા છે તેટલીજ કઠિણતા છે, વિદ્વાન મિ. ગ્લાડસ્ટન (આપણાં મહારાજ્ઞિના) પણ 'કારભારી' અને એક (રાંડીરાંડ ડોસીનો) અભણ પણ કારભારી હોય. 'કારભારી'તો બે કહેવાય, પણ અંતર અતિશય પડે. તેજ રીતે યોગ્ય મહતાજીમાં અને નામના મહેતાજીમાં અંતર સમજવું.

અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનના અધ્યક્ષ જનરલ જેમ્સ ગાર્ફીલ્ડ તા. ૧૯મી સેપ્ટેંબર સન ૧૮૮૧ની મધ્યરાત્રે મરણ પામી અમર થયા છે. તેના જીવનચરિત્રનો સંક્ષેપ અત્ર આપિયેછિયે.આશાછે કે તે વાંચતાં મહતાજીપોને અભિમાન આવી ઉત્તેજન મળ્યા વિના નહિ રહે,તેમજ વળી તેમના વિદ્યાર્થીયોમાંથી જે એવી કરનાર વર્ગના હશે તેમને પણ ઉછેરવાનું આ 'ગાર્ફીલ્ડ-આખ્યાન' સાધન થઈ પડશે.

જેમ્સ અબ્રામ ગાર્ફીલ્ડ સને ૧૮૩૧ના નવેંબર માસની તા. ૧૯મીએ અમેરિકાના કુયાહોગા પ્રાન્તના ઓહિઓના જંગલમાં જન્મ્યો હતો. તેના પૂર્વજો જર્મન દેશના સાકસની નામે પ્રાંતમાંથી સન ૧૬૩૫માં અમેરિકા

બંડ ગયા હતા એમ ધરાય છે. ગાર્ફીલ્ડના માબાપ ઓહિઓમાં એક લાકડાનું ઘર બાંધી રહેતાં અને ખેતી કરતાં. તેમણે પોતાના ઉદ્યોગથી સારૂં ઉત્પન્ન કરવા માંડ્યું હતું. એક દિવસ પડોશમાં આગ લાગતાં પોતાના ખેતરનો પાક બચાવવા સારૂ આપણા ગાર્ફીલ્ડના પિતાએ અતિશ્રમ કર્યો. તેના પ્રયાસથી તેને તાવ આવ્યો અને તેમાં તેનું મરણ થયું. એવેળા જેમ્સ ગાર્ફીલ્ડનું વય બહુજ નાનું હતું. એમ પિતાનું સુખ તો પરવારયું. તેથી તેમના ધાર્મિક, સ્વાશ્રયી, સુશીળ અને દૃઢ માતાજીના રક્ષણમાં તે ઉછર્યા. ખરી શૂરતાથી તે માતાજીએ અનેક સંકટો સહી, વિડંબના વેઠી, કષ્ટમાં વિતરણથી ગૃહ ચલાવ્યું. પોતાના અથાક શ્રમથી પોતે ખેતી કરે, ઘરધંધો કરે, અને સર્વ રીતે કુટુંબનું પાલન પોષણ કરે. એ કુટુંબમાં બધાં મળી પાંચ જણ હતાં. એક માતાજી અને ચાર બાળક. બાળક કામકરવાયોગ્ય થતાં વાર, તેઓ ઉનાળામાં ખેતરનું કામ કરવા લાગતાં, અને શીત કાળમાં પશુપાલન અને લાકડાં કાપવાનું કામ તેઓ કરતાં, તેમાંથી અવકાશ મળતો તેવેળા પાસે એક ગામડામાં નિશાળ હતી ત્યાં જાય. સારી માતાજીના ઉદાહરણથી બાળકો પણ સારાં થાયછે એ પ્રસિદ્ધછે. જેમ્સ ગાર્ફીલ્ડનામાં તન મનની બાળપક્વતા આવી ગઈ હતી. ચાર વર્ષના વયે ધર્મપુસ્તક વાંચવામાં નિશાળમાં સર્વોપરી નિકળ્યાથી તેને વૃષ્ટિદાન (ઈનામ) મળ્યું. આઠ વર્ષના વયે ઘરમાં જેજે પુસ્તકો હતાં તેતે બધાં તે વાંચી ગયો, અને પાડોશીઓનાં પુસ્તકો માગી લાવી વાંચવા માંડ્યાં. વારંવાર વાંચવાથી કેટલાક ભાગોતો તેને મુખસ્થ થઈ ગયા હતા. ગણિત અને વ્યાકરણમાં પણ તેનો અભ્યાસ સારો હતો. ખેતી વાડીના કામને લીધે તેનું શરીર પ્રફુલ્લિત થઈ પ્રબળ અને નિરોગી રહેતું. તેના જે સહાધ્યાયી તેની રંક સ્થિતિને લીધે તેનો તિરસ્કાર કરતા, તેને તે એવી પ્રસાદી આપતો કે ફરીથી તે ખોજ ભૂલીજતા. મુષ્ટિપાક આપી વાદનો અને અભિમાનનો અન્ત આણવાની એ તેની રીતિ તેની રંક માતાને દુઃખદાયક લાગતી.

પોતાના સોળ વરસના વયે એક સરોવર તીરે તે કામે લાગ્યો હતો, તે વેળા, તેનું જળ અને તેમાં ફરતાં વહાણ જોઈ, સમુદ્રપ્રવાસ વિષે તેણે પૂર્વે પુસ્તકોમાં વાંચેલું, તે તેને સાંભરી આવ્યું. સમુદ્રયાનની તેને ઈચ્છા થઈ આવી અને તેણે નાવિક થવાનો નિશ્ચય કર્યો. પોતાનું કામ પૂરૂં કરી એક નાવમાં બેઠો. પણ તેના ખારવા દારૂ પી ઉન્મત્ત થયા હતા તે જોઈ તેના મનનો ઉત્સાહ

ભાગી ગયો. પણ પછી તેના એક પિત્રાઈ પાસે હોડી હતી તે હંકારવાના કામ ઉપર તે રહ્યો. ત્યાં કેટલીકવાર પાણીમાં બૂડ્યો પણ ચમત્કારિક રીતે બચી ગયો. પણ પછી તેને જીર્ણજ્વર લાગુ પડ્યો તેથી તે વિશુદ્ધ થઈ ગયો અને ઘેર આવ્યો. ચાર પાંચ માસ તે ખાટલે રહ્યો. તેની માતાજીએ તેને ઔષધ ઉપચાર કરી સાજો કર્યો. આ સંધિ તે તેની મહત્તાનો ઉદય સમય હતો. તેનાં માતાજીએ એ સન્ધિમાં તેના અન્તઃકરણમાં જે બીજ નાંખ્યાં તે એવી મહાશ્યતાનાં હતાં કે તેણે પોતાની બાલ્યાવસ્થામાં જે મનોરાજ્ય કલ્પ્યાં હશે તેથી પણ તે ઉચ્ચતર. તે ગામડાની નિશાળના મહતાજીએ તેને પુષ્ટિ આપી ગાર્ફીલ્ડની પ્રકૃતિ સ્વસ્થ થઈ કે તેવોજ તે ૧૪ માઇલ દૂર એક સારી શાળા હતી ત્યાં ભણવા ગયો. તે વેળા તેની પાસે માત્ર સત્તર "ડાલર" હતા. પરન્તુ તેણે જે લાટિન અને ગ્રીક ભાષાનું તથા ગણિતનું ત્યાં જ્ઞાન મેળવ્યું તે બહુ મૂલ્યવત્ નિમડ્યું. વિદ્યાનું વ્યસન તેને બહુ વધી ગયું. વિદ્યા સંપાદન કરવાનાં પાસે સાધન નહતાં તેથી અવકાશના સમયમાં ભણવાનું કામ કરે અને લણવાના દિવસમાં ખેતરમાં કામે જાય, અને ત્યાંથી જે ઉપાર્જન કરે તેનાં આધારે ઉપજીવિકા ચલાવે. એમ અતિ પ્રતિકૂળ સ્થિતિમાં છતાં વિદ્યાની સેવામાં સર્વસ્વ અર્પણ કર્યું અને સરસ્વતિને પ્રસન્ન કરવા પ્રયત્ન ચલાવ્યો.

એ શાળાના સમયમાં ધર્મ સંબંધી તેના ઉપર બહુ અસર થઈ. કામ્પ્બેલ્લ નામે એક સારો વક્તા હતો તેના પંથમાં ગાર્ફીલ્ડ ભળ્યો. તે ક્રિશ્ચન ધર્મની એક શાખા હતી. તેઓ "નૂતન નિયમ" નામે ધર્મ પુસ્તક ઉપર આચારવિચારનો આધાર રાખતા. તે પંથનું બળ વધ્યું હતું અને તેમણે હિરમ નામના ગામમાં એક વરિષ્ટ શાળા સ્થાપીહતી. ત્યાં ધર્મોપદેશક થનારને અને બીજાઓને ભણાવતા હતા. ગાર્ફીલ્ડે તે શાળામાં પ્રથમ શિષ્ય રૂપે પ્રવેશ કર્યો, પછી શિક્ષક થયા અને અન્તે એજ શાળાના મુખ્ય ગુરૂ કે મહતાજી તે થયા હતા. એ શાળામાં તેણે એવો સારો અભ્યાસ વધાર્યો કે "વીલિઅમ્સ કાલેજ" નામે પ્રખ્યાત પાઠશાળામાં જવા યોગ્ય તે ગણાયા. તે પાઠશાળાના અધ્યક્ષ હોપકિન્સની ગાર્ફીલ્ડ ઉપર બહુ કૃપા દૃષ્ટિ થઈ. ગાર્ફીલ્ડની શરીર સંપત્તી તેમજ તેનું ગ્રીક અને લાટિન ભાષાનું જ્ઞાન એ એવાં પ્રકાશમાન હતાં કે તેથી તે પ્રખ્યાત થયાવિના રેહેજ નહિ. તે પાઠશાળામાં બે વર્ષ રહી, પ-

છી હિરમ વાલી "વરિષ્ટ શાળામાં" પ્રાચીન ભાષાના અને ઇંગ્રેજી સાહિત્ય શાસ્ત્રના પાઠક રૂપે તે નિમાયા. અને એક વર્ષમાં પછી તેજ શાળાના તે અધ્યક્ષ થયા. એ સમયે તેમનું વય છવિશ વર્ષનું હતું. પોતામાં સારી શકિત ભરેલી હતી એટલુંજ નહિ પણ તે શકિત, પોતાની છાયામાં આવનાર અન્ય જનોમાં મૂકવાની રીત પણ તેનામાં સારી હતી. ત્રણસેં વિદ્યાર્થી તેમાં ભણતા તેમાનો એક પણ, ગાર્ફીલ્ડનાં ભાષણ સાંભળ્યા પછી સુશિક્ષણની મહાશયતામાં ઉત્સાહી થયાવિના ન રહેતો. અનેક વિષયો—ધર્મ સંબંધી, રાજ સંબંધી, શાસ્ત્ર સંબંધી, નવાં પુસ્તકો સંબંધી,—ઉપર તે વ્યાખ્યાન આપે. તેના સંસ્કાર વિદ્યાર્થીના મન ઉપર એવા દ્દઢ થતા કે અવધિ. એક વેળા હુમિલ્લર નામે સારા ગૃહસ્થના અકાળ મૃત્યુનાં વર્તમાન વાંચી તેના સારા ચરિત્ર ઉપરથી એવો સારો ઉપદેશ કર્યો કે તે શ્રોતાનાં મન ઉપર જડાઈજ ગયો. તેથી તેઓ પાછળથી બહુ ઉપયોગી અને મૂલ્યવન્ત થઈ પડ્યા. અમે ઈચ્છિયે છિયે કે એજ ઉપદેશકના આ સંક્ષેપ જીવન ચરિત્રથી બહુ મહતાજીઓ પોતાના વિદ્યાર્થી ઉપર પણ સારી અસર કરવા સમર્થ થાઓ. ગાર્ફીલ્ડનાં સુલક્ષણોમાં પુરૂષતા અને પરાક્રમ એ મુખ્ય હતાં. તે ગુણ, તેમજ સ્વાશ્રય, નિર્ભયતા, ધૈર્ય, અને સારી રીતિ, પોતાના શિષ્યોમાં પ્રેરવા તે બહુ પ્રયત્ન કરતા. શરીર સંપત્તિ વધારવા સારે પણ શિષ્યોને ઉશ્કેરતા, અને અનેક પ્રકારની કસરત કરાવતા. તેમનો સ્નેહભાવ જોઈ સર્વ શિષ્યોનાં મન તેમના ભણી આકર્ષાતાં. જરા ઉત્તેજનથી શિષ્યો રાજી રાજી થઈ જતા અને તેમની ઈચ્છાનુરૂપ વર્ત્તતા. એ રીતે મહતાજીનું કર્મ યથેચ્છરીતે કરતા તેસાથે ઉપદેશનું કાર્યપણ કરતા. તેમાં પણ એક કુશળ અગ્રેસર ગણાતા. એક સમયે ડાક્ટર ડારવિનના મત પ્રમાણે, પ્રસારણ અથવા પરિણામ વાદ સ્થાપન કરી, ધર્મ-પુસ્તકનું ખંડન થાય એમ એક ગૃહસ્થ ભાષણો આપતો. ગાર્ફીલ્ડ તેની સાથે વાદમાં ઉતર્યા; અને ધર્મ પુસ્તકમાં પ્રકટીકરણ છે તે પ્રમાણે ઉત્પતિ થઈ છે એમ પ્રતિપાદન કરવા માથે લીધું. માત્ર ત્રણ દિવસમાં એ સાર સજ્જ થવાનું હતું. પ્રતિપક્ષી ગૃહસ્થ પોતાના મતમાં સારો પ્રવીણ હતો, અને ભાષણ કરવામાં કુશળ હતો ગાર્ફીલ્ડે સ્વપક્ષને સબળ કરવાની સામગ્રી શોધવા માંડી. અને પોતાના છ અગ્રેસર શિષ્યોને બોલાવી, સ્વમતની પુષ્ટિમાં પ્રમાણો શોધી કાહાડવા, પુસ્તક શાળામાંથી અનેક પુસ્તકો વાંચી તેમાંનાં પ્રમાણો અનેવિચાર ઉતારી લાવવાનું કામ તેમને વેહેંચી આપ્યું. એક દિવસમાં તેમણે

તે કામ પૂરૂં કર્યું પછી પોતે જે રીતે ચર્ચા કરવા ધારેલી તે બધાનું તે શિષ્યોની સમક્ષ અવલોકન કરવું. નિયમેલ દિવસે સંવાદ આવ્યો, તેવાદયુદ્ધમાં ગાર્ફીલ્ડે પ્રતિપક્ષીને એવા પાશમાં લીધો અને તને એવો નિર્ણય કરાવ્યો કે, તેણે પોતાનું મત છોડી દીધું; અને ધર્મ પુસ્તક સામે બોલવાનું માંડી વાળ્યું. ગાર્ફીલ્ડને આગળ જતાં જે અનેક પ્રકારનાં યુદ્ધો કરવાનાં અને જય મેળવવાના હતા, તેનો આ માત્ર આરંભજ હતો. એ વેળા દાસત્વ-ગુલામગીરી, વિષેની ચર્ચાનો અમેરીકામાં આરંભજ થયો હતો. તેમાં બે પક્ષ હતા. એક કહેકે:—એક મનુષ્ય બીજા મનુષ્યને પશુ તુલ્ય દાસ કરી શકતો નથી:—બીજા કહેકે આજ સુધી આવ્યું છે તેમ ચલવવું, ગુલામો છોડવા નહિ. અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનોમાં પણ "સ્વતંત્ર" ગણાય એવો એક પક્ષ સબળ થતોગયો. તેમનો વિચાર "દાસત્વ" નિર્મૂળ કરવા દૃઢ હતો. તે પક્ષ વૃદ્ધિ પામ્યો અને સને ૧૮૬૦માં તેમાંના એક, અબ્રહામ લિંકન નામે એક ગૃહસ્થ, તે રાજ્યના અધ્યક્ષ બહુ મતે નિમાયા. ગાર્ફીલ્ડ પણ એજ પક્ષમાં હતા. તેમણે પોતે એ દાસત્વના બારે ચર્ચાયુદ્ધમાં એક અગ્રભાગ લેવા માંડ્યો.

એ ચર્ચાનો વિસ્તાર વધી ગયો. "સ્વતંત્ર પક્ષ" વાળાને ગાર્ફીલ્ડ બહુ ઉપયોગી થઈ પડ્યા. સને ૧૮૫૯માં રાજ્યસભાના એક સભાસદ તે નિમાયા. તેવામાં થનાર દેશદ્રોહ અને રાજ્યદ્રોહના અંગારા ધુમાતા હતા તેમાંથી દક્ષિણ સંસ્થાનોમાં ભડકો ઉઠ્યો. તે હોલવાઈ જવાની આશા ભંગ થતાં સ્વતંત્ર પક્ષ વાળાને યુદ્ધની સામગ્રી કરવાની અગત્ય આવી પડી. ગાર્ફીલ્ડને "કર્નલ" ઉપસેનાપતિનું પદ આપી, એક સૈન્યશાખા (રેજિમેન્ટ) ઉભી કરી તેના ઉપરી થવાનું કામ સોંપ્યું. પ્રથમ સત્ય વારીયામાં હિરમ પાઠશાળાના સો વિદ્યાર્થી તે સૈન્ય-શાખામાં આવ્યા, અને થોડાકજ સમયમાં તેની ભરતી થઈ ગઈ. તેમને શસ્ત્રાસ્ત્ર ધારણ કરાવી તેમાં અભ્યાસવા માંડ્યાં. ગાર્ફીલ્ડને પણ એ યુદ્ધ કળાનું કામ નવીનજ હતું. તેમાં મહા શ્રમથી તેણે કુશળતા મેળવવા માંડી, અને તેનું દૃષ્ટાંત જોઈ તેના સૈન્યે પણ બહુ ઉત્તેજિત થઈ યુદ્ધ કળા શિખવા માંડી. તે સૈન્યમાં અનેક યોગ્યતા પામેલા વિદ્વાનગૃહસ્થો—બી. એ. એમ. એ, ન્યાયજ્ઞ, ધર્મોપદેશકો, શિક્ષકો, આદિ અનેક પદ પામેલા-તેમજ સુતાર, લવાર, ચિત્રકાર, એનોકાર, યંત્રકાર આદિ કળાવાનો પણ હતા. ત્રણ માસમાં

રણ સંગ્રામમાં ઉતરવા યોગ્ય તેઓ થઈ ગયા.

તે વર્ષના ડીસેંબર માસમાં સેનાપતિ જનરલ બ્યુએલ જ્યાં હતા ત્યાં ગાર્ફીલ્ડને બોલાવ્યા. ત્યાં આવતાં વાંતજ સેનાપતિએ કેટલાક પ્રશ્નો પૂછી જોયા અને પછી એક સ્થળ બતાવી પૂછ્યું કે તે સ્થળમાં તમને આજ્ઞાપક (કમાંડર) કે સેનાપતિ નિમી મોકલ્યા હોયતો તમે કેવી રીતે વર્તશો તે કાલે નવ વાગે અત્રે આવી કેહેજો. એમ સૂચવી આજ્ઞા આપી. તે સ્થળ કેન્ટુકી નામે હતું. ઉતારે આવી તે સ્થળનો નકશો, વરિતપત્રક, અને લખવાની સામગ્રી લઈ ગાર્ફીલ્ડ બેઠા. ત્યાંના માર્ગ, સાધનો, સંમૃદ્ધિ આદિ બધું અભ્યાસી લઈ સજ્જ થઈ એક મ-ખ લખી લેઇ બીજે દિને નિયમસર સેનાપતિ બ્યુએલ પાસે ગયા. તેમણે ગાર્ફીલ્ડનું લખાણ વાંચી તેની યોગ્યતાની પરીક્ષા કરી લીધી. તેની આજ્ઞામાં ચાર પાયદળ અને એક હય દળ આપી કહ્યું કે તમે કેંટુકી જાઓ અને ત્યાં સામા પક્ષના માર્શાળના સૈન્યને દૂર કરો. આજ્ઞાનુસાર ગાર્ફીલ્ડ તુરત ત્યાં ગયા. મધ્ય ઠીકનું યુદ્ધ ત્યાં થયુ. તેમાં ગાર્ફીલ્ડનો જય થયો. એમ ઉત્તર સંસ્થા-નને ગાર્ફીલ્ડ દ્વારાજ પ્રથમ જય મળ્યો, અને દક્ષિણ સંસ્થાનો વાળા તે ભાગમાં-થી નાઠા. એ યુદ્ધ અગત્ય હતું. કારણ ગાર્ફીલ્ડના સૈન્યની સંખ્યા પણ ઓછી હતી અને તેઓ યુદ્ધ પ્રસંગમાં નવાજ હતા. તેમ છતાં જય મળ્યો એનું માન ગાર્ફીલ્ડને બહુ મળ્યું. તેને ઉચ્ચ પદ આપવામાં આવ્યું. ઉત્તરોત્તર અનેક પ્રકારનાં કામો તેને સોંપવામાં આવ્યાં. તેમાં તે પોતાની કુશળતા બતા-વતા ગયા અને દેશની સફળ સેવા કરતા ગયા. ઉત્તર દક્ષિણ સંસ્થાનના દેશ દ્રોહમાં થયેલાં બારે યુદ્ધોમાં અને રણ સંગ્રામમાં ગાર્ફીલ્ડે બહુ યોગ્યતા અને સ્વદેશ વત્સળતા દેખાડી છે. અમેરિકાના એ પ્રસંગના ઇતિહાસમાં તેનું નામ વારંવાર વાંચવામાં આવેછે. યુદ્ધકાળમાં કોઈ કામ પ્રસંગે વાશિંગટન રાજ-ધાનીમાં રાજ્યાધ્યક્ષ લિંકન પાસે તેને સેનાધિપતિએ મોકલ્યા. રણ ભૂમિનાં વર્તમાન કહેતાં તેણે એવું બહુ જ્ઞાન બતાવ્યું કે અધ્યક્ષે તેને આગ્રહથી સૂચવ્યું કે "તમે અત્રેજ રાજ્ય સભામાં રહી અમને સહાયતા આપો." રણભૂમિ ઉપરતો કુશળ પુરૂષોની ન્યૂનતા નહતી, પણ રાજ્યસભામાં, સંગ્રામ સંબંધી વિષયોને સમજી, ઉપયોગી સહાય આપે એવા ગૃહસ્થ વિરલા હતા. ગાર્ફીલ્ડ-નાં અનુભવ, વક્તૃત્વતા, સબળ વિચાર, અને પ્રમાણિકતા એ સર્વનો ખપ

રાજ્ય સભામાં વિશેષ હતો. તેથી અધ્યક્ષ અને બીજા ગાર્ફીલ્ડના સહાધિ કારીયોએ તેને બહુ આગ્રહ કર્યો તેથી રણભૂમિમાં ન જતાં રાજ્યસભામાં રેહેવાની અવશ્યકતા તેને આવીપડી. ગાર્ફીલ્ડને સેના સંબંધિ સર્વ કાર્યનો અધિકાર સોંપવામાં આવ્યો. તે કામ એવી સારી રીતે તેણે કર્યું કે ઉત્તર સંસ્થાનોનો અન્તે જય થયો તેમાં એક મુખ્ય સાધન ગાર્ફીલ્ડ પણ ગણાયા.

યુદ્ધની સમાપ્તિ થયા પછી ધન સંબંધિ ભારે કામ આવી પડ્યું. તે સારૂ એક મંડળ નિમાયું. ગાર્ફીલ્ડને તેમંડળનાપ્રમુખ નિમ્યા. રાજ્યના આયવ્યય (ઉપજ ખર્ચ)નું સર્વ કામ તે મંડળે કરવાનું હતું. તે કામમાં મત ભેદ બહુ પડતા. પણ ગાર્ફીલ્ડે દૂરદૃષ્ટિ અને પ્રામાણિકતા ઉપરે આધાર રાખી કોઇને ચલવા ન દીધા. રાજ્યાધિકારના બળથી લોકોને નાણાં સંબંધિ હાની કરવી હોય તો કરી શકાય એમ હતું. ઘણાનું મત તેમ હતું પણ ખરૂં. પરન્તુ ગાર્ફીલ્ડે સંભાષણો કરી અનેક કારણો દેખાડી રોકડે પાયકે નાણાં આપવાનું અન્તે માન્ય કરાવ્યું. આમ થયેથી તે દેશનો અને લોકનો જગત્‌માં વિશ્વાસ વધ્યો, અને કીર્તિ પ્રસરી. આપણા ઈંગ્લંડદેશના મુખ્ય પ્રધાન ગ્લાડસ્ટન અને મહાવક્તા બ્રાઈટ અને બીજા અર્થ શાસ્ત્રીઓ ગાર્ફીલ્ડના ભાષણો વાંચી પ્રસન્ન થયા, અને 'રીફામે ક્લબ' નામે પ્રખ્યાત સમાજના પ્રતિષ્ટ સભાસદ તેને નીમી બહુ માન આપ્યું.

એ આદિ અનેક મહત્ કર્મ કરી એ એક મહતાજી આખા દેશને અને રાજ્યને ઉપયોગી થઈ પડ્યા. તેની એ દેશસેવા જેવી તેવી નહોતી. આખા દેશે તે માન્ય કરી હતી. તેના સદ્ગુણથી તેના ઉપર દેશની મમતા હતી. ગયુ વર્ષ અમેરિકામાં અધ્યક્ષ નિમવાનું હતું. બહુ મતે ગાર્ફીલ્ડ અધ્યક્ષ નિમાયા. અને અમેરિકા ખંડમાં સર્વોપરી ગૃહસ્થ થયો. એ દેશનું સ્વતંત્ર રાજ્ય થયું ત્યાંથી 'રાજા'ને સ્થાને 'અધ્યક્ષો' નિમાવા માંડ્યા છે. પ્રથમ અધ્યક્ષ અમર વાશિંગટન હતા, ગાર્ફીલ્ડ વિશમા અધ્યક્ષ હતા. તેઓ નિષ્પક્ષપાત, પ્રામાણિક, રાજ્યહિત વર્ધક, અને સ્વદેશ વત્સળ હતા. કોઈ એક બુદ્ધિહીન અને ઉન્મત માણસે કાલ્પનિક દ્વેશથી ગાર્ફીલ્ડને પિસ્તોલથી થોડા દીવશ ઉપર ગોળી મારી હતી, તેનો પીડાથી તેમનો દેહ પડી ગયો છે પણ તેમનાં કામ અને નામ ઇતિહાસમાં અમર રેહેશે. એ અકાળ મૃત્યુથી આખો દેશ અને જગત્‌માંના

સારાં મનુષ્યો શોક પામ્યા છે એમ કેહેવા અગત્યજ નથી.

એક સ્વાશ્રયી, સદાગ્રહી, અવસ્થામાં રંક પણ મનના શ્રીમાન્, ઉદ્યોગી, મહાશયી, અને પ્રતાપી પુરૂષ ગમેતેવી સ્થિતિમાં હોય છે પણ અન્તે સ્વગુણની સપાટી ઉપર આવી જઈ કેવાં ઉચ્ચસ્થાન પામેછે, તેનું અધ્યક્ષ ગાર્ફીલ્ડ એ પ્રત્યક્ષ પ્રમાણ છે.

આ વાંચનાર મહતાજીઓને અમારી પ્રાર્થના છે કે તેમણે આવાં આવાં ચરિત્રો વારંવાર વાંચી મહાશયતા રાખવી અને વિદ્યાર્થીઓ પાસે રખાવવી. એમ થશે તોજ આપણા ભરતખંડની પુનરોન્નતિના દિવસ પાસે આવશે. ઈશ્વર તેવા સદુપદેશમાં મહતાજીઓને સાહાય્ય થાઓ. તથાસ્તુ.

---

## વડોદ્રા પ્રદર્શન.

દેશીકારીગરીના હિમાયતી રાજ્યશ્રી હરગોવિંદાસે સારા ટાંકણાનો લાભ લઈ વડોદ્રામાં એક સારા કામની ઉઠાવણી કરેલી જણાયછે. આવતા ડીસેંબર માસમાં શિયાજીરાવ મહારાજને ઇંગ્રેજ સરકાર રાજ્યાધિકાર સ્વાધીન કરી દેનારછે, અને તે સમયે વડોદરામાં મોટો સમારંભ તથા ઠાઠમાઠ થશે એમાં કાંઈ સંદેહ નથી. રાજકાજથી કે તમાશો જોવાની ખાતર એ વેળા માણસોનો મહા મોટો ભેળાવડો ત્યાં થશે, અને એવે સમે એ રાજમાંહેના હુન્નર તથા કારીગરીના પદાર્થોનું પ્રદર્શન ઉઘાડવાનો જે વિચાર થયોછે તે ઘણો ડહાપણ ભરેલો તથા સમયસૂચકતા બતાવનારોછે. એ પ્રદર્શન કમિટિનું પ્રમુખપણું ટી. સી. ટેટ સાહેબને સોંપવામાં આવ્યુંછે, અને ઉપ પ્રમુખ દાખલ રા. બા. વિનાયકરાવ જનાર્દન કિર્તને, રા. બા. જનાર્દન સખારામ ગાડગિલ અને રા. બા. મણીભાઇ જસભાઇને નીમ્યાછે. સેક્રેટરીઓ રા. રઘુનાથ મહાદેવ કેલકર અને રા. હરગોવિંદદાસ દ્વારકાદાસછે.

એ પ્રદર્શનને માટેનો ઘણોખરો સામાન મોકલવાનું કામ એ રાજના સુબાઓને ભળાવવામાં આવેલું હોય એમ જણાયછે. દરેક તાલુકામાં સ્થાનિક કમીટીઓ નીમવામાં આવીછે. જેઓ પોતાની ચીજ બારોબાર મોકલવા માગતા હોય તેને પણ એક વાતનો ફાયદો કરી આપ્યોછે, એટલે, પ્રદ

ર્શનને માટે મોકલેલા પદાર્થ ઉપરનું દાણ માફ કરવામાં આવ્યુંછે. તા. ૧ લી ડીસેંબરથી પદાર્થો લેવામાં આવશે, પણ કયા કયા પદાર્થો પોતે મોકલી શકશે તે પદાર્થો કયા વર્ગનાછે, તથા તે કેટલી જગા રોકશે,વગેરે બાબતોની મોકલનારે ૧ લી નવેંબર સુધીમાં આગળથી સેક્રેટરીઓને ખબરે આપવી જોઈશું. ૧૫ મી ડીસેંબરથી પદાર્થો લેવાતા બંધ થશે.

એ પ્રદર્શન સંબંધી વિગતવાર હકીકત તો તેના શુચિપત્ર ઉપરથીજ માલમ પડે, તો પણ માગેલા પદાર્થના કેવા વર્ગ પાડેલાછે તથા તે દરેકને માટે કેટલું ઈનામ રાખેલુંછે તે જાણવાને માટે અમે નીચેનું પત્રક ઉપજાવી કાઢ્યુંછે.

| | | |
|---|---|---|
| ૧ | યંત્રો હથિયાર અને ઓજાર સઘળી જાતનાં | રૂ. ૩૦૦ |
| ૨ | જુદી જુદી જાતના કપડાંને ચઢાવવાના કાચા પાકા રંગ તથા મકાનો ધોળવામાં વપરાતા રંગ. | ૧૫૦ |
| ૩ | રૂ, ઉન, રેશમ તથા બીજા રેશાઓનું કામ. | ૫૦૦ |
| ૪ | ઝવેરાત એટલે રત્ન જડિત દાગીના | ૧૦૦ |
| ૫ | સોના રૂપાનું કામ | ૨૫૦ |
| ૬ | લોઢું અને બીજી ધાતુ ઉપધાતુનું કામ | ૧૫૦ |
| ૭ | લાકડાં વગેરેનો સરે સામાન. | ૨૫૦ |
| ૮ | પથ્થરનું કામ. | ૧૫૦ |
| ૯ | માટી કામ. | ૧૫૦ |
| ૧૦ | કાચનો સામાન. | ૧૦૦ |
| ૧૧ | રમકડાં તથા શોભાના પદાર્થ. | ૧૫૦ |
| ૧૨ | નેતર, વાંસ તથા ઘાસના પદાર્થ. | ૧૦૦ |
| ૧૩ | લખવાના સંબંધમાં વપરાતો સામાન | ૨૦૦ |
| ૧૪ | ફાઇન આર્ટ, ચિત્રવિદ્યા વગેરે | ૩૦૦ |
| ૧૫ | ચામડાનું કામ. | ૨૦૦ |
| ૧૬ | સુગંધી પદાર્થો. | ૧૫૦ |
| ૧૭ | વીજળીના સંચાથી રસવાનું અને ધાતુ વિદ્યા. | ૧૦૦ |
| ૧૮ | પરચુરણ, તેમાં ધુપિયા તથા વરસાદની છત્રી, સાબુ, દિવાસળી, બટન, બનાવટી પાઘડી, ખોખાં ઇત્યાદિ. | ૧૫૦ |

૧૯ નીચેના પદાર્થો વડોદરાના રાજમાં બનેલ સૌથી સારા હશે અને બજારભાવે સસ્તા પડવાની પરીક્ષકોને ખાત્રી થશે, તો તેમને માટે ખાસ ઇનામ રૂપિયા ૩૫૦) નાં આપવામાં આવશે.

| | | |
|---|---|---|
| ૧ | લોખંડની તીજોરીઓ. | ૫૦ |
| ૨ | સફેત ઢોળ ચઢાવેલાં ચીનાઈ વાસણ, | ૮૦ |
| ૩ | સ્વચ્છ વિલાયતી જેવું એરંડીઉ (કોલ્ડ ડ્રાન કેસ્ટર ઓઇલ, | ૫૦ |
| ૪ | સોંગડું એટલે કચકડાની કાંસકીઓ, ડાબડીઓ, કાગળ કાપવાની છરીઓ (પેપર કટર) સરેસ વગેરે | ૫૦ |
| ૫ | વિલાયતી જેવાં સારાં તાળાં. | ૬૦ |
| ૬ | વિલાયતી જેવાં સારાં ચાકુ તથા કાતરો. | ૬૦ |

## જોખમ ભરેલી મશ્કરી.

અટકચાળી મશ્કરીથી વખતે જિવનું જોખમ થાયછે એ સૌના જાણ્યામાંછે, પણ ઘણીવાર તે ભૂલી જવામાં આવેછે. હાલ મુંબાઇમાં એ કારણથી એક ભયંકર બનાવ બન્યોછે તેની હકીકત સઘળા નિશાળીઆઓની જાણને માટે અમે લોકમિત્રમાંથી ઘણું કરીને તેનાજ શબ્દમાં ઉતારી બે બોલ કહીએ છઇએ તે આશાછે કે મહેતાજીઓ વાંચી સંભળાવી નાદાન છોકરાંઓના મનમાં ઠસે એવો બોધ આપશે.

એક જણ બેઠો હોય તેની પછવાડેથી આવી બીજા જણે તેની આંખ પર હાથ દાબી પોતાનું નામ પરખાવવાની રમુજ કરવાની ચાલ, બચ્ચાંઓમાં તેમજ મોટી ઉમરના કેટલાકોમાં પણ હોયછે. પણ હમણાં એક યૂરોપયન છોકરાના સંબંધમાં બનેલા તેમજ આગળ બનેલા જાણવામાં આવેલા દાખલા ઉપરથી કહેવાની જરૂર થઈ પડેછે કે એ મશ્કરી બહુ જોખમ ભરેલી અને દુઃખદાયક છે. આવી મશ્કરીની વેળાએ ગફલતીમાં સપડાએલો છોકરો અથવા માણસ, ઘણું કરીને પોતાની આંખપરના હાથ કાહાડી નાખવાની કોશેશમાં જલદી રોકાઈ જાયછે, જે જોઇને બીજો ઘણી રમુજની ધુનમાં આવી વધારે જોરથી હાથ દાબેછે. પણ આપણે ભૂલી જવું જોઇતું

નથી કે, આંખનો ભાગ બહુ નાજુક અને નરમછે. તેની તેવી હાલતને લીધે જરા પણ અસાધારણ જોર તેના ઉપર થતાં તે નુકશાનમાં આવી જવાને ઘણો જલદી લાયક થઈ પડેછે. આંખના સંબંધની એવી અટકચાળી રમતથી હાલ તેર વરસની વયનો સ્કુલમાં ભણતો એક યૂરોપીયન છોકરો, થોડી મિનિટમાં તદન આંધળો થઈ પડવાનો બનાવ અહિંયાં બન્યોછે. તે પર સર્વે કોઈનું ધ્યાન ખેંચવાની અમો બહુ અગત્ય સમજીએ છીએ, એ દુઃખદાયક બનાવમાં જણાવેલો છોકરો સ્કૂલમાં એક જગો ઉપર બેસીને લખતો હતો, તેવામાં બીજા છોકરાએ પછવાડેથી આવી તેની આંખપર હાથ દાબી દીધા. તે કાહાડી નાખવાને તે છોકરાએ મેહેનત કરવાથી, હાથ મેલનાર છોકરાએ તેની આંખ જરા વધારે જોરથી દાબી, જેથી તેની બંને આંખના ડોળા ભચડાઈ જઈને બોલ બોલતામાં તે બિચારો તદન આંધળો બની ગયોછે, અને તેનો ઉપાય તબીબોના હાથમાં પણ રહ્યો નથી. આંખ દાબવાનીજ નહિ પણ શરીરના બીજા ભાગો સાથે હાથ ચાલાકી કરવાની તેમજ તેના ઉપર ધાસ્તી ભરેલી અજમાશો લેવાની રમુજ ભરી મસ્તી અથવા મસ્તી ભરી રમુજ નિશાળોમાં તેમજ ઘરોમાં અને ફરવા હરવાની જગાએ ઘણી વાર થાયછે. અત્રેની એક મોટી દેશી સ્કુલમાં રમુજ કરતાં બીજો ધાસ્તી ભરેલો બનાવ બનેલો હમારા સાંભળવામાં આવ્યોછે, તે આવી જગોએ ચેતવણી લેવાને થોડો ઉપયોગી થઈ પડશે નહિ. થોડાક છોકરાઓ એક પારસી છોકરાને ચોકસ ઉંચાઈની એક ટેબલ ઉપર બેસાડીને તેના ટાંટીયા ઘસડી તેને હેઠળ ખેંચીને ઉભોને ઉભો રાખવાની રમુજ થોડાક દીવસ ઉપર કરતા હતા. તે રમુજ બેચાર વાર આગળ ચાલતાં છેલી વેળા, ટેબલ પરથી ઘસડતાં છોકરાની જાંગનું હાડકું ભાગી બહાર નીકળી આવ્યું એ છોકરો હાલમાં ઘણી ધાસ્તી ભરેલી બીમારી ભોગવતો જણાવામાં આવેછે, અને તે બિચારો પોતાનું ભવિષ્ય કેમ ચલાવી લેશે તે હમણાં વિચારી શકાતું નથી.

એવી રીતે રમુજ અથવા મસ્તી કરનારાં પોતાના કામનું જોખમ સાજતાં નથી, અને તેટલાજ માટે હાથ ચાલાકીના રમુજમાંથી દૂર રહેવાને સમજુઓ નાની વયનાં બચ્ચાં તથા છોકરાંઓને વારે વાર સમજાવેછે. જે

ગરીબ બિચારો યૂરોપીયન છોકરાની આંખ જતી રહીછે તેના દુઃખનો અ-
ને તેથી થતાં તેનાં બિચારાં માબાપના દુઃખનો ખ્યાલ કોણ કરી શકવું હશે?
કદાચ દયાળુ અને સારા દિલના લોકો તેમની દયા ખાશે, પણ તેથી તેમને
જે સદાનું દુઃખ થયુંછે] તેનો કાંઈ છેડો આવનાર છે? તેમજ પેલા પારસી
છોકરાના દુઃખનો અને તેનાં બિચારાં માબાપનો દુખનોમી ખ્યાલ જેવો
તેવો નથી. તેમના ઉપરના દુઃખનો બોજોતો તેઓજ બિચારાં સમજી શકે.

આ માત્ર રમુજ અને મસ્તીમાંથી નીપજેલાં ફળ છે. ખરૂં છેકે
એ મશ્કરી કરનાર છોકરાઓની મતલબ દુષ્ટ નહોતી, પણ ફળ કેવાં
દુષ્ટ ને ભયાનક નીપજ્યાંછે! આ જાણ્યા પછી હવે એવો દુષ્ટ છોકરો
કોણ હશે કે આવી બેફિકરાઈની ભયંકર મશ્કરી કરવા પોતાની હિંમત ચ-
લાવશે? આ બનાવની હકીકત છોકરાંઓએ પોતાના હૃદયમાં અક્ષરે અક્ષર
કોતરી રાખવી જોઇએ. તેમણે વિચાર કરવો કે કોઇએ મશ્કરીમાં આપણા
આવા હાલ કર્યા હોય તો આપણો જન્મારો કેવો ધુળધાણી થઈ જાય, અને
આપણા મનમાં કેવું લાગે! આવી રમતની ટેવ રાખવાથી કોઈ દહાડો
આપણા પણ એવાજ ભોગ આવી મળે, તો તેમાં શું આશ્ચર્ય? ત્યારે
શા માટે આપણે પોતે કે આપણા ભાઇબંધો આવા જોખમમાં પડે એવી
રમતો રમવી જોઇએ! નિર્દોષ ને આનંદકારક રમતોની કાંઇ ખોટ નથી,
અને ડાહ્યાં છોકરાં પોતે તેવીજ રમત રમેછે અને બીજા જે અજ્ઞાનથી
જોખમ ભરેલી રમતો રમતાં હોયછે તો તેમને નરમાશથી શીખામણ આપી
વારેછે. આવા ભયંકર બનાવ બનેછે તેની જો ઘટતી રીતે સમજ પાડી
હોય, તો કઠણ છાતીના નઠોર છોકરાં પણ તેમ કરતાં આંચકો ખાય, અને
વિચાર કરેકે આપણે આવી અટકચાળી રમત શા માટે રમવી જોઇએ?

---

## प्रस्ताविक दोहरा.

વડીઆ સાથે કીજીએં, વિવાહ અને વિવાદ;
બળીઆ સંગ ન ભીડિયે, અધિરાઇથી બાથ.—૧

સાગરમાં રહીં મગરથી, ઝઘડે કરતાં વેર;
સુખસિદ્ધિ નવ સાંપડે, નિપજે કાળો કેર—૨
નિત્યે સમય વિચારીને, આચરિયે શુભ કામ;
સુમતિ સમે જો ઉપજે, તો સુધરે પરિણામ—૩
દેખો આ દુનિયાં વિષે, મનપરે સઘળી વાત;
મનને ભાવ્યું તો મીઠું, લવણ કા'વ્યું સાક્ષાત—૪
મન તૂટે તત્કાળ ને, મન મળતાં બહુ વાર;
મૈત્રી મેઘું રત્નછે, મિત્રો કરો વિચાર—૫
ઓળખાણ પણ ખાણછે, જાણે સુસ પ્રમાણ;
શાણપણું ને સુજનતા, સુખ આપે નિર્વાણ—૬
પ્રપંચી જનને પારખો, રહી તેથી બહુ દૂર;
ચિતચેતી નિત વર્તિયે, જોખમ જાણી જરૂર—૭
એકલ કામ ન નીપજે, નિષ્ફળ નિશ્ચય જાય;
જુગલ મળેજો હાથતો, તાળી તુર્ત પડાય—૮
અનુભવ વિના અશક્યછે, શુભ થાવું પરિણામ;
અનુભવ શિક્ષક સર્વથા, સર્વે સુધારે કામ—૯
કપટી કપટ તજે નહીં, રચે પ્રપંચ પ્રકાર;
કરો ભલાઈ ભાઈ પણ. આખરે દુખ દેનાર—૧૦
દુર્જનથી નહિ દુષ્ટકો, પાપી, પ્રાણી એ એક;
દુર્જનને ડરકે દયા, ન મળે નેક વિવેક—૧૧
ગુણિજન ગુપ્ત રહે નહિં, વણ મહેનત પંકાય;
દિનકર વાદળ દળ વિષે, દાટ્યો પણ દેખાય—૧૨
મણિ મોતી પાષાણ ત્યમ, સજ્જન દુર્જન પાત્ર;
જાણે એક ઝવેરીને, બીજો ગુણિજન માત્ર—૧૩

કાહાનજી વિ. ધર્મસિંહ ઠ.
ખંભળીઆ.

---

# केळवणीखातानी खबरो.

## प्रांत હાલાર ડીસેંબર.

મોટીમારડ. સ્કૂલ કમિટિના પ્રેસિડેન્ટ. તથા મેમ્બરો તથા ગામ લોકોએ રૂ૩॥ મીઠાઈ—छत्रासा. મેં. વહિવટદાર હેમચંદ હંસરાજ તથા ગરાસીઆ-ઓએ રૂ૩) મીઠાઈ ઇનામ તથા ચોપડીઓ—मजोथा. વાર્ષીક પરીક્ષા વખત. સ્કૂલ કમિટિના પ્રેસીડેન્ટ તથા મેંબરોએ રૂ૧)ની ખારેક—ध्राफ. ભાણવડના મુનસફ સાહેબ રૂ૦-૮-૦ મીઠાઈ—गढका. વાર્ષીક પરીક્ષા વખત ગામ લોકો તરફથી રૂ૦-૯-૦—गोंडल कन्याशाळा. મે. ન્યાયાધીશ સાહેબ આ. અંબેજી સ્કૂલના હેડમાસ્તર આ. તાલુકા માસ્તર એગ્ઝીબીસનમાંથી રૂ૪-૨-૯—सांसरी. આજમ ગોકળ મરન્યાયાધીશ સાહેબ રૂ૨-૬-૦—देरडी. માજી મહેતાજી મૂળજી અનુપરામ રૂ૧) પેંડા—मोवैया. વાપેલા બાપુભાઈ જસાભાઈ રૂ૧) મીઠાઈ—खोजा અસમાન સોમજી રૂ૦॥ મીઠાઈ. શેઠ હરિભાઈ સામજી રૂ૦॥ મીઠાઈ—सरसाइ. મહાલ કરી સાહેબ. આ. સારાભાઈ માંડળજીએ રૂ૧) પતાસાં—जोडिया. ડા. ખીમજી મુળજી રૂ૧૦) ની સાકર વહેંચી પોતાને ત્યાં છોકરાનો જન્મ થવાથી ડા. આણંદજી પુંજાણીને ત્યાં છોકરાનો જન્મ થવાથી રૂ૨) દ્રાક્ષ. ડા. પીતાંબર તુળસીને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૨) દ્રાક્ષ—बेडी. રાજકોટના વકીલ નથુ પીતાંબરે રૂ૨) સાકર—जोडिया कन्याशाळा. મે. મુનસફ સાહેબ. ભાસજી પીતાંબરે રૂ૦-૯-૦ પતાસાં. ડા. ખીમજી પ્રેમજી રૂ૨) સાકર—कालावड. આ. મહાલકરી સાહેબ તથા ન્યાયાધીસ સાહેબ સ્કૂલ કમિટિના પ્રેસીડેન્ટ સાહેબ વગેરે પરીક્ષા લીધી તે વખત આ. ન્યાયાધીશ સાહેબ અજ્ઞાનાશ ભવાની દાસે પદરનાં રૂ૧) પતાસાં. આજમ થાણદાર સાહેને રૂ૫) ચોપડીઓ, ઇનામ, તથા મીઠાઈ. કન્યાશાળામાં વહેંચ્યાં—जामनगर कन्याशाळा. વઢવાણ વાળાં બાઈ શ્રી વાલુબાએ રૂ૨॥ કેળાં. શેઠાણી પુતળીબાઈએ રૂ૦-૬-૦ રમતા-કુળ—कंडोरणा. સુખાગરાના પટેલ ભાણા આરજણ રૂ૦-૯-૦ મગફળી—तापडी. ગીરાસીયા, ગામના વેપારીઓએ મળી રૂ૨॥ મહેતાજીને રૂ૭-૧૦-૦ પ્પડ રૂ૦॥ મીઠાઈ રૂ૦-૬-૦ પાટી નં. ૨ કુલ રૂ૧૧) जामपुर. પોરબંદરના શેઠ મેઘજી બીમાણી રૂ૨-૪-૬ પતાસાં તથા ઊનાળામાં પાણીનું ખરચ

કબુલ કર્યુંછે. રેવાના તા. ૧૨-૧-૮૧ મુ. જોધપુર.

(સહી.) ગણપતરામ અનુપરામ.

સ. ડે. એ. ઇન્સ્પેક્ટર. પ્રાંત હાલાર.

---

## ગોહીલવાડપ્રાંત.

જા. નં. ૧૧૬૨

ભાવનગર નં. ૧ નામદાર ભાવનગરના મહારાજા તર્ફથી રૂ૨૦-૪-૦ મીઠાઈ—ભાવનગર નં. ૨જી. નામદાર માહારાજાશ્રી તર્ફથી. રૂ૭) મીઠાઈ—ભાવનગર નં. ૩ નામદાર માહારાજાશ્રી તર્ફથી રૂ૭-૪-૦ મીઠાઇ—ભાવનગર નં. ૪ નામદાર મહારાજા તર્ફથી રૂ૬॥ મીઠાઈ—ભૂંભળી. મહાજન તર્ફથી રૂ૧। મીઠાઈ—વડવા કંન્યાશાળા. નામદાર ભાવનગરના મહારાજા તર્ફથી. રૂ૧૫) ઓઢણી રૂ૨) મીઠાઇ. રજપૂત. કાંનાજી રૂપાજી તર્ફથી રૂ૭) ચોપડીયો રૂ૧) મીઠાઈ—સુરકા. મે. ઈનચાર્જ થાણદાર રવજી વસ્તા રૂ૦-૧૦-૦ ની મીઠાઇ—મોટા આસરાણા. ગાંમના કેટલાક ગ્રહસ્થોએ મળી રૂ૧) મીઠાઈ—ધાવડી. તલાટી રઘું ગીગા. તર્ફથી રૂ૦। મીઠાઈ—ઝાંઝમર. મે. વહીવટદાર સાહેબ તથા કચેરી મંડળે રૂ૦। મીઠાઇ—સુલતાનપુર. મે. વહીવટદાર સાહેબ તથા કચેરીમંડળ વગેરે પરીક્ષા લઈ રૂ૨) સાકર તથા મીઠાઈ—ઉચડી. રાજેશ્રી મગનલાલ તથા સવૈલાલ અને બીજા ગ્રહથોએ મળી રૂ૧) ની મીઠાઈ—તળાજા કંન્યાશાળા. મે. ડાક્ટર નારાયણદાસ મોતીરામ રૂ૧॥ ચોપડીયો તથા ચાંદલા તથા નામદાર ભાવનગરના મહારાજા તર્ફથી રૂ૪) ચોપડીયો રૂ૧) મીઠાઇ—બોટાદ કંન્યાશાળા. મે. કારભારી મંડળ તથા મહાજન તર્ફથી રૂ૧૪। કપડ તથા સ્લેટો રૂ૧॥ મીઠાઇ—જલાલપર. જલાલપુરના સંઘવી લીલા મુળજીએ રૂ૦-૧૦-૦ ની સાકર રૂ૦॥. દુપટો મહેતાજીને—હણાલ. વાળુકડના મહેતાજી જુઠાલાલ જયાનંદ રૂ૦-૧૦-૦ મીઠાઇ, નોંઘણવદરના મહેતાજી દુલભજી ગોવિંદજી રૂ૦॥ મીઠાઇ—આંબા. શુકલ મયારામ નથુરામ રૂ૦। સાકર—જાંબાળા. પટેલ નરસી કાલા. ૦॥ મીઠાઈ તથા ૦॥ મહેતાજીને—ભાંગરાઠ. મહેતાજી પનજી મોરારજી ૦। મીઠાઈ. કાનપુર. પોલીસ પટેલ. ગીરજાશંકર વહાલજી ૦॥ મીઠાઇ—વળા કંન્યાશાળા. નામદાર દરબાર

સાહેબ તર્ફથી રૂ૪॥ મીઠાઈ—कोटडापीठा. ઠકર જુઠા કલ્યાણજી રૂ૦॥ મીઠાઇ—ढाळो. નામદાર દરબાર સાહેબ તર્ફથી રૂ૪)—छाठी कंन्याशाळा. મે. માણેકલાલ નાનાભાઇ રૂ૧) મીઠાઇ—भंडारीया. શેઠ અમરચંદ જસરાજ રૂ૧) સાકર. ત્રાપજ ટપાદાર નરસીદાસ નાગરદાસ રૂ૦॥ સાકર—त्रापज. કમિટિના મેમ્બરોએ રૂ૧) ની મીઠાઈ—राजपरा. મહાજન તર્ફથી રૂ૧) भावनकंन्याशाळा. મે. વોટસન સાહેબ બહાદુર રૂ૧) મીઠાઇ. રા. રણછોડ ઉદયરામ રૂ૫) લૂગડાં મે. જગજીવનદાસ ખુશાલદાસ રૂ૫) મીઠાઇ. એજાના મેહેરબાન નવાબ સાહેબ બહાદુરે રૂ ૫૦) લૂગડાં તથા હેડમીસ્ટ્રેસને સાલજોડો ૧—कळसार. ફોજદાર દુલેરાય ભગવાનજી રૂ૧) સાકર—शीहोर. વહોરા બકતી ભાઇચંદ રૂ૨॥ મીઠાઇ—कुंभण. ડેપ્યુટી વહિવટદાર પુરૂષોતમ શાહજી રૂ૦॥ પ્રેસીડેન્ટ મુખપતરાય ત્રીભોવનદાસ રૂ૨) પટેલ. રણછોડ જેસા રૂ૧) ઉપાધ્યા વજેશંકર જગજીવન રૂ૦॥ શા. ધનજી બાણા રૂ૦॥ પટેલ. વશરામ લક્ષમણ રૂ૦॥ કુલ રૂ ૫॥—तळाजा. મહાજન તર્ફથી રૂ ૨॥ મીઠાઈ—शाहमेर. મહાજન તર્ફથી રૂ૦ સાકર—सुलतानपर. શેઠ. ખુશાલ બોઘા રૂ૦॥ दाठा. તાલુકદારો તર્ફથી રૂ૮॥ રૂમાલ તથા રૂ૧) મીઠાઈ—दाठा कंन्याशाळा. તાલુકદારો તર્ફથી રૂ૩॥ લૂગડાં રૂ૦॥ મીઠાઈ—तळाजा कंन्याशाळा. તાલુકદારો તર્ફથી રૂ૨॥—मथरा. તળાજા વહીવટદાર રૂ૦॥ શેઠ. આણજી ભીમજી રૂ૧) મીઠાઈ—धाढका. પ્રેસીડેન્ટ તથા મેમ્બરોએ રૂ૦॥ મીઠાઇ—गढडा. રા. મણીશંકર છગનલાલ રૂ૧-૧-૦ સાકર—मांडवधार. દેશાઇ ગૌરીશંકર જેશંકર રૂ૧) મીઠાઇ, ગોરાળીઆ, ધારશી કરાળા રૂ૦। મીઠાઇ, ગોસળીયા પાનાચંદ કમા રૂ૦। મીઠાઇ, મુખી માધ જીવા રૂ૦। મીઠાઈ—पाळीताणा. મે. ઠાકોર સાહેબ રૂ૧૦) સાકર—ठाडच. મે. વહીવટદાર આમદભાઈ રૂ૦॥ મીઠાઇ—छाठी. મે. ઠાકોર સાહેબ તર્ફથી રૂ૪) મીઠાઇ. મેહેતાજી પુંજાજી લાલજી રૂ૦॥ મીઠાઇ—छाठी कंन्याशाळा. મે. કારભારી સાહેબ માણેકલાલભાઇ તર્ફથી રૂ૧) મીઠાઈ.

અપૂર્ણ.

## અમદાવાદવિભાગ.

### વિ. આ. નં. ૫૯૧.

વીરમગામ. તા. ૧૭-૧-૮૧ ને રોજ વાર્ષિક ઇનામો આપતી વખતે મે. સબોર્ડીનેટ જડજ સાહેબ. નાગરદાસ નરોતમદાસ રૂ૧૦) દેશાઈ કેશવબાઈ કુબેરબાઇ રૂ ૫) પરીખ. રૂગનાથદાસ પુરૂષોતમદાસ રૂ ૫) પરીખ. કેવળદાસ ત્રીકમદાસ રૂ ૫) શેઠ. ધનજીભાઇ જહાંગીરભાઈ રૂ ૫) બાઇ શ્રી મોતનબીબી રૂ ૫) શેઠ. મગનલાલ જેચંદ રૂ૪) રૂના જુના કારખાના તર્ફથી રૂ૪) રા. સા. કેસવલાલ મામલતદાર રૂ૨) રા. રણછોડલાલ મનસુખરામ રૂ૨) પરીખ. મૂળચંદ કરસનદાસ. રૂ૨) પરી. હરિવલ્લભ મધુકચંદ. રૂ૨) પરી. નારણદાસ રાજારામ રૂ૨) બાઈશ્રી માજીરાજ રૂ૨) મલેક બાપાસાહેબ ફનુમીયાં રૂ૨) શા. ભગવાન ડાહ્યા. રૂ૨) શા. વાલજી વેલજી રૂ૨) વકીલ. હરિલાલ મયારામ રૂ૧) પોખર નથેખાન સુલતાનખાન રૂ૧) મીરજાં વીશાહમીર રૂ૧) માંડલના મુખી આકુબ ઇસબ રૂ૧) વકીલ હરિલાલ મોહનલાલ રૂ૧) સ્ટેસન માસ્તર ડોસાભાઇ રૂ૧) પોષ્ટમાસ્તર માણેકજી રૂ૧) મી. વિષ્ણુરામ શીવરામ રૂ૧) મી. લલુભાઇ જમનાદાસ રૂ૧) મી. આત્મારામ ગુડસ કલાર્ક રૂ૧) પરી. ચુનીલાલ મુળચંદ રૂ૧) પટેલ. ગીરધર જેશંગ રૂ૧) દેશાઇ મયારામ મકનજી રૂ૧) પરી. દામોદર પેલા. રૂ૧) કુલ રૂ૭૭) તેમાંથી રૂ૨૬-૪-૬ ની મીઠાઇ રૂ ૫૦-૮-૬ ચોપડીયો, છીંટ, ગરીબ છોકરાઓને, સ્લેટો, કાગળ, પુઠાં, પેન, ક્રોપી વગેરે ઇનામ વહેચ્યું—ધંધુકા કન્યાશાળા. માં મે. કલેકટર જે. બી. રીચી સાહેબ બહાદુરે છોડીયોની પરીક્ષા લઇ રૂ૫૪-૬-૦ લુગડાં તથા રૂ૪) મીઠાઇ કુલ રૂ૫૮-૬-૦ ઇનામ વહેંચ્યું—ધોળકા કન્યાશાળા. મે. ઉ. પ્રાં. એ. ઈ. સા. બા. તથા તેમનાં મડમ સાહેબે પધારી છોકરીઓની પરીક્ષા લઇ રૂ ૩) ગાતાસાં તથા ભરતનું કામ ચાલવા તેની શરૂઆતમાં ઉપયોગી સામાન લાવવા રૂ૨) પદરના.

રવાના તા. ૧૨-૩-૮૧.

(સહી.) મોતીરામ રાજારામ.
ડેપ્યુટી એ. ઇન્સ્પેકટર અમદાવાદ.

## પ્રાંત કચ્છ.

પ્રાંત કચ્છની સ્કૂલોમાં સને ૧૮૭૯ના નવેંબરની તા. ૧લીથી સને ૧૮૮૦ના નવેંબરની તારીખ ૩૦મો સુધી વહેંચાએલ ઇનામનું લીસ્ટ.

ભૂજહાઇસ્કૂલ. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજા ધિરાજ મિરજાં મહારાઓ શ્રીજી ખેંગારજી બહાદુર તર્ફથી રૂ૧૨) ચોપડીયો રૂ૬|| મીઠાઈ.—ભૂજ.એ.વ.સ્કૂલ. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મિરજાં મહારાઓશ્રીજી ખેંગારજી બહાદુર તર્ફથી રૂ૧૧|| ચોપડીયો રૂ૬)ની મીઠાઈ.—ભૂજ.ગૂ.નિ.ન. ૧લી. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજાધિરાજાએ રૂ૩૬|ની ચોપડીયો. તથા રૂ. ૭ની મીઠાઈ. એજ નિશાળના પે. આ. નરશીરામ ભાણજીએ રૂ૩|| ચોપડીયો. તથા રૂ૨|| મીઠાઈ—ભુજફાનસ્કૂલ. રા. લાલજી બાવાએ પોતાના છોકરાને સ્કૂલમાં બેસાડી રૂ૫) મીઠાઈ રૂ૪) મહેતાજીને રૂ૪) આસિસ્ટંટ બાંઅને શેઠ. રણછોડદાસ ઓધવજીને ઘેર પુત્ર આવ્યાની ખુશાલીમાં મહારાઓશ્રીજી ખેંગારજી. કુમાર શ્રી કલુભા, રા. બાં. મણીબાઈ જશબાઈ રાણા જાલમસિંઘજી વગેરે ગૃહસ્થો પધાર્યા તે વખતે રૂ૧૬) ઇનામ વહેંચ્યું. એજ,નિશાળના ત્રીજા આસિસ્ટંટ લાધા ભાણજીએ ૬૨) ઇનામ વહેંચ્યુ. શેઠ રણછોડદાશ ઓધવજી તર્ફથી રૂ૧૩) ઇનામ વહેંચ્યું. —ભૂજનં.૨ ની.નિ. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મિરજા મહારાઓ શ્રીજી ખેંગારજી બહાદુર તર્ફથી રૂ ૧૭-૧૦-૦ ચોપડીયો રૂ૬) મીઠાઈ—ખાવડા. મેહેતાજી નાગજી લાલજીએ રૂ૦-૧૪-૦ મીઠાઇ વહેંચી. ચોબારીના મહેતાજી મોહનજી આણંદજી રૂ૦|| મીઠાઈ અંજારના મહેતાજી દયાશંકર શ્યામજીએ રૂ૨-૨-૬ ચોપડીયો. રૂ૧ની મીઠાઇ મેતા વજેશંકર જયશંકરે પોતાના પુત્રને નિશાળે બેસાડી રૂ૨) મીઠાઈ રૂ૧) મહેતાજીને રૂ૧) આસિસ્ટંટ તથા માનીટરને કુલ રૂ૪) રાવળ. ભગવાનજી જયશંકરે પોતાના વિવાહની ખુશાલીમાં રૂ૨|| મીઠાઇ. નવી નિશાળના વાસ્તુને દિવસે શા. નાથા રાણજી તરફથી રૂ૫) મહેતા દુલેરાય દલપતરામ તર્ફથી રૂ૪) શા. પુરૂષોતમ શીવરાજ તર્ફથી રૂ૨ શા. આણંદજી પીતાંબર રૂ૨|| શા. મોણશી ઓધવજી રૂ૧|| શા. ઓધવજી ખેંગારજી રૂ૧|—ભૂજમહમેડનસ્કૂલ. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મિરજાં મહારાઓ શ્રીજી ખેંગારજી બહાદુર તર્ફથી રૂ૨૧) ચોપડીયો. રૂ૫-૧૨-૦ મીઠાઈ.—ભૂજકંન્યાશાળા. વાર્ષિક પરીક્ષા વખતે

મેહેતાજી ચત્રૂભુજ લાલને ઘેર પુત્ર જનમ્યાની ખુશાલીમાં રૂ૧)મીઠાઇ. તેરાના શેઠ રેતનશી લુધાની વિધવા બાઈ વેજબાઇ કંન્યાશાળામાં રૂ૧ા મીઠાઇ. સુથરીના શેઠ હજુ મૂળજી તથા કારભારી વેંકુઠ નારણજી રૂ૧) મીઠાઈ. તથા મહેતાજીને રૂ૦ાા મહેતાજીને પાઘડીના વાર્ષીક પરીક્ષા વખત મહારાજાધીરાજ મિરજાં મહારાઓ શ્રીજી ખેંગારજી બહાદુર તરફથી રૂ૨)ચોપડીઓ તથા રૈયત તરફથી રૂ૨-૨-૦ મીઠાઇ. મે.કચ્છ પ્રાંતના એ. ઈ. સાહેબે પરીક્ષા લઈ રૂ૨ાા તથા રામદાસ દામજી રૂ૨ાા મહેતાજી ચત્રૂભુજ લાલજી તરફથી રૂ૧ા મહેતાજી દેવરામ વાઘજી રૂ૦ાા મહેતાજી આણંદજી જયશંકર રૂ૧ા મહેતાજી કહાનજી શંકરજી તરફથી રૂ૦ાા મહેતાજીએ રૂ૧ા ચોપડીઓ તથા ઠકર લાલજી મેઘજીએ રૂ૧ા તથા મહેતાજીને રૂ૧ા પાઘડીના આ પરીક્ષામાં ઠકર લાલજીએ રૂ૧૭ાા નું ખરચ જમણ પાન સોપારીમાં કરેલું છે. સેહોદ. મહેતાજીને ઘેર પુત્રનો જન્મ થી રૂ૧-૧૪- મીઠમુદ્રા.-૮૧ના ૨૧ઈ.સુ.

સહી.) દલપતરામ પ્રાણજીવન. ખખર.

એ. ઇ. પ્રાં. કચ્છ.

---

# જાહેરખબરો.

## ઈનામ રૂ૧૦૦) નું.

### સ્વસ્થાન બારીઆના મહારાવળશ્રી માનસીંગજી મહારાજ તરફથી.

ડગલા બદન વગેરે સારૂ બટન (બોરીયાં) નો વાપર આપણે અહીં ઘણો વધી પડ્યો છે. બટન વિવિધ પ્રકારનાં અને જૂદા જૂદા પદાર્થનાં બનેછે, દોરાની ગુંથણીનાં બટન પેહેરણ બંડીઓમાં સૌથી વધારે વપરાય છે એવાં બટન આપણે અહીં પણ ઘણાં થવા લાગ્યાંછે. ધાતુનાં, લાકડાનાં, શીપનાં, શીંગડાંનાં વગેરે અનેક પદાર્થનાં બટન બને છે. શોભીતાં બટનની કીમત પણ ઘણી બેસેછે.

બટન બનાવવાના પ્રકૃતિ પદાર્થ આપણે અહીં પુષ્કળછે. એટલે ધાતુ, લાકડું, શીપ, શીંગડાં વગેરે જ્યાંને ત્યાં જથાબંધ મળી શકે. કેટલીક જાતનાં બટન કોઈ કોઈ ઠેકાણે લોક બનાવે છે પણ તે જથાબંધ ન હોવાથી તથા હાથે કે સંચેડ ઉતારવાથી મોંઘાં પડેછે,

એમાટે ઉપર બતાવેલા પદાર્થનાં જથાબંધ બટન બનાવવા સારૂ જે કોઈ સંચો તૈયાર કરશે તેને સદર રૂ૧૦૦) નું ઈનામ આપવામાં

